શ્રીમદ્ બુદ્ધિસાગરજી જૈન ગ્રન્થમાળા ગ્રન્થાંક ૩૯-૪૦-૪૧

# ગચ્છમતપ્રબંધ અને સંઘ પ્રગતિ

તથા

# જૈનગીતા.


રચયિતા-શાસ્ત્રવિશારદ,

જૈનાચાર્ય શ્રીમદ્ બુદ્ધિસાગરસૂરીશ્વરજી.



પ્રગટકર્તા,

શ્રી અધ્યાત્મજ્ઞાનપ્રસારક મંડળ.

(ચંપાગલી—મુંબઇ.)

હા૦ લલ્લુભાઇ કરમચંદ દલાલ.

વીરાત્ ૨૪૪૩. વિ૦ સં૦ ૧૯૭૩. સન ૧૯૧૭.

કિં. ૧-૦-૦

# નિવેદન.

પ્રભુ મહાવીરની પટ્ટ પરંપરાએ અનેક ગચ્છો ઉત્પન્ન થયા છે. તેમાં કયો ગચ્છ કયા સમયમાં અને કયા આચાર્યથી ઉત્પન્ન થયો અને કયા કારણે તે સંબંધીનો અહેવાલ આપનો આ ગચ્છ મત પ્રબંધ ગ્રન્થ ઇતિહાસના રસીકોને ઘણો ઉપયોગી થઇ પડે તેમ છે.

સૂરીશ્વરે આ ગ્રન્થમાં ગચ્છ અને મતને ભિન્ન પણું છે એ દર્શાવવા ઉપરાંત સંઘની પ્રગતિ ઇચ્છતા મહાપુરૂષોને ખાસ મનન કરવા યોગ્ય 'સંઘ પ્રગતિ' એ નામે ઘણોજ ઉપયોગી લેખ આપ્યો છે તે સાથે 'જૈન ગીતા' નામે ગ્રંથ સંસ્કૃતમાં લખ્યો છે તે સાથે જોડ્યો છે.

કયા ગચ્છોની ઉત્પત્તિ કયા ગામોમાં થઇ તે સબંધી પણ જેટલી હકીકત જાણી શકાઇ તેટલી આપી છે. તે ઉપરથી તે સમયની, અને હાલની સ્થિતિ વિષે તે તે ગામો માટે ઘણું જાણવા યોગ્ય મળે તેમ છે. ઘણાં ગામો તદ્દન અપરિચિત થઇ પડયાં છે તેવીજ રીતે ઘણાં ગામોનાં નામો ઉલટ સુલટ પણ થઇ ગયાં છે.

આ ગ્રંથમાં કેટલીક પટ્ટાવલીઓ પણ આપવામાં આવી છે અને બની શક્યું ત્યાં સુધી ગ્રન્થના વિષયને પૂર્ણ કરવામાં સૂરીશ્વરે અથાગ પરિશ્રમ સેવ્યો છે. તેઓશ્રી જણાવે છે તેમ વચલા સમયમાં ઘણા ગ્રન્થો નાશ થવાથી શૃંખલાબંધ ઇતિહાસ

જોઇએ તે રીતે જાળવી ન શકાયાથી ગચ્છ મત સંબંધી ચોક્કસ સંવત્ કે મહીનો ઘણા ગચ્છો માટે આપી શકાયો નથી. તેમ ગચ્છનો અનુક્રમ પણ આપી શકાયો નથી પણ આ સંબંધીનો પ્રયાસ ચાલુ છે. પ્રભુ પ્રતિમાના લેખો આચાર્યોનો સમય કાળ નિર્ણીત થવા માટે ઉપયોગી સાધન જણાયું છે અને તે " ધાતુ પ્રતિમાં લેખ સંગ્રહ " નામનો ગ્રન્થ જોવાથી જણાશે. ( અ. જ્ઞા. પ્ર. મંડલે પ્રગટ કર્યો છે. )

આ ગ્રન્થ વાંચી વિદ્વાન્ મુનિરાજો અને ગૃહસ્થો પોતાની તરફની જે કંઇ સુચનાઓ આપવા લાયક હોય તે લખી મોકલશે તો મંડળ આભારી થશે. કેમકે નવીન આવૃત્તિ માટે તે ઉપયોગી થઇ પડશે

આવા ઉપયોગી ગ્રન્થના પ્રકાશાર્થે માણસા નિવાસી શેઠ મગનલાલ દીપચંદે રૂ. ૪૦૦) ની તથા તેમના જ ભાગીદાર શેઠ હાલાભાઇ ખીમચંદ મ. હેસાણાવાળાએ રૂ. ૫૧) ની સહાય આપી છે જે માટે તેઓશ્રીને ધન્યવાદ ઘટે છે. જ્ઞાન ભણાવવા અને જ્ઞાનને પ્રગટ કરવા માટે જેટલી શક્તિ વપરાય તેટલી ઓછીજ છે. હાલમાં પ્રગટ થતા ગ્રંથો માટે ઉંચા કાગળો અને સારા કામ ઉપરાંત અતિ ઘણા વધેલા ભાવોને લઇ ઇચ્છવા કરતાં વધુ કીમ્મત રખાય છે તોપણ પડતર કરતાં ઓછીજ કીમ્મત છે એમ આ ગ્રન્થની ઉપયોગિતા સમજનારા કહી શકશે.

મુંબાઇ. ચંપાગલી.
અષાડ સુદિ ૮ મી.
સંવત્. ૧૯૭૩.

લી.
અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ.

॥ ॐ अर्हम् ॥

# પ્રસ્તાવના.

ગચ્છ મત પ્રબંધ પુસ્તકમાં શાસનનાયક ચોવીશમા તીર્થંકર શ્રી વીરપ્રભુ પશ્ચાત્ જે જે ગચ્છ ભેદો—મતો ઉત્પન્ન થયા તેની નોંધ લેવામાં આવી છે, તેથી ઐતિહાસિક દૃષ્ટિએ ઇતિહાસરસિકોને ઘણું અવબોધવાનું મળી શકે તેમ છે.

ગચ્છ મતભેદ થવાનાં આન્તર અને બાહ્ય અનેક કારણો હોય છે. કોઇપણ ધર્મમાં કાલાન્તરે સંપ્રદાય મતભેદો પડયા વિના રહેતા નથી. વૈદિક વેદાન્ત ધર્મમાં પણ શંકરાચાર્ય સાંખ્ય, મિમાંસક, ભાગવત, રામાનુજ, મધ્વા, વલ્લભી, કબીર, બીજપંથ, નાનક, શીખપંથ, સ્વામીનારાયણ, રાધાપંથ વગેરે અનેક મતભેદો પડેલા છે કે જેનું વર્ણન કરતાં મહાન્ ગ્રન્થ થઇ જાય. બૌદ્ધ ધર્મમાં પણ શૂન્યવાદ, વિજ્ઞાનવાદ, મહાયાન વગેરે અનેક મત પન્થો પડેલા છે તે હાલ

પણ વિદ્યમાન છે મુસલમાનોમા પણ શીયા શુની વગેરે પન્થો ઘણા પડેલા છે, તેમજ ખ્રીસ્તિયોમાં પણ રોમન કેથોલિક, પ્રોટેસ્ટ ટ વગેરે અનેક પ થો પડેલા છે. આર્યસમાજ કે જે હાલમાં નવો પન્થ ઉત્પન્ન થયો છે, તેમાં પણ વિચારભેદે બે મત પડેલા શ્રવણ કરાય છે. ગમે તે ધર્મપન્થમાં મતભેદો થયા વિના રહેના નથી એવો કુદ્રતનો સ્વભાવ છે. ધર્મમા મતપન્થ પડે છે, એટલુ બસ નથી પર તુ દુનિયાના રાજ્યોની પ્રવૃત્તિયોમાં, સમાજ કોમની પ્રવૃત્તિયોમાં મતભેદો અનેક ભૂતકાળમાં પ્રગટયા, વર્તમાનમાં પ્રગટે છે, અને ભવિષ્યમાં પ્રકટશે. વિશ્વમાં અદ્ય પર્ય ત અનેક મત સંપ્રદાય, પ થો પ્રગટયા, પ્રગટે છે અને ભવિષ્યમાં પ્રગટશે. એમ હિ દુસ્તાન, યુરોપ, અમેરિકા, વગેરે દેશોના ધર્મ સ બધી ઇતિહાસો અવલોકવાથી અવબોધાશે.

કોઇપણ ધર્મ પ્રગટયો એટલે તેમાં કાળે કાળે મતભેદ તો પડવાના જ. મનુષ્યોનો સ્વભાવ

એવા પ્રકારનો છે કે સર્વને એક સરખી મતિ ન હોવાથી તેઓ મતભેદ પાડયા વિના રહે નહીં. **स्वभावो दुरतिक्रमः** સ્વભાવ દુઃખે પણ ત્યાગ થાય એવો નથી. ધર્મમાં–સમાજમાં–રાજ્યમાં દૃષ્ટિ પ્રમાણે મનુષ્યોની સૃષ્ટિ થઈ, થાય છે અને થશે તેનો કોઇ-નાથી પ્રતિબંધ થવાનો નથી. સદાકાલ મનુષ્યોમાં ખોપરી ખોપરીએ મતિ ન્યારી રહેવાની એવો કુદ્રતિ નિયમ છે. બે દુ ચારની પેઠે ગણિત નિયમાનુસારે ધર્મ વિચારો હોત તો આટલા બધા ધર્મોમાં ભેદો થવાનો પ્રસંગ આવત નહીં; મનુષ્યના મનનો એવો સ્વભાવ છે કે કંઇ નવું નવું વિચારવું–આચરવું–મનુષ્યના મનને એક સરખું સદાકાલ રૂચતું ન હોવાથી તેને નવું ગમે છે.

અનાદિ કાલથી જૈન ધર્મ પ્રવર્ત્યા કરે છે, અને અનંત કાલ પર્યંત પ્રવર્તશે, પણ તેમાં ગચ્છભેદો તો પડવાના જ. શ્રી રૂષભદેવથી આ ચોવીશીમાં ધર્મ પ્રગટયો એમ જૈન ઐતિહાસિક દૃષ્ટિએ કથવામાં આવે

છે. દરેક તીર્થંકરના જેટલા ગણધરો હોય છે તેટલા ગચ્છો પ્રગટે છે. લશ્કરની ટુકડીઓના ભેદોની પેઠે ગચ્છોના ભેદ હોય છે, એટલે તેમાં તત્ત્વવિચારભેદ હોતો નથી, પરંતુ લાખો સાધુઓ વગેરે ટુકડીઓના રૂપમાં ગચ્છ તરીકે ગોઠવાઇ પ્રવર્તી શકે છે. કોઇપણ વૃક્ષ ઉત્પન્ન થયું એટલે તેને ડાળા પાંખડાં તો થવાનાં તેમ કોઇપણ તીર્થંકરે ધર્મ પ્રકટાવ્યો એટલે ગણધર ભેદે વા બીજા ભેદો ગચ્છો-મનો વગેરે તો ઉત્પન્ન થવાના, અને ઘણા કાલે તેમાંથી પાખંડો પણ પ્રગટ વાનાં. શ્રી રૂષભદેવના વખતમા અને તે પશ્ચાત્ શ્રી સુવિધિનાથ અને શીતલનાથની વચ્ચમા ધર્મભેદો પ્રગટ્યા છે. શ્રી નેમિનાથના વખતમાં પણ અન્ય ધર્મો નીકળ્યા છે. શ્રી મહાવીર પ્રભુના સમયમાં પણ ગૌતમબુદ્ધ, ગોશાળે, જમાલી વગેરેએ સ્વબુદ્ધયનુસારે ધર્મભેદો પ્રકટાવ્યા હતા, અને તેમાં કરોડો લાખોની સંખ્યામાં મનુષ્યો દાખલ થયા હતા.

શ્રી મહાવીર પ્રભુના સમયમાં વૈદિક અને વેદા-

ન્ત ધર્મોમાં પણ વિચારો અને આચારો સંબંધી અનેક મતભેદો પડયા હતા.

શ્રી મહાવીર પ્રભુના અગિયાર ગણધર થયા અને નવ ગચ્છો થયા. શ્રી મહાવીર પ્રભુ પશ્ચાત્ એકલા સુધર્માસ્વામી ગણધર રહ્યા તેથી તેમના નામથી सुधर्मागच्छ કહેવાણો.

શ્રી મહાવીર પ્રભુના ગણધરોએ દ્વાદશાંગીની રચના કરી. ગણધરોએ અગિયાર અંગ ચઉદ પૂર્વ વગેરેની રચના કરી. સ્થવિર મુનિઓએ પયન્ના-ઉપાંગો, ગ્રન્થો, પ્રકરણો વગેરેની રચના કરી. શ્વેતાંબર જૈનાગમમાં સાત નિન્હવોની વ્યાખ્યા કરવામાં આવી છે. કેટલાક ભેદો તો ઉત્પન્ન થયા અને નષ્ટ થયા, પરંતુ ઇતિહાસના પાને તેઓનું અસ્તિત્વ કાયમ રહ્યું છે.

શ્રી મહાવીર પ્રભુના શાસનમાં અનેક ગચ્છ મતભેદો પ્રગટયા છે. પરંતુ તેમાં નવતત્ત્વ, પંચાસ્તિકાય, વગેરે તત્ત્વોની પ્રાયઃ એકસરખી માન્યતા અ-

વલોકવામાં આવે છે. ધર્મગ્રન્થોના સાહિત્યની વૃદ્ધિથી જૈન ગચ્છોએ-મતોએ સર્વોપરિપદ પ્રાપ્ત કર્યું છે. જૈનધર્મના અનેક ઇતિહાસ ગ્રન્થોથી ભારતવર્ષના સામાજીક ઇતિહાસના જ્ઞાનમાં સમ્યગ્ સાહાય્ય પ્રાપ્ત થાય છે. તત્ત્વો સંબંધી, રાજાઓ વગેરેના ઇતિહાસો સંબંધી, મંત્ર, તંત્ર, યંત્ર, જ્યોતિષ વૈદક વગેરે સંબંધી જૈનશાસ્ત્રોમાંથી ઘણું પ્રાપ્ત થઈ શકે તેમ છે.

જૈનધર્મમાં પ્રકટેલા ગચ્છો, મતોના ભેદોમાં કયા ભેદો સત્ય છે? અને કયા ભેદો અસત્ય છે? તેના નિર્ણય માટે અત્ર વિવેચન કરવામાં આવ્યું નથી. આ લઘુ પુસ્તકમાં તો ઐતિહાસિક દૃષ્ટિની પ્રાધાન્યતાથી કંઇક લખવામાં આવ્યું છે. અને જૈન કોમની ઉન્નતિ થાય એવા હેતુથી સંઘપ્રગતિ લેખના પ્રસંગે પ્રસંગે પ્રગટેલા ઉદ્ગારોને દાખલ કરવામાં આવ્યા છે.

જૈનધર્મના સ્થાપક ચોવીશ તીર્થંકરોની જન્મભૂમિ બંગાલ, બિહાર, કાશી વગેરે દેશો છે. ગણધ-

રેની ઉત્પત્તિનું સ્થાન પણ બંગાલ બિહાર વગેરે છે. બંગાલદેશે ધર્મ સામ્રાજ્ય સ્થાપનમાં અનેક રંગો ભજવ્યા છે. ભજવે છે અને ભજવશે.

શ્રી મહાવીર પ્રભુ પશ્ચાત્ ચારસેં પાંચશે વર્ષ સુધી બંગાળામાં કાશી વગેરે તરફ કેન્દ્ર મુખ્યતાએ જૈનધર્મીઓની જાહોઝલાલી વર્તતી હતી. વજસ્વામી, ભદ્રબાહુ વગેરે આચાર્યોનો બંગાળા કાશી તરફ વિશેષ વિહાર હતો. વૈદિક વેદાન્તીઓ અને બૌદ્ધોની સાથે જૈનાચાર્યોએ ધર્મ સંવાદો કરીને જૈનધર્મનો સારી રીતે પ્રચાર કર્યો હતો. નિર્ગ્રન્થ ગચ્છ અને કોટિક ગચ્છ પર્યન્તના સાધુઓ કાશી, બંગાળ વિહાર વગેરે દેશોમાં મુખ્યતાએ વિચરતા હતા, તથા દિગંબરાચાર્યો પણ મુખ્યતાએ વિચરતા હતા એવું જૈન ઇતિહાસથી સમજાય છે. બંગાળા કાશી વિહાર વગેરે દેશોમાં વિ. સં. ૫ પાંચમા સૈકા પછી જૈનાચાર્યોનો અલ્પ વિહાર થયો સંભવે છે. વિક્રમ. સં. પાંચમા સૈકા પછી જૈન- શ્વેતાંબરાચાર્યોનો વિહાર મધ્ય

પ્રાંત, મેવાડ, મારવાડ, ગુજરાત, સૌરાષ્ટ્ર વગેરે દેશો તરફ વિશેષ થયો હોય તથા તે દેશો તરફ વિશેષ વાસ થયો હોય એમ સંભવે છે.

## ક્યા દેશોમાં કયા કયા ગચ્છોની ઉત્પત્તિ થઇ તે જણાવવામાં આવે છે.

ઉપકેશગચ્છની મારવાડમાં ઉત્પત્તિ થઇ છે. મહારાષ્ટ્ર કોંકણ દેશમાં નાગિલ નિવૃત્તિકુલ વગેરે ગચ્છોની ઉત્પત્તિ થઇ હોય એમ સમજાય છે. વજ્રસેનના ચાર શિષ્યો સોપારક (સોપાલા) માં થયા. સોપાલા મુંબાઇ પાસે અગાસી ગામ નજીક આવ્યું છે, તેમાં નિવૃત્તિચંદ્ર વગેરે કુલોની ઉત્પત્તિ થએલી સંભવે છે. હર્ષપુરીયા ગચ્છની મારવાડમાં અજમેર નગર પાસે આવેલા હર્ષપુરમાં ઉત્પત્તિ થવી સંભવે છે, પાટણના રાજા સિદ્ધરાજે આપેલા મલ્લધારી એવા બિરૂદથી પાટણમાં મલ્લધારી ગચ્છની ઉત્પત્તિ સંભવે છે. મેવાડમાં આવેલા સાંડેર ગામમાં સાંડેર ગચ્છની ઉત્પત્તિ થઈ. આબુજીની પાસે આવેલા ઢેલી ગા-

મમાં વડની હેઠ સાધુઓને સૂરિપદવી આપવાથી વડગચ્છની ઉત્પત્તિ થઇ. (વિ. સં. ૯૯૪માં) કોરંટ ગચ્છ, કુરચપુરીય ગચ્છ, ચૈત્યવાસમત ગચ્છ વગેરેની મારવાડ મેવાડમાં ઉત્પત્તિ થએલી લાગે છે. આબુજી પાસે આવેલા નાણા ગામમાં નાણાવાલ ગચ્છની ઉત્પત્તિ થઇ છે. ચિત્રવાલ ગચ્છની મારવાડમાં ચિત્રવાલમાં ઉત્પત્તિ થઈ છે. વાચિત્રવંશથી થઈ છે. વિધિપક્ષ ગચ્છની સ્થાપના ગુજરાતમાં થઇ છે. સાર્ધપુનમિયા ગચ્છની પાવાગઢ અગર ગુજરાતમાં પાટણ અગર બીજા નગરમાં ઉત્પત્તિ સંભવે છે. પાટણમાં દુર્લભસેન રાજાના સમયમાં ખરતરગચ્છની ઉત્પત્તિ થઈ. આગમિક ગચ્છ, સ્તવપક્ષ ગચ્છ, દ્વિવંદનિક ગચ્છની પ્રાય: ગુજરાતમાં ઉત્પત્તિ થઇ. આબુજી પાસે આવેલા જીરાવલા ગામમાં જીરાવલા ગચ્છની ઉત્પત્તિ થઇ છે, લિંબજીય ગચ્છની પણ તે પ્રદેશમાં ઉત્પત્તિ થયેલી સંભવે છે. હસ્તિકુંડી ગચ્છની ઉત્પત્તિ મારવાડમાં થયેલી સંભવે છે. રાજગચ્છની મારવાડમાં અથવા ગુજ-

રાતમાં ઉત્પત્તિ થયેલી લાગે છે, મારવાડમાં રૂદ્રપાલીય ગચ્છની ઉત્પત્તિ ઘણા ભાગે સંભવે છે, પાટણ પાસે વાયડ ગામમાં રાસિલ્લસૂરિએ તથા જીવદેવસૂરિએ વાયડ જ્ઞાતીને જૈનધર્મી બનાવીને (વણીક તથા બ્રાહ્મણોને જૈનધર્મી બનાવીને) વાયટીય ગચ્છની ઉત્પત્તિ કરેલી છે. વાયડ વાણીયાઓ પહેલાં જૈનધર્મી હતા ને તે વાયટી ગચ્છના હતા પણ હાલ જૈન ગુરૂઓના ઉપદેશના અભાવે તે મેશ્રી થયેલા છે. ચાણસમામાં પુનમીયા ગચ્છના મહાત્માઓનાં ૨-૩ ઘર છે. તેઓની વહીમાં વાયડ વાણીયાઓ જૈન હતા એમ લખ્યું છે. પાટણમાં પુનમીયા ગચ્છની ઉત્પત્તિ સંભવે છે, પુનમીયા ગચ્છના શ્રીપૂજ્યો હજી વિદ્યમાન છે, ને તે ગચ્છના મહાત્માઓનાં ચાણસ્મા, વિજાપુર, લાડોલ ને વગેરેમાં સ્થાન છે. ગુજરાતના વિજાપુરમાં તપાગચ્છની ઉત્પત્તિ થઈ છે, ને ચિતોડગઢના રાણાએ શ્રી તપાગચ્છનું બિરૂદ શ્રીજગચ્ચંદ્રસૂરિજીને આપ્યું છે. વીશાવલગચ્છની ઉત્પત્તિ ગુજરાતમાં સંભવે છે.

વાગડદેશના થરાદ ગામમાં થારાપદ્રિય ગચ્છની ઉત્પત્તિ થઈ સંભવે છે. નાગપુરમાં નાગપુરી તપાગચ્છની ઉત્પત્તિ થયેલી છે. લઘુ ખરતર, પિપ્પલક ખરતર, ને મધુકર ખરતર એ ત્રણ ગચ્છની ઉત્પત્તિ મારવાડમાં થયેલી સંભવે છે. તપાગચ્છ વૃદ્ધપોશાલી, ને તપાગચ્છ લઘુપોશાલીની ઉત્પત્તિ ખભાતમાં થઇ સંભવે છે. તપાગચ્છમાં વિજયદેવસૂરિ અને આનન્દસૂરિ એ બે પક્ષની ઉત્પત્તિ અમદાવાદમાં સંભવે છે. અને અમદાવાદમાં સાગરગચ્છની ઉત્પત્તિ શાંતિદાસ શેઠની સહાયથી રાજસાગરસૂરિના વખતથી થયેલી છે. હુંબડ વાણીયાઓથી હુંબડ ગચ્છની ઉત્પત્તિ થયેલી છે અને તેનો સમાવેશ તપાગચ્છ તથા વડગચ્છમાં થાય છે. હુંબડ ગચ્છના હુંબડ વાણીયાઓ અસલ શ્વેતામ્બર હતા ને હાલ પણ હુંબડ શ્વેતામ્બરનાં ઈડર વગેરે ગામોમાં ઘર છે. કોરંટગચ્છની ઉત્પત્તિ કોરંટ ગામમાં થયેલી છે. પહેલો કોરંટગચ્છ હતો ને તે ગચ્છના યતીઓ તથા ગચ્છમાં ભળેલા હોવાથી કોરંટ તપાગચ્છ ગણાયો સં-

ભવે છે. અથવા બીજી રીતે જુદો પણ ગણાતો હોય એમ સંભવે છે. કડવાપંથની ઉત્પતિ ગુજરાતમાં ને બીજ-ગચ્છની ઉત્પત્તિ મેવાડમાં થયેલી છે. પાર્શ્વનાથના સંતાનિયાથી કવલાગચ્છની ઉત્પત્તિ થયેલી છે. કતક-પરા ગચ્છની ઉત્પત્તિ ગુજરાતમાં સંભવે છે. પાયચંદ ગચ્છની ઉત્પત્તિ મારવાડમાં અથવા ગુજરાતમાં સંભવે છે, કાસદ્રા ગચ્છની ઉત્પત્તિ ગુજરાતમાં થઇ છે. સરવાલ ગચ્છની ઉત્પત્તિ ગુજરાતમાં થયેલી છે, અને આબુજી પાસે બ્રહ્માણ અપરનામ વર્માણમાં બ્રહ્માણ ગચ્છની ઉત્પત્તિ થઇ છે. અમે બ્રહ્માણ ગામ નજરે જોયું છે. તેમાં એક જૈન દેરાસર છે ને પહેલાંનું પ્રાચીન દેહરાસર હાલમાં તૂટી ગયેલું નજરે પડે છે.— નાણકીય અને નાણાવલ ગચ્છ એક હોવા જોઇએ. પિપલીયા ગચ્છની ઉત્પત્તિ મારવાડ અગર ગુજરાતમાં પિપલીયા ગામમાં થયેલી સંભવે છે. ભાવડારને ભાવડહેર ગચ્છ એક જણાય છે. ભાવડાર ગચ્છની ઉત્પત્તિ પ્રાયઃ ગુજરાતમાં થઇ સંભવે છે. વિજાપુર

પાસે એક જૂનું ગામ ભાવહેર નામે છે તે અસલ પ્રાચીન નગર હતું. તે નગરથી અથવા બીજા કોઇ ગામથી ભાવડહેર ગચ્છની ઉત્પત્તિ થઈ હોય તે વિચારવા યોગ્ય છે. મારવાડમાં ચૈત્રવાલનગરમાં નગરને નામે ચૈત્રવાલ ગચ્છની ઉત્પત્તિ થયેલી છે. વાગડ દેશના નામે પ્રસિદ્ધ સાધુઓથી વાગડ ગચ્છની ઉત્પત્તિ જણાય છે.

મારવાડમાં આવેલા ભિન્નમાલ નગરથી ભિન્નમાલ ગચ્છની ઉત્પત્તિ થઈ સંભવે છે. શ્રીધર્મઘોષસૂરીથી ધર્મઘોષ ગચ્છની ઉત્પત્તિ થઇ સંભવે છે. રત્નાકરસૂરિથી રત્નાકર ગચ્છની ઉત્પત્તિ થઇ સંભવે છે. કર્માશાએ સિદ્ધાચલનો ઉદ્ધાર કરાવેલો છે તેનો ઇતિહાસ શ્રી જીનવિજયજી તરફથી પ્રગટ થયેલો છે તેમાં રત્નાકરગચ્છ સંબધી હકીકત લખેલી છે. જેસલમેરમાં ખરતરગચ્છ વગેરે શાખાની ઉત્પત્તિ થઈ છે. રાલદ્રા ગામના નામે રાલદ્રાગચ્છની ઉત્પત્તિ થઇ છે. ને તે ગામ ઘણા ભાગે મારવાડ અથવા ગુજરાતમાં

હોવુ જોઇએ. સીદાધટીય ? અગર સિદ્ધાંતકીય ગચ્છની ઉત્પત્તિ ગુજરાતમાં થયેલી છે. પલ્લીયગચ્છની ઉત્પત્તિ પલીયડ ગામથી થઇ છે. માણુસા પાસે હાલ પલિયડ ગામ છે તેમાં એક દેહરાસર છે. પલિયડ ગામના મૂળનાયકજીને હાલ માણુસામાં મૂળનાયકજી તરીકે સ્થાપના કર્યા છે. તેથી પલિયડગામ પ્રાચીન છે, ને પ્રભાવક ચરીત્રમાં પણ પલિયડગામ આવે છે અગર કોઈ બીજુ પણ પલિયડગામ હોય, ને ત્યાંથી પલ્લીગચ્છની ઉત્પત્તિ થઈ હોય તેમ પણ સભવે છે. આબુજી પાસે કચ્છોલીવાલ ગામ છે. ત્યાં ઉત્પન્ન થયેલા આચાર્યને નામે કચ્છોલીવાલગચ્છની ઉત્પત્તિ થયેલી જણાય છે.

રાસોમા તથા ચરિત્રોમાં ને પ્રતિમાના લેખો પર પણ કચ્છોલીવાલ ગચ્છનું નામ આવે છે ગુજરાતમાં આવેલા હારીજ ગામમાં હારીજ ગચ્છની ઉત્પત્તિ સભવે છે. સં. ૧૯૭૩ ના ફાગણ શુદ પૂર્ણિમાને દીવસે વઢીયાર દેશમાં શ્રી સંખેશ્વરજીની જાત્રા

કરીને ફાગણ વદી બીજને દીવસે હારીજ ગામ અમો આવ્યા હતા; ત્યાં હાલ આગગાડી થઈ છે. હારીજ ગામમાં અમો પ્રાચીન જૈન દેરાસરનું ખંડેર દેખવા ગયા હતા, ત્યાં બે જૈન મંદિરનાં ખંડેર છે. તેમાં એક તો હાલ સારી સ્થિતિમાં છે. પૂર્વે હારીજમાં શ્રાવકોનાં ૫૦૦ ઘર હતાં, ને હાલમાં શ્રાવકનું એકજ ઘર છે. દહેરાસરનુ ખંડેર જોતાં હજાર દોઢ હજાર વરસનું પ્રાચીન હોય તેમ સંભવે છે, ને ઔરંગઝેબ અથવા અલ્લાઉદ્દીનના વખતમાં તે દહેરાસર તૂટેલું હોય એમ જણાય છે. ને તેના મૂળનાયકજીને રાધનપુરના જૈન દહેરાસરમાં પધરાવેલા છે, ને તે હાલ પણ હારીજા પાર્શ્વનાથના નામથી પ્રસિદ્ધ છે. હારીજા ગચ્છની ઉત્પત્તિની યાદી જાળવવા માટે દહેરાસરનું પ્રાચીન ખંડેર જાળવવાને ગાયકવાડ સરકારને વિનંતિ કરવાની જરૂર છે. હીરાપલ્લિ ગામને નામે હીરાપલ્લિ ગચ્છની ઉત્પત્તિ થયેલી છે. અમારા સમજવા પ્રમાણે વિજાપુર પાસે હીરપુર ગામ છે ત્યાં પૂર્વે ભીલ્લોની

ઘણી વસ્તી હતી તેથી તે હીરાપલ્લી ગણાતુ હતું, ને તેથી હીરાપલ્લી ગચ્છની ઉત્પત્તિ થઈ હોય એમ કલ્પના થાય છે. જાખડીયા ને છીત્રાવાલ ગચ્છની ઉત્પત્તિ મારવાડમાં થયેલી સંભવે છે. ચતુર્દશી પક્ષની તથા ત્રિભવીયા ગચ્છની ઉત્પત્તિ ગુજરાતમાં સંભવે છે. જેરંડ ને જાગડ ગચ્છની ઉત્પત્તિ કયાં થઈ તે જાણવાનુ સાધન નહિ હોવાથી કહી શકાય તેમ નથી. અમોએ બને તેટલા પ્રયત્ને વિચારશક્તિથી ગામાદિકને અનુસારે ગચ્છની ઉત્પત્તિ દર્શાવી છે; ને કદાચ તે અન્યથા હોય ને સાધનસંપન્ન હોય તો તે પણ માનવાને કંઇ હરકત નથી. કેટલા ગચ્છોની ઉત્પત્તિ ગામને નામે-કેટલાક ગચ્છોની ઉત્પત્તિ બિરૂદને નામે તથા આચાર્યને નામે પણ થયેલી છે. એ રીતે અનેક પ્રકારે ગચ્છના નામની ઉત્પત્તિનાં કારણો સંભવે છે. ચૈત્યવાસ નામથી જૈન શ્વેતાંબરો પરિચિત છે. બારસે વર્ષ સુધી ચૈત્યવાસી સંપ્રદાયનુ જોર રહ્યું હતું. ચૈત્ય પાસે વાસ કરવાથી ચૈત્યવાસી

તરીકે જે સાધુઓ પ્રસિદ્ધ થયા તેઓથી ચૈત્યવાસ સંપ્રદાય ગચ્છની ઉત્પત્તિ થઇ. ચૈત્યવાસી સાધુઓની આહોઝલાલીના સમયમાં જૈનનિગમો—જૈન ઉપનિષદોની મુખ્યતા પ્રવર્તતી હતી. જૈનોમાં સોળ સંસ્કારોની મુખ્યતા વર્તતી હતી, અને આગમોની ગૌણતા વર્તતી હતી. શ્રી આર્યરક્ષિત વા આર્યસુહસ્તિના સમય લગભગમાં ચૈત્યવાસ નીકળ્યો જણાય છે. ચૈત્યવાસીઓએ રાજકીય ધર્મ તરીકે જૈનધર્મને સંરક્ષ્યો હતો.

ગુજરાતમાં, મેવાડમાં, મારવાડમાં, વઢીયારમાં, સૌરાષ્ટ્રમાં તે વખતે ચૈત્યવાસી સાધુઓનું ઘણું જોર હતું. વનરાજ ચાવડાના ગુજરાતના રાજ્યમાં ચૈત્યવાસી આચાર્યો રાજ્યગુરૂ તરીકે દેશ ગુરૂ તરીકે પ્રસિદ્ધ.થયા હતા. ચાવડાઓના રાજ્યપ્રદેશમાં ચૈત્યવાસીઓ વિના અન્ય સાધુઓને આવવાને પણ રાજ તરફથી પ્રતિબંધ હતો. વનરાજ, યોગરાજ, ક્ષેમરાજથી તે ઠેઠ .સામંતસિંહ સુધીના ચાવડા રા-

જાઓ ચૈત્યવાસીઓને ધર્મગુરૂ અને રાજગુરૂ તરીકે માનતા હતા અને ચૈત્યવાસી આચાર્યો રાજાના ધાર્મિક સસ્કારોની ક્રિયા કરતા હતા. કેટલાકોનો મત એવો છે કે ચૈત્યવાસી જૈનાચાર્યો રાજાના ધાર્મિક પુરોહિતોનુ ધાર્મિક કાર્ય કરતા હતા તેથી જૈનોના જૈનવેદના પ્રચારથી રાજકીય ધર્મ તરીકે જૈન ધર્મ પ્રવર્તતો હતો. ગુજરાતમા ચાવડાઓના રાજ્યમાં બ્રાહ્મણો કે જે વૈદિક તરીકે કર્મ કાંડી હતા. તેઓનુ જોર બીલકુલ નહોતુ. જૈનવેદો ઉપનિષદો વડે જૈન બ્રાહ્મણો ધાર્મિક પ્રવૃત્તિ કરીને જૈન ધર્મની આરાધના કરતા હતા. ચૈત્યવાસીઓની જાહોજલાલીના સમયમા-આગમ અને નિગમની સારી રીતે પ્રચલિતતા હતી અને બ્રાહ્મણો, ક્ષત્રિઓ, વૈશ્યો, અને શૂદ્રો એ ચારે વર્ણ જૈનધર્મ પાળતી હતી. મુખ્યતાએ નિગમવાદી ચૈત્યવાસી આચાર્યોનું જોર સોલકી દુર્લભરાજના સમયમાં હઠવા લાગ્યુ અને આગમવાદી જૈનાચાર્યોનુ જોર કઈ વધવા લાગ્યુ. મન્નજિણાણં સજ્ઝાયની ઉપદેશ કલ્પવલ્લિ-

ટીકામાં નિગમવાદી ચૈત્યવાસીઓની શી શી માન્યતા-ઓ હતી તેની કંઈક ઝાંખી જણાય છે. ચૈત્યવાસી-ઓની મુખ્ય એ માન્યતા હતી કે જૈન વેદો જૈન ઉપનિ-ષદો અને જૈનાગમોવડે જૈન ધર્મમાં ચારે વર્ણને સદાકાળ રાખવી અને રાજકીય ધર્મ તરીકે જૈન ધર્મ ટકી રહે એવી સર્વ પ્રવૃત્તિ કર્યા કરવી. આગમોને મુખ્ય-તાએ માનનારા આગમવાદીઓનું જોર થવા લાગ્યું ત્યારે પણ તેઓમાંથી નિગમ પ્રભાવક ગચ્છ તરીકે એક ગચ્છ કાયમ રહ્યો. જૈન વેદો અને જૈન ઉપનિષદોનો નિગમમાં સમાવેશ થાય છે. હાલ પણ કહેવત છે કે આતો અગ-મનિગમની વાત જાણે છે અર્થાત્ આગમ નિગમની વાતો જાણે છે. મહું જીગ્રાણુંની ઉપદેશ કલ્પવલ્લિની ટીકામાં જણાવ્યું છે કે આગમો અને નિગમો એ બ-ન્નેને ભેગાં કર્યા વિના જૈનતત્ત્વોનું સમાધાન થાય નહિ. જૈનાગમો અને જૈન નિગમો એ બન્નેથકી જૈનધર્મ વિશ્વમાં પ્રવર્તી શકે છે. ભરત રાજાએ જૈન નિગમો પ્રવર્તાવ્યાં હતાં.તે સર્વ તીર્થંકરોના સમયમાં

કાયમ હતાં અને તે પ્રમાણે સોળ સંસ્કારો વગેરેની ક્રિયા થતી હતી અને દરેક તીર્થંકરના સમયમાં જૈનાગમો નવાં થતાં હતાં અર્થાત્ દ્વાદશાંગી જુદી રચાતી હતી. મહાવીર પ્રભુના સમયમાં જૈન નિગમો અર્થાત્ જૈનવેદો કાયમ રહ્યા હતા. ચૈત્યવાસીઓનું જોર હતું ત્યારે જૈનવેદો-ઉપનિષદો સર્વત્ર પ્રચલિત હતી, પરંતુ આગમવાદીઓનું વિ. સં. એક હજારના સૈકામાં જોર થવા લાગ્યું ત્યારે ચૈત્યવાસીઓની ધાર્મિક પ્રવૃત્તિયોનું જોર હઠવા લાગ્યું. વર્ધમાનસૂરિ પૂર્વે ચૈત્યવાસી હતા તેમણે ચોરાશી ચૈત્યોની માલીકી છોડી, ત્યારે આગમવાદ જોરપર આવવા લાગ્યો અને જૈન નિગમોમાંથી આગમવાદીઓને ગ્રહણ કરવા યોગ્ય ધાર્મિક સંસ્કારોના મંત્રોને વર્ધમાનસૂરિએ આચાર દિનકર ગ્રન્થ બનાવીને તેમાં ગોઠવ્યા તેમજ અન્ય આગમવાદી આચાર્યોએ નિગમોમાંથી સાર ભાગને ગ્રહી અન્ય ગ્રન્થો રચ્યા એવી કેટલાકની માન્યતા છે તથા શત્રુંજયના કર્તા ધનેશ્વરસૂરિ ચૈત્યવાસી હતા એમ પરંપરા કર્ણશ્રુતિ વહ્યા કરે છે. ચૈત્યવાસીઓ

સર્વ તીર્થને માનતા હતા, પરંતુ તેઓની આચાર સંબંધી માન્યતાઓ મુખ્યતાએ નિગમોના આધારે હતી પરંતુ તેઓ આગમોની ઉત્થાપના કરતા નહોતા. યોગવિધિ વગેરેની માન્યતાઓની પ્રણાલિકા ચૈત્યવાસીઓમાં હતી. સાધુઓ અને સાધ્વીઓ થવાની માન્યતા પણ ચૈત્યવાસીઓમાં હતી. ચૈત્યવાસીઓની માન્યતા પ્રમાણે ગૃહસ્થ ગુરૂ તરીકે જૈન બ્રાહ્મણો ધાર્મિક ગૃહસ્થ યોગ્ય સંસ્કારોને કરાવતા હતા.

ચૈત્યવાસીઓ ગૃહસ્થગુરૂ અને ત્યાગીગુરૂ એના બે પ્રકારના ગુરૂઓ માનતા હતા. શ્રીમદ્ આત્મારામજી મહારાજે તત્ત્વનિર્ણય પ્રાસાદમાં ગૃહસ્થગુરૂ અને ત્યાગી ગુરૂ કયા કયા સોળ સંસ્કારો પૈકી સંસ્કારો કરાવે, તેનું વર્ણન કર્યું છે. વિક્રમ સંવત્ ૯ નવમા સૈકામાં જૈન બ્રાહ્મણો કે જે જૈન ગૃહસ્થ ગુરૂઓ તરીકે હજારોની સંખ્યામાં હતા, તેઓના કુળને આદ્ય શંકરાચાર્યે પોતાના માર્ગ તરફ આકર્ષ્યું, તેથી જૈનધર્મનું જોર ઘટવા લાગ્યું અને બ્રાહ્મણો અમુક વૈદિક-

ધર્મ નેપૌરાણિધર્મને માનવા તરફ આકર્ષાયા. જૈન ગૃહ-સ્થ ગુરૂ તરીકે જૈન બ્રાહ્મણોને કાયમ રાખવા માટે કુમાર-પાળના સમયમાં આગમવાદી જૈનાચાર્યોમાં મુખ્ય શ્રી હેમચંદ્રસૂરિ તરફથી પ્રવૃત્તિ શરૂ થઇ.તેમાં જે બ્રાહ્મણોને જૈનગૃહસ્થ ગુરૂ તરીકે સ્થાપ્યા, તેઓની સાથે વૈદિક બ્રાહ્મણોએ જ્ઞાતિ વ્યવહારનો સંબંધ રાખ્યો નહીં તેથી તેઓ ઠકકુર ભોજક તરીકે ગણાણા, અને તેઓ અદ્યાપિપર્યંત જૈનધર્મની પૂજા વગેરેની ક્રિયાઓ કરાવે છે અને જૈનધર્મને પાળે છે. ચૈત્યવાસી ત્યા ગીઓની પડતી દશા થઇ અને તેઓનું જોર હઠયું ત્યારે તેઓ કુમારપાળના સમયમાં પુનમીયાગચ્છમાં દાખલ થયા અને મહાત્માઓ તરીકે પ્રસિદ્ધ થયા. ચૈત્યવાસીઓના જોરના સમયથી જે જૈન કુળો થયાં તેના ઇતિહાસો તેઓ રાખવા લાગ્યા અને હાલ પણ તેઓ જૈન વણિકોના કુળગુરૂ તરીકે કાયમ રહ્યા છે. હાલ મહાત્માઓ કેટલાક ઘરબારી થયા છે, પરંતુ તેમાં એકને ત્યાગી રાખવાનો પ્રચાર છે. હાલમાં તેઓ લાડોલ, મુજ-

પર, ચાણસમા વગેરે ગામોમાં રહે છે અને જૈન વણિકો ના કુળગુરૂ તરીકે વહી વાંચવાનું કાર્ય કરે છે. તેઓ અસલ ચૈત્યવાસી ગુરૂઓમાંથી ઉતરી આવ્યા છે. આ પ્રમાણે ચૈત્યવાસીગચ્છમત સંબંધીની ઐતિહાસિક અને સાંભળેલી હકીકત જણાવી છે.

**ગચ્છોની ઉત્પત્તિ.**

ગચ્છોની ઉત્પત્તિયોનાં કારણો પરસ્પર એક-બીજા ગચ્છોની પટ્ટાવલિયોને અવલોકવાથી માલુમ પડે છે. માન્યતાભેદે કેટલાક ગચ્છોની ઉત્પત્તિ થએલી સમજાય છે. કેટલાક-સામાન્યભેદે ગચ્છો ઉત્પન્ન થએલા છે. સર્વ ગચ્છોની ઉત્પત્તિનો સમય નિર્ણય કરવો અને તે અમુક અમુક કારણોથી થયા એમ નિર્ણય કરવો તે દુર્ઘટ કાર્ય છે. અનેક ગચ્છોની પટ્ટાવલિયો બહાર પડવાથી ભવિષ્યમાં 'હજી ગચ્છોની ઉત્પત્તિ સંબંધી નિર્ણય થવામાં ઘણું અજવાળું પડી શકશે.'

બંગાલ, હિંદુસ્થાન, દક્ષિણ, ગુજરાત, માર-

વાડ, કચ્છ, સિંધ, પંજાબ, ગુજરાત, માળવા, મેવાડ, સૌરાષ્ટ્ર, લાટ વગેરે સર્વ દેશોમાં જૈનોના ગચ્છોથી સાધુઓ વ્યાપ્ત થયા હતા. દિગંબરોમાં પણ અનેક ગચ્છભેદો પ્રગટ્યા અને તેના ઉપદેશકો મુખ્યતાએ દક્ષિણ અને ઉત્તરમાં વિચર્યા હતા.

દિગબર શ્વેતાંબરો વગેરેએ પરસ્પર ઈર્ષ્યાથી ખંડનમંડન કરી આત્મવીર્યનો એકબીજાના નાશમાં ઉપયોગ કર્યો અને તેથી વિક્રમ સં. ના આઠમાં સૈકા સુધી સંપૂર્ણ આર્યાવર્તમાં જૈનરાજાઓવડે જાહોઝલાલી ભોગવનાર જૈન ધર્મની પડતી થવા લાગી અને આઠમા સૈકામાં પ્રગટેલ શંકરાચાર્ય પછી વૈદિકધર્મની જડ પુનઃ પાંગરવા લાગી. દિગંબરોએ ને શ્વેતાંગરોએ પરસ્પર માન્યતાભેદે પરસ્પરનું ખંડનમંડન કરીને પોતાના ધર્મપર પોતાના હાથે કુહાડો માર્યો અને તેથી અન્યદર્શનીઓ ફાવી ગયા. હિંદુઓ પરસ્પર લડી એકબીજાનો નાશ કરવા પ્રવૃત્ત થયા ત્યારે મુસલ્મા-નોએ હિંદુસ્થાનમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. મુસ-

લ્માનો અને હિંદુઓ પરસ્પર એકબીજાનો નાશ કરવા ઉધુક્ત થયા અને યુદ્ધો કરવા લાગ્યા ત્યારે બ્રિટીશોએ બન્ને ઉપર પોતાનું રાજ્ય સ્થાપન કર્યું. પરસ્પર જૈન ગચ્છોના આચાર્યોએ એકબીજાનું ખંડન કરવા આત્મવીર્યનો દુરૂપયોગ કરી પોતાના ધર્મના નાશમાં પોતે પાપ વહોરી લીધું છે. પોતપોતાના ગચ્છોની ક્રિયાઓ સાચી ઠરાવવામાં અને અન્ય ગચ્છોની માન્યતાઓને જૂઠી ઠરાવવા જેટલો સમય હજી સાધુઓ અને શ્રાવકો વ્યતીત કરે છે, તેનો સોળમો ભાગ પણ સર્વ જૈનોની ઉન્નતિ કરવામાં અને અન્યધર્મીઓ સામે જૈનધર્મનો બચાવ કરવામાં વ્યતીત કરતા હોય તો તેઓ પુણ્યશાળી ગણાય.

ગચ્છો નિંદવા લાયક નથી પરંતુ ગચ્છોની માન્યતા ભેદે પરસ્પર સંકુચિતવૃત્તિ કરી જૈન ધર્મનો નાશ થાય એવા કુવિચારો પ્રગટાવવા એજ નિંદ્ય છે.

ગચ્છોના પ્રવર્તક આચાર્યોએ, ઉપાધ્યાયોએ અને સાધુઓએ જૈન ધર્મની સારી સેવા બજાવી છે. જૈન

કામપર ઉપકાર કરવા તેઓએ સર્વ સ્વાર્પણ કર્યું છે.
બારમા તેરમા સૈકાના પૂર્વાચાર્યોએ જે જે દૃષ્ટિયો-એ જૈન ધર્મીઓની વૃદ્ધિ માટે પ્રવૃત્તિ કરી હતી, તેવી પ્રવૃત્તિ તે સૈકા પશ્ચાતવર્તિ સૈકાઓમાં થનારા આ-ચાર્યોએ કરી હોય એમ મોટા ભાગે સંભવતું નથી.

જૈનોના પરસ્પરના બળના ક્ષયથી શંકરાચાર્યે, રામાનુજાચાર્યે, વલ્લભાચાર્યે, માધ્વાચાર્યે અને સ્વા-મીનારાયણે જૈન વણિકોને સ્વધર્મમાં ખેંચવા પ્રયત્ન કર્યો અને છેવટે ચોરાશી જાતના વણિકો કે જેઓને જૈનાચાર્યોએ ખાસ જૈન કુળમાં સ્થાપન કરીને રાખ્યા હતા. તેઓમાંની કેટલીક જ્ઞાતિઓને તેઓએ વૈદિક-ધર્મમાં, પુરાણધર્મમાં દાખલ કરી. વલ્લભાચાર્યે ઘણા જૈન વણિકોને પોતાના ધર્મમાં દાખલ કર્યા. ચારે વર્ણો પૈકી છેવટે વૈશ્ય વર્ગમાં રહેનાર વણિકો મોટા ભાગે જૈનો તરીકે કાયમ રહ્યા અને તેઓમાંથી પણ સોળમા સૈકા પછી કેટલીક જૈનવણિક જ્ઞાતિયો વલ્લ-ભાચાર્ય વગેરેના પંથમાં પેઠી. ગુર્જરવણિક, વાયડા-

વણિક, ખડાયતાવણિક, નાગરવણિક,સોરઠવણિક, વગેરે કેટલીક વણિક જ્ઞાતિયોનાં કેટલાંક મનુષ્યો બસે લગભગ વર્ષથી જૈન ધર્મમાંથી ભ્રષ્ટ થયાં, કેટલીક જ્ઞાતિયો વલ્લભાચાર્ય વગેરેના પન્થમાં પેઠી છે. જૈનાચાર્યોની અને જૈનોની હોય હવે કયારે આંખ ઉઘડશે !!! કેળવાયલા જૈનાચાર્યો થયા વિના અને જૈન ધર્માભિમાની સાધુઓ થયા વિના તથા ધર્મવૃદ્ધિની યુક્તિપ્રયુક્તિના જાણ થયા વિના તેઓ હવે દુનિયામાં અન્ય ધર્મો સામે ટકી શકવાના નથી.

અન્ય ધર્મીય આચાર્યો વગેરે પોતાના ધર્મની વૃદ્ધિ માટે યુક્તિ પ્રયુક્તિથી વર્તમાન જમાનો ઓળખી કાર્ય કરે છે. તેઓમાં સ્વધર્મની વૃદ્ધિ કરવાની કેટલાક ગુણો હોય છે. જૈનાચાર્યોમાં–જૈન સાધુઓમાં ઘણા ગુણો હોય છે, પરંતુ તેઓ પરસ્પર ગચ્છોના આગેવાનોની સાથે સંપીને કાર્ય કરે તો હજી જૈન ધર્મનો પુનરૂદ્ધાર કરવાનાં બીજો વાવી શકે તેમ છે. શ્વેતાંબરોમાં હાલ વિદ્યમાન ગચ્છોના આગેવાનો જો વર્તમાન જમાનાની સ્થિતિ અવલોકશે તો તેઓ

જૈન ધર્મની સારી રીતે સેવા કરી શકશે. તપાગચ્છ, વડગચ્છ, અંચલગચ્છ, ખરતરગચ્છ વગેરે ગચ્છોના પ્રવર્તકોએ જૈન ધર્મની આજપર્યંત સારી સેવા બજાવી છે. પણ હવે તેઓ પોતાની ભૂલ અવલોકશે તો તેઓ જૈન ધર્મમાંથી ભ્રષ્ટ થતા વણિક જૈનોને જૈન ધર્મમાં સ્થિર કરી શકશે. અને અન્ય વર્ણના લોકોને જૈન ધર્મમાં દાખલ કરી શકશે. મૂઢ સાંકડા મનવાળા અને વર્તમાન જમાનાનું જેઓને ભાન ન હોય તેવાઓ જો જૈન ધર્મના આગેવાનો હોય છે તો તેથી જગતી મનુષ્યોની પેઠે જૈન કોમની અને જૈન ધર્મની પડતીનો પ્રારંભ થાય છે માટે હવે ગૃહસ્થ જૈનોમાં અને ત્યાગી સાધુઓમાં જૈન ધર્મના પૂર્ણ જ્ઞાતાઓને આગેવાન તરીકે માનવા જોઇએ. અર્વાચીન જમાનામાં જ ગચ્છોના ભેદો પડેલા છે તેમ પૂર્વે પણ અનેક ગચ્છો પ્રગટ્યા હતા તે અત્ર જણાવવામાં આવે છે.

પૂર્વે શ્રી મહાવીરસ્વામીના પશ્ચાત્ બસેં ત્રણસેં

વર્ષ લગભગમાં જે જે ગચ્છો ઉત્પન્ન થયા તે કલ્પસૂત્ર-
ની સ્થવિરાવલિમાંથી જણાવવામાં આવે છે,

શ્રીમહાવીરપ્રભુના ૧૧ ગણધર ને ૯ ગચ્છ થયા. હાલ જે સાધુઓ છે તે સર્વ સુધર્માસ્વામિના પરિવારમાં જાણવા. આર્યવજસેનના આર્યનાગિલ સ્થવિર થયા. તેમનાથી આર્યનાગિલ-નામની શાખા નીકળી ને તેમના શિષ્ય આર્યપોમિલથી આર્યપોમિલા શાખા નીકળી, અને વજસેનના શિષ્ય આર્યજયન્ત થકી આર્યજયન્તિ શાખા નિકળી. આર્યતાપસથી આર્યતાપસી શાખા નિક આર્યભદ્રબાહુસ્વામિના ચાર શિષ્ય થયા. તેમાંથી ગોદાસ નામના શિષ્ય થકી ગોદાસગણ (ગચ્છ) નીકળ્યો અને ગોદાસગચ્છની ૪ શાખાઓ નીકળી. તામલિપ્તિ, કોડિવર્ષિણી -પુંડ્રવર્ધનિકા, ને દાસીખર્બટિકા,એ ચાર શાખા નિકળી. આર્ય મહાગિરિના આઠ શિષ્ય થયા, તેમાં સ્થવિર ષડુલૂક રોહગુપ્તથકી ત્રૈરાશિક (કણાદ) મતની ઉત્પત્તિ થઇ ને તે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય એ છ પદાર્થ

માનવા લાગ્યો. સંવત ૫૪૪ સાલમાં અંતરંજીકા નગરીમાં ઉલૂક રોહગુપ્તે કણાદમત કાઢયો. સ્થવિર ઉત્તર બલિસહથકી ઉત્તર બલિસહ નામનો ગચ્છ નીકળ્યો ને તે ગચ્છમાંથી કોસંબિકા, સોઇત્તિયા કોડંબાણીને ચંદનાગરી એ ચાર શાખા નીકળી. કાશ્યપ ગોત્રી આર્ય રોહણસ્થવિરથી ઉદ્દેહ નામનો ગચ્છ નીકળ્યો. અને તેની ઉદુંબરિજ્જીયા, માસપુરિયા, મઈપિત્તિયા, ને પુન્નપત્તિયા એ ચાર શાખાઓ નીકળી. સ્થવિર શ્રી ગુપ્તથકી અને હારિયસ ગુપ્ત થકી ચારણ ગચ્છ નીકળ્યો, ને તે ચારણ ગચ્છની હાર્યમાલા ધારી, સંકાસિયા, ગવેધુઆ, અને વજ્જનાગરી એ ચાર શાખા નીકળી. સ્થવિર ભદ્રયશ થકી ઉડુવાડિક ગચ્છ નીકળ્યો અને તેની ચંપિજ્જીયા-ભદ્દિજ્જીયા, કાકંદિયા, ને મેહલિજ્જીયા એ ચાર શાખાઓ નીકળી. સ્થવિર કામર્ધિથકી વેશવાટિક ગચ્છ નીકળ્યો. અને તેની સાવથ્થિયા-રજ્જ પાલિયા -અંતરિજ્જીયા, ખેમલિજ્જીયા, એ ચાર શાખાઓ

S. N...........

નીકળી. વાસિષ્ટ ગોત્રવાળા સ્થવિર ઋષિગુપ્ત અને કાકંદિકથકી માનવ ગચ્છ નીકળ્યો અને તેની કાસવિજ્જીયા, ગોયમિજ્જીયા, વાસિઠ્ઠીયા, ને સોરઠ્ઠીયા એ ૪ શાખાઓ નીકળી. સ્થવિર સુસ્થિતને સુપ્રતિબદ્ધ થકી કોટિકગચ્છ નીકળ્યો અને તેની ઉચ્ચાનાગરી, વિદ્યાધરી, વયરી, ને મજ્જીમિલ્લા એ ચાર શાખા નીકળી. સ્થવિર સુસ્થિત સુપ્રતિબદ્ધના શિષ્ય પ્રિયગ્રન્થ થયા અને તેમનાથી મઝ્ઝમા શાખા નીકળી ને વિદ્યાધર ગોપાલસ્થવિરથી વિદ્યાધરી શાખા નીકળી. સ્થવિર આર્યશાંતિશ્રેણિક થકી ઉચ્ચાનાગરી શાખા નીકળી. સ્થવિરઆર્યશાંતિશ્રેણિકના ૪ શિષ્ય થયા. તેમાંના આર્યશ્રેણિક થકી આર્યશ્રેણિકા શાખા નીકળી અને આર્યતાપસથી આર્યતાપસી શાખા નીકળી અને આર્યકુબેરથી આર્યકુબેરા શાખા નીકળી અને આર્યઋષિપાલિત થકી આર્યઋષિતપાલિતા શાખા નીકળી. સ્થવિર આર્યસિંહગિરિના ચાર શિષ્ય થયા તેમાંના આર્યસમિત નામના શિષ્ય

થકી બ્રહ્મદીપિકા નામની શાખા નીકળી. અને આર્ય-સિંહગિરિના શિષ્ય આર્યવજ્રસ્વામી થકી આર્યવયરી શાખા નીકળી. સ્થવિર આર્યવજ્ર સ્વામીના શિષ્ય આર્યવજ્રસેન થયા. અને તેના થકી આર્યનાગિલા શાખા નીકળી. આર્યવજ્રસેનના શિષ્ય આર્યપદ્મ થકી આર્યપદ્મા શાખા નીકળી અને આર્યવજ્રસેના શિષ્ય આર્યરથ થકી આર્યજયન્તી શાખા નીકળી.

ઉપર પ્રમાણે કલ્પસૂત્રમાં સ્થવિરોના ઇતિહાસમાં લખવામાં આવ્યુ છે. સ્થવિરાવલીમાં અનેક ગચ્છ શાખાઓ દેખવામાં આવે છે, પરંતુ તેમાંથી કોટિકગચ્છ, વૈરીશાખા, ચાંદ્રકુલ, નિવૃત્તિકુલ, વિદ્યાધરગચ્છ, નાગેન્દ્રગચ્છ, વગેરે ગચ્છોની પરંપરા વિક્રમના ઓગણીસમા સૈકા સુધી વહેતી આવતી માલુમ પડે છે. હાલ વિશમા સૈકામાં તો ચાંદ્રકુલ કોટિકગચ્છ વૈરીશાખા કે જે સુધર્માસ્વામીની પરંપરાએ વહેતી આવે છે તેનુ જોર દેખવામાં આવે છે. કેટલાક સુધર્માગચ્છને માની તેને પરંપરાએ પોતાને ચાલેલા આવેલા માને છે.

વજ્રસેનના ચાર શિષ્ય પૈકી દરેકના એકવીશ એકવીશ શિષ્યો થયા. તેઓનાથી ચોરાશી ગચ્છ નીકળ્યા એમ જણાવવામાં આવ્યું છે, પરંતુ તે ચોરાશી ગચ્છોનાં નામ હાલ મળતાં નથી. તેમજ તે પછી વિ. સ. ૯૯૪. માં ઉદ્યોતનસૂરિના શિષ્યોથી ચોરાશી ગચ્છો થયા, પરંતુ તે સમયના ચોરાશી ગચ્છોનાં નામ મળતાં નથી. ઉદ્યોતનસૂરિ પછી કેટલાક ગચ્છો નીકળ્યા છે, પણ તે બસે ત્રણસે વર્ષના આંતરે નીકળ્યા છે. જેમકે ખરતરગચ્છ, તપાગચ્છ, અચલગચ્છ, પુનમીયાગચ્છ વગેરે. અતએવ ઉદ્યોતનસૂરિના શિષ્યોથી ચોરાશી ગચ્છો નીકળ્યા એમ કહેવાય છે, પરંતુ તેનાં તત્સમયનાં નામો હાલ મળતાં નથી એવું કથવું યુક્તિયુક્ત સિદ્ધ કરે છે. વિક્રમ સંવત્ પાંચમા સૈકાથી તે વિક્રમ સવત્ નવમા સૈકામા થએલ અનેક આચાર્યોની શૃંખલા બાદ ઇતિહાસ જોઇએ તે પ્રમાણમાં મળતો નથી તેનું કારણ એ છે કે હિંદુસ્થાનમાં તે સમયે સર્વદેશોમાં ભયંકર યુદ્ધો પ્રવર્તતાં હતાં

અને પરદેશીઓની સ્વારીઓથી હિંદુસ્તાનમાં શાંતિ નહોતી તેમજ તે સમયમાં ચૈત્યવાસીઓનું જોર હતું. તેથી તથા પરસ્પર મતનાં ઐતિહાસિક પુસ્તકોનો નાશ કરવામાં પરસ્પર પ્રવૃત્તિ થયેલી હોય વા પાછળથી થએલા મુસલ્માનોના હુમલાથી તે સમયમાં પુસ્તકોનો નાશ થયો હોય. ગમેતેમ હોય પરંતુ હજી ચોક્કસ સમાધાન થતું નથી. પટ્ટાવલીઓથી તથા પ્રતિમા ઉપર કોતરાયલા લેખોથી હાલ જેટલા ગચ્છોનાં નામો ઉપલબ્ધ થયાં છે, તે આ પુસ્તકમાં દાખલ કરવામાં આવ્યાં છે અને તેનું પત્રવાર અત્રે લીસ્ટ દાખલ કરવામાં આવે છે.

**શ્રી ચોવીશમા તીર્થંકર મહાવીર સ્વામી. નિર્વાણ સંવત્ ૨૪૭૩ તેમના પટ્ટધર સુધર્મા સ્વામી-તેમના પટ્ટ પરંપરામાં પ્રગટેલ ગચ્છો.** પૃષ્ઠ.

ઉપર પ્રમાણે ગચ્છોનું લીસ્ટ આપ્યું છે તે પૈકી નાણકીય ગચ્છ અને નાણાવાલ ગચ્છ એક લાગે છે. સિદ્ધાંતિક ગચ્છ અને આગમિક ગચ્છ એક હોય એમ જણાય છે. ચૈત્યવાસીઓના નિગમાદિક ગચ્છોથી જુદી ગચ્છ સંજ્ઞા ઓળખાવવા ને કોઇ આગમવાદીઓએ સ્વગચ્છનું આગમિક ગચ્છ પાડયું હોય એમ અનુમાન થાય છે. અથવા પ્રકરણો ગ્રન્થો વગેરેની સામાન્ય

માન્યતાએ અને આગમોનીજ મુખ્ય માન્યતાએ આગમિક સૈદ્ધાંતિક ગચ્છોનાં નામો પાડયાં હોય એમ સંભવે છે. ( સિદ્ધાની ગચ્છ લખાયો છે ) તે સિદ્ધાંતી ગચ્છ જણાય છે. ખરતર ગચ્છ અને તપાગચ્છમાંથી કેટલાક ગચ્છો નીકળેલા છે. નાણકીય ગચ્છમાંથી વિધિપક્ષ ગચ્છ અને અંચલ ગચ્છ નીકળ્યો છે. વડ ગચ્છમાંથી તપાગચ્છ નીકળ્યો. તપાગચ્છમાંથી તેર શાખાઓ નીકળી. એ પ્રમાણે અવલોકતાં એક ગચ્છમાંથી અન્ય ગચ્છો શાખાઓ નીકળેલી સમજાય છે. ચોરાશી ગચ્છોનાં એક જૂના પુસ્તકમાં ફેરફાર સહિત પણ નામો છે. અમારી પાસે પટ્ટાવલીનાં જૂનાં પાનાં છે, તેમાં ૬૮–૭૦ લગભગ ગચ્છોનાં નામો છે. ગચ્છોના નામોમાં ભિન્ન ભિન્ન પ્રતિયોમાં ફેરફાર દેખવામાં આવે છે. તે સંબંધી અનેક પટ્ટાવલિ ભવિષ્યમાં હાથમાં આવ્યાથી વિશેષ ઉહાપોહ થશે.

ઉપર પ્રમાણે જણાવેલા ગચ્છો પૈકી વિક્રમના પન્નરમાં સૈકાસુધી ઘણા ગચ્છો વિદ્યમાન રહેલા છે. તે પ્રતિ-

માના લેખો રાસાઓ ગ્રન્થો વગેરેથી માલુમ પડે છે. પ્રતિમા ઉપરથી લખેલા ગચ્છોથી વાચકો સ્વયમેવ કઈ સાલ સુધી કયા કયા ગચ્છો વિદ્યમાન હતા તેનો નિર્ણય કરી શકશે. હાલ તપાગચ્છ, સાગરગચ્છ, અ-ચળગચ્છ, .ખરતરગચ્છ, ત્રિસ્તુતિક સુધર્મબૃહત્ તપાગચ્છ, પાયચદગચ્છ વગેરે ગચ્છોના સાધુઓ વિદ્યમાન છે અને તેઓ હિંદુસ્થાનમા વિચરે છે. ખરતરગચ્છનો પૂર્વદેશમાં અને મારવાડ તરફ વિશેષ પ્રચાર છે. તપાગચ્છનો કાઠીયાવાડ, મારવાડ, ગુજ-રાત, માળવા, દક્ષિણ, મેવાડ વગેરે દેશમા મુખ્યતાએ પ્રચાર છે અને પૂર્વમાં ગૌણતાએ પ્રચાર છે.

હાલમાં ચાલતા ગચ્છો જેવા કે તપાગચ્છ, ખરતરગચ્છ, અંચલગચ્છ, નાગોરી તપાગચ્છ (પાય ચંદગચ્છ) સાગરગચ્છ, પુનમીયાગચ્છ વગેરેની પટ્ટાવ-લિયો આ પુસ્તકમાં આપવામાં આવી છે. જેઓએ અ-મારાપર પટ્ટાવલિયો મોકલી છે તેઓને ધન્યવાદ આપ-વામાં આવે છે. આ પુસ્તકમાં આપેલી પટ્ટાવલિયોથી વાચકોને જૈન ઐતિહાસિક જ્ઞાનમાં ઘણી વૃદ્ધિ થશે.

## ગચ્છોની માન્યતાઓમાં પરસ્પર ભેદો.

અંચલગચ્છ, તપાગચ્છ, ખરતરગચ્છ, પાયચંદગચ્છ, વગેરે ગચ્છોની સમાચારીનાં પુસ્તકો અવલોકતાં આચારોની માન્યતાઓમાં તથા કેટલીક શ્રુતજ્ઞાનની માન્યતાઓમાં પરસ્પર ભેદ દેખાય છે. અત્ર ઐતિહાસિક દૃષ્ટિએ ચર્ચ્ય વિષય છે, તેથી પરસ્પર માન્યતાના ભેદોનું વર્ણન અને તેમાં વિશેષ સાચ કયાં છે? તેનુ વિવેચન કરવામાં આવ્યુ નથી. પરસ્પર ગચ્છોની માન્યતાઓની ચર્ચાથી જૈન કોમમાં કલેશ ભેદ થાય અને જૈન કોમનું નકામુ વીર્ય વપરાય તથા તેથી અન્યકોમોથી અન્યધર્મોથી જૈનકોમ પાછળ પડે એવી કોઇ પણ પ્રવૃત્તિ કરવાની જરૂર નથી. અનેક ગચ્છોના ઇતિહાસોના અવલોકનથી હઠકદાગ્રહ, કલેશ ભેદ દૂર થાય અને જૈનો પૂર્વની પેઠે હાલ નકામા ગચ્છોની માન્યતાના ભેદે ઝઘડા કલેશ ન કરે અને તેઓ વિશાલ દૃષ્ટિથી વર્તી સર્વે એકસરખી રીતે મળી જૈનકોમનો ઉદય કરે તે માટે ગચ્છમત પ્રબંધ લખવાની પ્રવૃત્તિ થઇ છે.

જૈન શ્વેતાંબરમાંથી સં. ૧૫૩૦ માં અમદાવાદમાં લુંકામત નીકળ્યો. પશ્ચાત્ તેમાંથી ઢુંઢક અને હાલ તે સ્થાનકવાસી તરીકે ઓળખાય છે. સ્થાનકવાસી ઢુંઢીયામાંથી ભીખમજીએ તેરાપંથ કાઢયો. તેની હકીકત આ ગ્રન્થમાં આપવામાં આવી છે. વીર સ. ૬૦૯ ની સાલમાં શ્વેતાંબર ગ્રન્થોની દૃષ્ટિએ દિગંબર મત નીકળ્યો. દિગબરોમા જે જે મતો પડ્યા, તેનું આ પુસ્તકમાં દિગ્દર્શન કર્યું છે. શ્વેતાંબરો અને દિગંબરોનાં હજારો જૈન મંદિરો મૌજુદ છે. હાલ શ્વેતાંબર અને દિગંબરોની સંખ્યા તેરલાખ અને તેત્રીશહજારના આશરે છે. એક વખત આખા હિંદુસ્થાનમાં જે ધર્મની સર્વત્ર ધ્વજા ફરકતી હતી, અને જે ધર્મમાં એક વખત ચાલીશ કરોડ મનુષ્યો હતાં તેમાં હાલ તેરલાખ મનુષ્યો છે અને તે પણસંપીને જૈનોન્નતિનાં કાર્યો કરતા નથી તે કેટલી બધી ખેદની વાત છે. સામાન્ય નિરૂપયોગી મતભેદોને વિસરીને જૈનકોમના ત્રણે ફિરકાએ જૈનોન્નતિનાં કાર્યો કરવાં જોઇએ. તે

માટે સંઘપ્રગતિ નામનો પ્રબંધ આ પુસ્તકમાં યોજવામાં આવ્યો છે. મહાસંઘ પ્રગતિ સંબંધી જે જે ઉદ્‌ગારો પ્રસંગોપાત્ત નીકળ્યા હતા તે નોંધ લખી રાખેલા હતાં તેમાંથી અત્ર ઉતારો કરવામાં આવ્યો છે, તેથી તેમાં અનુક્રમણિકા નથી તેમજ પુનરૂક્તિ જેવા વિચારો છે. પરંતુ સારગ્રાહદષ્ટિથી વાચકો સાર ગ્રહણ કરી મુખ્ય મતલબને સિદ્ધ કરવા પ્રયત્ન કરશે.

મહાસંઘ પ્રગતિ પશ્ચાત્ જૈન ગીતાને દાખલ કરવામાં આવી છે. જૈન ગીતાથી ઘણો સાર ગ્રહણ કરવા જેવો છે. જૈન ગીતામા જૈનધર્મની ઉન્નતિ થાય એવા વિચારો છે માટે પ્રત્યેક જૈને અવશ્ય વાંચવી જોઇએ.

આ પુસ્તકમાં પ્રસંગોપાત્ત દ્વિતીયાવૃત્તિ ની કળતાં સુધારા વધારા કરવામાં આવશે. માટે સજ્જનોએ સુધારાવધારા સંબંધી અમોને સૂચનાઓ કરવી.



## ક્ષમા.

ગચ્છમત પ્રબ ધમાં કોઇ ગચ્છમત સ બ ધી કોઇ ગચ્છ વાળાની લાગણી દુ:ખાય એવું લખવામાં આવ્યું નથી, છતા ઐતિહાસિકદૃષ્ટિએ કોઈ બાબતમાં કોઇ ગ્રન્થ વગેરેની સાક્ષી પૂર્વક લખતાં છતાં કોઇની લાગણી દુ:ખાય તેમ બન્યુ હોય તો તે સબંધી સજ્જનો ક્ષમા આપશે.

એક વડવૃક્ષનાં હજારો ડાળાં હોય તેમાં સર્વ ડાળાઓમાં રસ વહે છે, ત્યાસુધી તે જીવતાં રહે છે તેમ જૈન ધર્મમાં સેંકડો ગચ્છો હોય પરતુ શુદ્ધ ધર્મરસ વહેતો હોય છે ત્યાં સુધી તે જીવતા રહે છે. કોઇ મત ગચ્છની નિન્દા ન કરવી, પરંતુ તેમાંથી સત્ય ખેંચવા પયત્ન કરવો. શરીરના સર્વ અ ગોને ઉપાંગોની પેઠે જૈનોના ત્રણે ફીરકાઓનાં અગો ઉપાંગો સમજીને કોઇનો નાશ કરવા પ્રયત્ન કરવો નહીં અને સર્વમાં સત્યની દૃષ્ટિચોવડે સત્ય દેખવું. જૈન ધર્મના સર્વ ભેદોનો સાર એ છે કે આત્માની શુદ્ધતા–પરમાત્મતા પ્રકટ કરવી.

આત્માની શુદ્ધતા-પરમાત્મતા પ્રગટ કરવાના જે જે ઉપાયો હોય તે સ્વાધિકારે અવલંબવા, પરંતુ સાધનભેદે સાધ્યભેદ માનીને કલેશ કરવો નહીં. જૈનોના સર્વે ફીરકાઓએ જૈનધર્મની અને જૈનોની ઉન્નતિ કરવા ક્ષેત્રકાલાનુસારે ઉત્સર્ગ અને આપત્તિધર્મનો સ્વીકાર કરી હાથોહાથ મિલાવી કટિબદ્ધ થઈ પ્રયત્ન કરવો. જૈનોની ઉન્નતિ થાઓ. इत्येवं ॐ शान्तिः

સં. ૧૯૭૩ ના વૈશાખ વદિ ૫ | લિ. બુદ્ધિસાગર. મુ. માણસા.



ૐ

# જૈન ગચ્છ મતપ્રબંધ.

અને

# સંઘ પ્રગતિ.

---

## ગચ્છ નિર્માણ.

---

**શાસનની બાહુલ્યતા.**

કોઇ પણ રાજ્યસત્તા કે ધર્મસત્તા જેમ જેમ વિશાળ પ્રદેશમાં અને વિવિધ દેશીય પ્રજાગણમાં વિ-સ્તારને પામેલ હોય છે, તેમ તેમ તેના રક્ષણ અને સં-બોધન અર્થે તે વિશાળ ભૂમિકાની વ્યવસ્થા માટે વહેંચણી કરવામાં આવે છે; અને તેના માટે ભિન્ન

ભિન્ન નાયકો નીમાય છે. આટલા ઉપરથી તેવા વિભાગો ( પ્રાંતો )ના નાયકો ( હાકેમો ) પોતાના વિભાગનેજ સમસ્ત જગત્‌ની સર્વમાન્ય સત્તા માનવાની ભૂલ કરતા નથી. પરંતુ પરસ્પરના વિભાગોના કાર્યને પોષણ કરતા રહી સર્વોત્કૃષ્ટ સત્તા ( સાર્વભૌમ્ય )ના ગૌરવમાં એકસરખા પ્રેમી અને વફાદાર રહે છે, અને તેમાંજ નાયકોની તથા તેમના વિભાગોની મહત્તા તથા સત્તાની પ્રૌઢતા છે. જે જે ધર્મો કે રાજ્યસત્તા અચળ ટકી રહ્યા છે, તે આવી નિર્ભેદ કાર્યપદ્ધતિ તેમજ પરસ્પરના એકજ કેંદ્રસ્થાનની ભાવનાનેજ આભારી છે.

**ગચ્છ એ આંતરભેદ નથી.**

અનંતકોટી કાળચક્રો પસાર થવા છતાં અને ઉત્સર્પિણી તથા અવસર્પિણીના અગમ્ય સ્થિત્યાંતરના વચ્ચે પણ જૈનશાસનનું અનાદિત્વ જે એકસરખું જળવાઇ રહ્યું છે, તે તેજ મહાન સત્તાનું તેજ અને શાસન રક્ષણ અર્થે સ્થપાએલ નાયકોની સંકલનાને

આભારી છે. કે જે નાયકો પોતાને માટે યોજાએલ કાર્યક્રમે નિઃસ્વાર્થ શાસનસેવા કરતા જ રહ્યા છે. આ પ્રમાણે દરેક નાયકની આજ્ઞા નીચે પ્રવર્તતો સમુદાય તે ગચ્છ છે. કે જે દરેક ગચ્છના આજ્ઞાધારકોની ફરજ તેમના ગચ્છનાયકના ફરમાન મુજબ શાસનસેવા માટે યથાવિધિ પ્રયત્ન કરતા રહી શાસનાધિપતિના સામ્રાજ્યની હકદાર પ્રજા તરીકે પુરવાર થવાનું છે.

**ગચ્છપ્રબંધ.**

આ પ્રમાણે ગચ્છનો પ્રબંધ પૂર્વકાળથી યોજાતો જ રહ્યો છે. તીર્થંકર પરમાત્માના શાસનમાં જે ગણધર કહેવાય છે તેજ ગચ્છનાયકનું બીરૂદ છે. આચાર્ય કહો કે ગણધર કહો યા ગચ્છપતિ કહો તે સઘળું એકજ છે. સૌની ફરજ અને લક્ષ્ય એકજ **શાસનની સેવા કરવાની છે.** એકજ પિતાના પુત્ર તરીકે અચળ પેઢીની યાવત્ આબાદી જાળવવા અને ઉન્નતિ કરવાની છે.

**વીરપ્રભુના સમયના ગચ્છનાયકો.**

વીરભગવાનના અગિયાર ગણધરો હતા અને ગચ્છ નવ હતા.

નિર્ગ્રન્થગચ્છ—વીરપ્રભુના ગણધર શ્રીસુધર્માસ્વામીથી આ ગચ્છનું નામ શરૂ થયું. તે પછી ૨ જંબૂસ્વામી, ૩ પ્રભવસ્વામી, ૪ શય્યંભવસ્વામી, ૫ યશોભદ્રસ્વામી, ૬ સંભૂતિવિજયસૂરિ અને ભદ્રબાહુસ્વામી, ૭ સ્થૂલભદ્રજી, ૮ આર્યમહાગિરિ અને આર્યસુહસ્તિ—એ પ્રમાણે સુધર્માસ્વામીથી આઠમી પાટ સુધી નિર્ગ્રન્થગચ્છ કહેવાયો.

શ્રીસુધર્માસ્વામીએ દ્વાદશાંગીની સ્થાપના કરી. ઈન્દ્રભૂતિ વગેરે ગણધરોએ સ્વસ્વગચ્છોની સુધર્માસ્વામીને ભલામણ કરી—જંબૂસ્વામીનું ચરિત્ર છે, તેની સાથે પ્રભવસ્વામીના જીવનવૃત્તાંતનો સંબંધ આત્મજ્ઞાન જાગૃત કરે છે. શ્રીશય્યંભવસૂરિએ દશવૈકાલિકસૂત્રની રચના સ્વપુત્રશિષ્ય મનકમુનિના હિતાર્થે કરી.

શ્રીભદ્રબાહુસ્વામીએ આવશ્યકાદિ દશ સૂત્રોપર નિર્યુક્તિયો રચેલી છે. તથા કલ્પસૂત્ર, સામુદ્રિક શાસ્ત્ર, તીર્થયાત્રા પ્રબંધ, ભદ્રબાહુસંહિતા, નવગ્રહ શાંતિ, ઉપસર્ગહર સ્તોત્ર. વગેરે ગ્રન્થોની રચના કરી, શ્રીભદ્રબાહુ ૪૫ વર્ષ સુધી ગૃહવાસમાં, સત્તર વર્ષ સુધી વ્રતમાં, અને ચઉદ વર્ષ સુધી યુગપ્રધાન, સર્વાયુ ૭૬. શ્રી વી. ૧૭૦ વર્ષે શ્રીસ્થૂલભદ્રજીનું અદ્ભુત જીવનચરિત છે. તેમણે શ્રીભદ્રબાહુ પાસે ચઉદપૂર્વનો અભ્યાસ કર્યો, તેમાં દશપૂર્વનો અભ્યાસ અર્થ સહિત કર્યો હતો. તેમણે કયા કયા ગ્રન્થોની રચના કરી તે જાણવામાં આવ્યું નથી.

આર્યમહાગિરિ—શ્રીસ્થૂલભદ્રના શિષ્ય હતા. જિનકલ્પીની તુલના કરતા હતા. રાજપિંડમાં સ્વગુરૂભાઇ આર્યસુહસ્તિ સાથે વાદ થવાથી તેમણે પોતાનો જુદો ગચ્છ સ્થાપ્યો અને તે વખતથી ગચ્છો જુદા થવા લાગ્યા. ( વિચારની જુદાઈ મનાવા લાગી. )

આર્યસુહસ્તિ—શ્રીસ્થૂલભદ્રના શિષ્ય શ્રી

આર્યસુહસ્તિ હતા. તેમના વખતમાં બાર દુકાળી પડી. એક ગરીબ ભિખારીને તેમણે દીક્ષા આપી. તે મૃત્યુ પામી કુણાલ રાજાનો પુત્ર સંપ્રતિરાજા થયો. સંપ્રતિરાજાએ જાતિસ્મરણ પામી આર્યસુહસ્તિને ગુરૂ માન્યા અને તેમના ઉપદેશથી સંપ્રતિરાજાએ જૈનધર્મ અંગીકાર કર્યો સંપ્રતિરાજાએ સવાલાખ નવીન જિનમંદિરો, સવાક્રોડ નવાં જિનબિંબો, તેર હજાર જીર્ણોદ્ધાર, સાતસો દાનશાળાઓ કરાવી. અનાર્ય દેશોમાં વંઠો ને સાધુવેષ પહેરાવી જૈનધર્મ પ્રવર્તાવ્યો. અરબસ્તાન, ઈરાન, તુર્કસ્થાન, તાર્તરી, તિબેટ, બ્રહ્મદેશ વગેરે દેશોમા જૈનધર્મ પ્રવર્તાવ્યો.

કોટિકગચ્છ—શ્રીવીરપ્રભુની નવમી પાટે થએલા શ્રી સુસ્થિત અને સુપ્રતિબદ્ધે કાકંદી નગરીમાં સૂરિમંત્રનો જાપ કોટિવાર કરવાથી ગચ્છનું કોટિક નામ સ્થાપન થયું. તેમાં અનુક્રમે ૯ સુસ્થિતાચાર્ય અને સુપ્રતિબદ્ધ ૧૦ ઈન્દ્રદિન્નસૂરિ ૧૧ શ્રી દિન્નસૂરિ ૧૨ સિંહગિરિજી ૧૩ શ્રીવજસ્વામી ૧૪ શ્રીવજસેનસૂરિ,

૧૫ ચંદ્રસૂરિ. તેમાં નવમી પાટથી પન્નરમી પાટ પર્યંત કોટિકગચ્છ એવું નામ પ્રવર્ત્યું.

**વનવાસીગચ્છ**—શ્રીવીરપ્રભુની સોલમી પાટે શ્રીસામંતસૂરિ થયા. તેઓ સ્વગચ્છીય સાધુઓની સાથે વનમાં વાસ કરતા હતા; તેથી સામંતસૂરિથી ગચ્છનું વનવાસી એવું નામ પ્રસિદ્ધ થયું.

ઉપકેશગચ્છ—ત્રેવીશમા તીર્થંકર શ્રીપાર્શ્વનાથ પ્રભુના શાસનની ગચ્છપરંપરા હજુ ચાલુજ હતી. અત્યારે તેમની પાટે છઠ્ઠા શ્રીરત્નપ્રભસૂરિજી થયા. તેમણે ઉપકેશપટ્ટનમાં મહાવીરસ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. તેમણે ઓશિયાનગરીમાં રાજા ક્ષત્રિયોને પ્રતિબોધી તેઓનો ઓશવંશ સ્થાપન કરી ઓશવાળ બનાવ્યા. તથા તેમણે શ્રીમાલીવંશની સ્થાપના કરી. તેઓએ ઉપકેશ વંશની સ્થાપના કરી તેથી તેઓના ગચ્છનું ઉપકેશ નામ પ્રસિદ્ધ થયું. ઉપકેશગચ્છમાં ધર્મધુરંધર મહાપ્રભાવક અનેક આચાર્યો થયા છે.

વજ્રશાખાગચ્છ—( વયરીશાખા ) શ્રીવીરપ્રભુની તેરમી પાટે શ્રીવજ્રસ્વામી થયા તે શ્રુતકેવલી હતા. તેમનાથી વજ્રશાખા ગચ્છની પ્રખ્યાતિ થઇ. અવંતીદેશમાં તુબવનગામમાં ધન નામના શેઠ હતા તેને ધનગિરિ નામનો પુત્ર હતો. તેણે દીક્ષા લેવાની ઇચ્છાથી લગ્ન કરવા ના કહી છતાં પણ તેમના પિતાએ ધનપાલ શેઠની સુનંદા પુત્રી સાથે તેમને પરણાવ્યા. સુનંદાના ભાઇ આર્યગિરિએ પ્રથમથી સિંહગિરિસૂરિ પાસે દીક્ષા લીધી હતી. સુનંદાને ગર્ભ રહ્યો એટલે ધનગિરિએ સિંહગિરિ પાસે દીક્ષા લીધી. સુનંદાને પુત્ર થયો તેને જાતિસ્મરણ જ્ઞાન થયુ. તેના મનમાં ચારિત્ર લેવાની ઇચ્છા થઇ. ધનગિરિ પુનઃ તે ગામમા આવ્યા. તેની પૂર્વાવસ્થાની સુનંદા સ્ત્રીએ, પુત્ર વારંવાર રૂદન કરીને સંતાપતો હોવાથી ધનગિરિ તેના ઘેર વહોરવા આવ્યા હતા તેને વહોરાવી દીધો. ધનગિરિ તેને ઝોળી ઉપાશ્રયમાં લાવ્યા. ઝોળી ભારે લાગવાથી ગુરૂએ વજ્રનામ આપ્યુ. શ્રાવિકાઓને સોંપ્યો. તેમણે પારણામાં

એકાદશ અંગનો અભ્યાસ કર્યો. તેની માતાએ તેને પાછો લેવા રાજસભા સમક્ષ ન્યાય કરાવ્યો. માતાએ અનેક લાલચો આપી પરંતુ તે ન ગણકારતાં ધનગિરિએ રજોહરણ આપ્યું તે લેઈ નાચવા લાગ્યા. ત્રણ વર્ષના થયા, ત્યારે તેઓ આગમજ્ઞાતા થયા વજ્રસ્વામીને દીક્ષા આપવામા આવી. તેમના પૂર્વભવના મિત્ર તિર્યક્જૃંભક દેવે તેમની પરીક્ષા કરી તેમને વૈક્રિયલબ્ધિ નામની વિદ્યા તથા આકાશગામિની વિદ્યા આપી શ્રીસિંહગિરિગુરૂએ વજ્રસ્વામીને ઉજ્જયિનીમા રહેલા ભદ્રગુપ્તાચાર્ય પાસે દશપૂર્વનો અભ્યાસ કરવા મોકલ્યા. વિનયથી ભદ્રગુપ્તાચાર્ય પાસે દશપૂર્વનો અભ્યાસ કરી દશપુરનગરમાં પાછા ગુરૂ પાસે આવ્યા. પશ્ચાત્ સિંહગિરિએ તેમને આચાર્યપદવી સોંપી. પાટલીપુત્રના ધનનામના શેઠની રૂક્મિણી નામની પુત્રીએ વજ્રસ્વામીનું સ્વરૂપ સાંભળી તેમને વરવાની પ્રતિજ્ઞા કરી. તેના પિતાએ ક્રોડો સુવર્ણ મહોરોની લાલચ આપી પણ ચલાયમાન થયા નહિ. ઉલટું રૂક્મિણીને

પ્રતિબોધી દીક્ષા આપી સાધ્વી કરી. તેમના સમયમાં બારવર્ષનો ભયંકર દુષ્કાળ પડયો, તેથી સંઘ પીડાવા લાગ્યો. શ્રીવજ્રસ્વામી વિદ્યાના બળે સંઘને પુરીનગરીમાં લેઈ ગયા. ત્યાં સંઘને સુકાલ હોવાથી શાંતિ થઈ. તે નગરીનો બૌદ્ધ રાજા હતો તેને પ્રતિબોધી જૈન કર્યો. શ્રીવજ્રસ્વામીએ દક્ષિણદેશમાં વિહાર કર્યો. પોતાનું અલ્પાયુષ્ય જાણી પોતાની પાટે વજ્રસેનસૂરિને સ્થાપન કર્યા. વજ્રસ્વામીએ રથાવર્ત પર્વતપર અનશન કરી સ્વર્ગની પ્રાપ્તિ કરી. વજ્રસ્વામીનો જન્મ મહાવીર સં. ૪૯૬ માં થયો હતો. અને સ્વર્ગગમન ૫૮૪ માં થયુ હતુ.

શ્રીમહાવીરસ્વામીની તેરમી પાટે વીર સં. ૫૮૪ માં શ્રી વજ્રસ્વામી તેમના પટ્ટે શ્રીવજ્રસેનસૂરિ થયા. શ્રીમહાવીરસંવત્ ૫૮૫ માં વજ્રસેનસૂરિ વિદ્યમાન હતા. તે સમયમાં બારવર્ષનો ભયંકર દુષ્કાળ પડયો. તે વિહાર કરતા કરતા સોપારક નગરમાં આવ્યા. ત્યાં જિતશત્રુરાજા રાજ્ય કરતો હતો.

તેને ધારિણી નામની રાણી હતી. તે નગરમાં મહા ધનાઢ્ય જિનદત્ત શ્રાવક અને તેની સ્ત્રી ઇશ્વરી શ્રાવિકા હતી. તેમની પાસે દ્રવ્ય હતુ, પણ દુષ્કાળયોગે ધાન્ય ન મળવાથી વિષમિશ્રિત ભોજન કરવા કહ્યું. તેવામાં વજ્રસેનસૂરિ ત્યાં પધાર્યા. આવતી કાલે સુકાલ થવાની વાત ગુરૂમુખે મેં જાણી છે, એવું કહી વજ્રસેનસૂરિએ ઇશ્વરીની દૃઢ શ્રદ્ધા કરી. પ્રભાત થતાં વહાણ આવવાથી સુકાળ થયો. તેથી તેના ચાર પુત્રોએ દીક્ષા અંગીકાર કરી.

**ચોરાશી ગચ્છનો સમય**—શ્રીવજ્રસેનસૂરિના ચાર શિષ્ય નિર્વૃત્તિ, ચંદ્ર, નાગેન્દ્ર અને વિદ્યાધરે એ નામે થયા. ચાર શિષ્યોના નામથી જુદા જુદા ચાર ગચ્છ થયા, કે જેનાં નામ અનુક્રમે **નિર્વૃત્તિગચ્છ, ચંદ્રગચ્છ, નાગેંદ્રગચ્છ અને વિદ્યાધરગચ્છ.** એ પ્રમાણે પ્રસિદ્ધ થયાં. એ ચારેને એકવીશ એકવીશ શિષ્ય થયા. તેથી પ્રત્યેક શિષ્યના ભિન્નગચ્છે ચોરાશી ગચ્છ થયા. નિર્વૃત્તિગ-

ચ્છમાં, મહાપ્રભાવક સૂરાચાર્ય થયા છે તેના શિષ્ય ગર્ગઋષિ થયા છે તેના શિષ્ય સિદ્ધસૂરિ થયા છે. અનેક ગ્રન્થકારક દ્રોણાચાર્ય નિર્વૃત્તિગચ્છમાં થએલ છે.

નાગિલગચ્છ—શ્રીનાગિલ નામના આચાર્યથી નાગિલ નામનો ગચ્છ પ્રગટ્યો. નાગિલ કુલમાં વિજયસૂરિના શિષ્ય મહા પ્રાચીન આચાર્યશ્રી વિમલસૂરિ થયા. શ્રીવિમલસૂરિએ પ્રાકૃત ભાષામાં પઉમચરિયમ્ ( જૈન રામચરિત્ર ) નામનો ગ્રન્થ રચ્યો છે. તે પદ્મચરિત્ર હાલ છપાઇને બહાર પડયું છે. વિક્રમ સં. ૫૯ માં તે રચાયું છે.

પંડિલ્લશાખાગચ્છ—પંડિલ્લ નામની શાખા કયા આચાર્યથી પ્રગટી, કયા કારણે ઉદ્ભવી તે સમ્યગ્ હજી સુધી જાણવામાં આવ્યું નથી. પંડિલ્લશાખાગચ્છમાં અનેક મહાપ્રભાવક આચાર્યો થયા છે. ચંદ્રગચ્છની પંડિલ્લશાખામાં શ્રીભાવદેવસૂરિના શિષ્ય શ્રીવિજયસિંહસૂરિ થયા. શ્રીવિજયસિંહસૂરિના શિષ્ય વીરાચાર્ય થએલ છે. વીરાચાર્ય અને ગુજરાતના રાજા

સિદ્ધરાજને અત્યંત મિત્રાઈ હતી. સિદ્ધરાજે એક વખત વીરાચાર્યને કહ્યું કે તમારે મારી પાસે રહેવું. વીરાચાર્યે કહ્યું મુનિધર્મ પ્રમાણે મારાથી એક સ્થાનમાં રહી શકાય નહિ. રાજાએ તેમને જે દિવસે જવાનું હતું તે દિવસે નગરના સર્વ દરવાજા બંધ કર્યા. વીરાચાર્ય આકાશમાર્ગે ઉડી પલ્લી નામના ગામમાં ગયા. બ્રાહ્મણોએ રાજાને તે બાબતની ખબર કહી. વીરાચાર્યે બૌદ્ધોના નગરમાં જઈ બૌદ્ધોને વાદમાં જીત્યા. ત્યાંના રાજાએ છત્ર ચામરાદિકની ભેટો કરી. અનુક્રમે વીરાચાર્ય પાટણમાં પધાર્યા તે વખતે સિદ્ધરાજે મહોત્સવ પૂર્વક તેમને નગરમાં પધરાવ્યા. ગોવિંદસૂરિની સહાયતા પૂર્વક વાદિસિંહ નામના સાંખ્યવાદીનો તેમણે પરાજય કર્યો તેથી સિદ્ધરાજે તેમને જયપતાકા આપી. તેમણે કમલકીર્તિ નામના દિગંબરાચાર્યનો રાજસભા સમક્ષ ધર્મવિવાદમાં પરાજય કર્યો. વિક્રમ સં. ૧૧૬૦ પર્યંત વીરાચાર્ય વિદ્યમાન હતા.

નિર્વૃત્તિકુલ રાજચૈત્રગચ્છ—આ ગચ્છમાં

શ્રીધનેશ્વરસૂરિ થયા છે. શત્રુંજય માહાત્મ્યના આધારે તે ચંદ્રગચ્છીય હતા. આ ગચ્છમાં અનેક મહા વિદ્વાન્ આચાર્યો થયા છે.

બ્રહ્મદ્વીપગચ્છ—શ્રીવીરપ્રભુની તેરમી પાટે શ્રીવજ્રસ્વામી થયા. તેમના મામા આર્યસમિતિએ કૃષ્ણા અને બેન્ના નદીના વચ્ચે બ્રહ્મદ્વીપમાં પાંચસે તાપસો વસતા હતા, તેઓને પ્રતિબોધી સાધુઓ કર્યા. તે સાધુઓ બ્રહ્મદ્વીપના નામથી પ્રસિદ્ધ થયા, તેથી તેઓના ગચ્છનું બ્રહ્મદ્વીપ એવું નામ પડયું.

હર્ષપુરીયગચ્છ—અજમેર પાસે હર્ષપુર નામનું નગર હતુ. ત્યાંના નામે પ્રસિદ્ધ થએલ આચાર્યથી શ્રીહર્ષપુરીય ગચ્છની સ્થાપના થએલી હોય એમ સંભાવના થાય છે. પશ્ચાત્ તો જ્ઞાની જાણે.

ભારદ્વાજવંશે પ્રશ્નવાહનકુલમાં હર્ષપુરીયગચ્છે શ્રીબપ્પભટ્ટસૂરિ થયા છે. હર્ષપુરીયગચ્છમાં અનેક પ્રસિદ્ધ મહા વિદ્વાન આચાર્યો થયા છે. બપ્પભટ્ટસૂરિનું જીવનચરિત્ર વાંચવા લાયક છે. પ્રબન્ધકોષ, ઉપદેશરત્નાકર, પ્ર-

ભાવક ચરિત્ર અને જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ વગેરે ગ્રન્થોમાં બપ્પભટ્ટિસૂરિનું જીવનચરિત્ર છે. તેમણે કાન્યકુબ્જ(કનોજ)ના આમરાજાને પ્રતિબોધ આપી જૈન કર્યો હતો. બપ્પભટ્ટિસૂરિના ગુરૂ શ્રીસિદ્ધસેનસૂરિ હતા. શ્રીસિદ્ધસેનસૂરિએ બપ્પભટ્ટિને વિક્રમ સંવત્ ૮૧૧ ચૈત્ર વદિ આઠમના રોજ આચાર્યપદવી આપી. બપ્પભટ્ટિસૂરિના ઉપદેશથી આમરાજાએ કાન્યકુબ્જ, મથુરા, અણહિલ્લપુરપાટણ, સતારકનગર, મોઢેરા વગેરે શહેરોમાં જૈનમંદિરો બંધાવ્યાં. બપ્પભટ્ટિનો જન્મ વિ. સં. ૮૦૦ ભાદરવા સુદિ ત્રીજ અને સ્વર્ગગમન વિ. સં. ૮૯૫માં થયું. શ્રીશીલગુણસૂરિ અને તેના શ્રાવકરાજા વનરાજ ચાવડાના વખતમાં બપ્પભટ્ટિ વિદ્યમાન હતા. ગુજરાતમાં જૈનરાજા વનરાજ અને કનોજમાં આમ રાજા એમ બે મોટા જૈન રાજાઓ તે વખતે હતા. બપ્પભટ્ટિસૂરિના ગુરૂ સિદ્ધસેને તત્ત્વાર્થસૂત્રપર ટીકા રચી હોય એમ સંભાવના થાય છે. હર્ષપુરીયગચ્છના મલ્લધારી દેવપ્રભસૂરિના શિષ્ય તારાચંદ્રસૂરિ થયા.

તેમણે મુરારિકવિના અનર્ઘરાઘવપર ટીકા, ન્યાયકંદલી-પર ટીકા, જ્યોતિષસાર, પ્રાકૃતદીપિકા વગેરે ગ્રન્થો રચ્યા છે. તેમણે સ્વગુરૂએ રચેલ પાંડવચરિત્ર તથા ઉદયપ્રભસૂરિએ રચેલ ધર્માભ્યુદય મહાકાવ્યને શુદ્ધ કર્યું છે. તારાચંદ્રસૂરિના શિષ્ય નરેન્દ્રપ્રભ થયા તેમણે અલંકાર મહોદધિ તથા કાકુસ્થકેલિ વગેરે ગ્રન્થો રચ્યા છે.

હર્ષપુરીયગચ્છના તિલકસૂરિના શિષ્ય રાજશેખરસૂરિ થયા જે વિ. સ. ૧૪૦૫ માં વિદ્યમાન હતા, તેમણે શ્રીધરની ન્યાયકંદલીપર પંજિકા તથા ઐતિહાસિક પ્રબોધામૃતદીર્ઘિકા ગ્રન્થ રચ્યો છે.

**મલ્લધારી** ગચ્છ—મલ્લધારી ગચ્છમાં શ્રીહર્ષતિલકસૂરિ થયા છે. મલ્લધારીગચ્છમાં અનેક આચાર્યો થયા છે. મલ્લધારીગચ્છ ક્યારથી કયા આચાર્યથી થયો તેનો નિર્ણય કરવાનું હજી બાકી રહે છે. મલ્લધારી શાખામાં શ્રીમલ્લધારી હેમચંદ્રસૂરિ થયા છે. પ્રશ્નવાહનકુલની મધ્યમ શાખાના હર્ષપુરીયગચ્છના મલ્લધારી અભયદેવસૂરિના શિષ્ય શ્રીહેમચંદ્રસૂરી

થયા. કુમારપાલના પ્રતિબોધક શ્રીહેમચંદ્રાચાર્યથી આ હેમચન્દ્રસૂરિ ભિન્ન જાણવા. મલધારી હેમચંદ્રસૂરિ વિ. સં. ૧૧૬૪ માં વિદ્યમાન હતા. તેમણે જીવસમાસ, ભવભાવના, ઉપદેશમાલાવૃત્તિ, અનુયોગદ્વાર સૂત્ર ટીકા, શતકવૃત્તિ, મૂલાવશ્યકપર પાંચહજારી વૃત્તિ, વિશેષાવશ્યકપર અઠ્ઠાવીશ હજારી વૃત્તિ, વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે. ગુજરાતના રાજા સિદ્ધરાજ જયસિંહે આ આચાર્યને ઘણું માન આપ્યું હતું. સિદ્ધરાજ તેમના વ્યાખ્યાનમાં હાજર રહેતા હતા. તેમણે શત્રુંજયપર અનશન કર્યું.

મલધારી શ્રીનરચંદ્રના શિષ્ય નરેન્દ્રપ્રભે વસ્તુપાલના આગ્રહથી અલંકાર મહોદધિ નામનો સ્વોપજ્ઞ ટીકાવાળો સંસ્કૃત ગ્રન્થ રચ્યો છે.

મલધારી શ્રીવિજયસિંહના શિષ્ય હેમચન્દ્રે નાભેયનેમિદ્વિસંધાન નામનું દ્વયાશ્રયકાવ્ય રચ્યું છે.

મલધારી દેવપ્રભાચાર્યે અનર્ઘરાઘવ રહસ્યાદર્શ ગ્રન્થ રચ્યો. તેનાપર તેમના શિષ્ય નરચંદ્રાચાર્યે સુ-

શરિટિપ્પન કર્યું. મલ્લધારી રાજશેખરના શિષ્ય સુધાકલશે વિ. સં. ૧૩૬૦ માં સંગતિસારોદ્ધાર નામનો ગ્રન્થ રચ્યો છે.

**સાંડેરગચ્છ**–વિક્રમના દશમા સૈકાની પૂર્વથી સાંડેરગચ્છની પ્રસિદ્ધિ જાણવામાં આવે છે. એરણપુરની છાવણી પાસે સાંડેરા ગામ છે. સાંડેરાના જે આચાર્યો પ્રસિદ્ધ થયા હોય તે સાંડેરગચ્છીય કહેવાયા હોય એમ જણાય છે. પાંડેરગચ્છમાં અનેક પ્રસિદ્ધ મહાચાર્યો થયા છે. સાંડેરગચ્છમાં ઈશ્વરસૂરિ થયા, તેમણે પોતાની પાટે બદરીદેવીના કહેવાથી યશોભદ્રસૂરિને સ્થાપન કર્યા. વિ. સં. ૯૭૧ માં યશોભદ્રસૂરિ થયા. શ્રીઈશ્વરસૂરિના શિષ્ય યશોભદ્રસૂરિ તેમના શિષ્ય શાલિસૂરિ તેની પાટે સુમતિસૂરિ તેની પાટે શાંતિસૂરિ તેની પાટે ઇશ્વરસૂરિ પુનઃ તેની પાટે શાલિસૂરિ તત્પટ્ટે–સુમતિસૂરિ પુનઃ તત્પટ્ટે શાંતિસૂરિના રાજ્યે મેવાડમાં સૂર્યવંશી મહારાજા શિલાદિત્ય વંશે ગુહિદત્ત રાઉલ–શ્રીબપ્પાક શ્રીખુમાણાદિ મહારાજા-

-વયે રાણા હમીર–શ્રીખેતસિંહ શ્રીલખમસિંહ પુત્ર મોકલસિંહ મૃગાંકવંશોદ્યોતકાર પ્રતાપમાર્તંડાવતાર રાણાશ્રીકુંભકર્ણ પુત્ર રાણા શ્રીરાયમલ્લવિજયમાન પ્રાજ્યરાજ્યે તત્પુત્ર મહાકુંવર શ્રીપૃથ્વીરાજાનુશાસનાત્ શ્રીઉકેશવંશે રાયજડારી ગોત્રે રાઉલ શ્રીલાખણપુત્ર મં૦ ડ્ડવંશે મં૦ મયૂરસુત મં૦ સાદુલ તત્પુત્રાભ્યાં મં૦ સીહાસમદાભ્યામ્ સદ્બાંધવ મં૦ કર્મસી ધારા લાખાદિ સુકુટુંબયુતાભ્યાં શ્રીનંદકુલવત્યાં પુર્યાં સં. ૯૬૪. श्रीयशोभद्रसूरिमंत्रशक्तिसमानीतायां त० सायरकारितदेवकुलाद्युद्धारतः सायरनाम,श्रीजिनवसत्यां श्रीआदीश्वरस्य स्थापना कारिता कृता श्रीशांतिसूरिपट्टे देवसुंदर इत्यपर शिष्यनामभिः आ० श्रीइश्वरसूरिभिः इति लघुप्रशस्तिरियम्. लि, आचार्यश्रीइश्वरसूरिणा उत्कीर्णा सूत्रधारसोमाकेन–शुभं. નાંદોલના શિલાલેખમાં આ પ્રમાણે લખ્યું છે. સાંડેરગચ્છના આચાર્યે શિશોદિયા

વશની સ્થાપના કરી છે. શિશોદિયા પંડેરિયા એ કહેવત પ્રાચીન પ્રસિદ્ધ છે. મેવાડના શિશોદિયા રાજા એ અને શિશોદિયા રજપુતોનો ષડેરગચ્છ પ્રસિદ્ધ છે.

ષાડેરગચ્છમાં આમદેવસૂરિના શિષ્ય શાંતિસૂરિ થયા છે. તેમણે સાગરદત્તનો રાસ રચ્યો છે. શ્રીશાંતિસૂરિના શિષ્ય ઇશ્વરસૂરિએ લલિતાંગ ચરિત્ર રાસ રચ્યો છે. વિ. સ. ૧૫૬૧ માં માંડવગઢના ગ્યાસુદી બાદશાહના પુત્ર નાસીરના સમયમાં મલિક માફરના પટ્ટે થએલ સોનારાય જીવનના પુત્ર મત્રી પુજની પ્રાર્થનાથી લલિતાંગ ચરિત્ર રાસ રચ્યો છે.

म्हेसाणा श्रीसुमतिजिनमन्दिरे धातुप्रतिमा पृष्ठे सोझित्राग्रामे संवत् १५६९ वर्षे माह शु. १३ बुधे श्रीओसवंशे वृद्धशाखीय साह नाथा भा० नारिगदे पु. राजा भा० करमाइ नाम्न्या श्रीनेमिनाथ जिनबिंबं कारितं स्वश्रेयसे प्र० श्रीसंडेरगच्छे श्रीशांतिसूरिभिः ।

देवकुलपाटक हेलवाडामां लेख सं. १६८९ वर्षे आषाढ वहुल ४ शनौ देलवाडा वास्तव्य व्यशवरगोत्रे ऊकेशज्ञातीय वृद्धशाखीय सा० मानाकेन भा० हीरां रामा पुत्र डाया रांमा फयायुतेन स्वश्रेयसे श्रीपुंडरीकमूर्तिः कारापितम् ॥ (?) प्रतिष्ठितं खंडेरगच्छे भ० श्रीमानाजी केसर्जी० म० ॥

વડગચ્છ—શ્રીદેવસૂરિના શિષ્ય મહાવિદ્વાન્ શ્રીનેમિચંદ્રસૂરિ થયા શ્રીનેમિચંદ્રસૂરિના શિષ્ય ઉદ્યોતનસૂરિ થયા. શ્રીઉદ્યોતનસૂરિ વિક્રમ સ. ૯૯૪ માં વિદ્યમાન હતા. શ્રીઉદ્યોતનસૂરિએ અર્બુદાચલની તલેટીપર આવેલ ટેલી ગામડાની પડોશમા વડના વૃક્ષની નીચે સર્વદેવસૂરિને ( બીજા મત પ્રમાણે આઠ આચાર્યોને) સૂરિમંત્ર આપ્યો, ત્યારથી બૃહદ્ ગચ્છ (વડગચ્છ) ની સ્થાપના થઇ, બીજાઓ એમ પણ કહે છે કે ઉદ્યોતનસૂરિના સમયમાં ચોરાશી આચાર્યોથી ચોરાશી ગચ્છો નીકળેલા છે. ( જૈન. ધર્મ. આ. ઈ. ભાગ. ૧૭ ) નેમિ-

ચંદ્રસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિ થયા. શ્રી ઉદ્યોતનસૂરિ માળવાથી શત્રુંજય જતાં રસ્તામાં તેમનું સ્વર્ગગમન થયું. વડગચ્છમાં અનેક મહા પ્રભાવક આચાર્યો થયા છે. વડગચ્છના આચાર્યોએ સેંકડો હજારો ગ્રન્થોની રચના કરી છે, અને અનેક રાજાઓને જૈન ધર્મનો બોધ આપી જૈનધર્મરાગી બનાવ્યા છે. વડગચ્છના શ્રીપૂજ્યચંદ્રસિંહસૂરિએ હાલ ત્રણ વર્ષ પૂર્વે વડાલીમાં કાળ કર્યો છે. તેની ગાદીએ ઉદયપુર રાજ્ય ગુરૂ બુદ્ધિસિંહસૂરિની સ્થાપના થઇ છે. વડગચ્છની પટ્ટાવલી બહાર પ્રકાશમાં આવ્યાથી વડગચ્છ સંબંધી મનુષ્યોને ઘણું જાણવાનું મળી શકે તેમ છે. શ્રીજિનેન્દ્રસૂરિના શિષ્ય શ્રીઆમ્રદેવસૂરિના શિષ્ય શ્રીદેવેન્દ્રગણિ (નેમિચંદ્ર) સૂરિ હતા. તે વિ. સં. ૧૧૨૯ માં વિદ્યમાન હતા. તેમણે તે સાલમાં ઉત્તરાધ્યયન સૂત્રપર ટીકા રચી છે તથા તેમણે પ્રવચનસારોદ્ધાર નામનો ગ્રન્થ તથા આખ્યાનમણિકોષ ગ્રન્થ તથા વીરચરિત્ર ગ્રન્થ રચ્યો છે. સૈદ્ધાન્તિકશિરોમણિના નામથી નેમિચંદ્રસૂરિ

પ્રસિદ્ધ છે. નેમિચંદ્રસૂરિએ તિલકસુંદરી, રત્નચૂડ કથા, દાનકુલક, શીલકુલક, તપકુલ, ઉપદેશકુલ, પંચસંગ્રહ, અને ભાવનાકુલક વગેરે ગ્રન્થો રચ્યા છે.

વડગચ્છના મુનિચંદ્રસૂરિએ આવશ્યકસપ્તતિ ગ્રન્થ રચ્યો છે. તેમના શિષ્ય દેવસૂરિ થયા અને દેવસૂરિના શિષ્ય મહેશ્વરાચાર્યે આવશ્યકસપ્તતિપર ટીકા રચી છે.

શ્રીદેવસૂરિના શિષ્ય ભદ્રેશ્વરસૂરિ થયા. ભદ્રેશ્વરસૂરિના શિષ્ય રત્નપ્રભસૂરિ થયા તે સ. ૧૨૩૮ મા હયાત હતા. ધર્મદાસની ઉપદેશમાલાપર તેમણે ટીકા રચી છે. તેમજ દેવસૂરિના સ્યાદ્વાદરત્નાકરપર રત્નાકરાવતારિકા ટીકા રચી છે. વિ. સં. ૧૨૨૯ માં વિમલચંદ્રસૂરિ હયાત હતા, તેમણે પ્રશ્નોત્તરરત્નમાળા રચી.

કોરંટ ગચ્છ—કોરંટ નામના નગરપરથી કોરંટ ગચ્છની પ્રસિદ્ધિ થઇ હોય એમ જણાય છે. કડુઆસીરાસમાં કડુઆ (ગચ્છ)ના આચાર્યોનો ઇતિહાસ છે. આ રાસ કોરિંટાવડમાં સં. ૧૩૬૩માં રચાયો છે.

આ કોરંટાવડના નામથી કોરંટગચ્છ નામ પડયું હોય એમ સંભવે છે. લાડોલમધ્યે वि. सं. १५९५ माघवदि १२ द्वादश्यां ओशवालज्ञातीय जेसा भार्या जसमादे पुत्र नरसिंगेन भार्या नायकदे पुत्र जयवंत श्रीवंत, देवचंद, सुरचंद-हरिचंद प्रमुख कुटुंबयुतेन श्रीमुनिसुव्रतबिंबं स्थापितम् । प्रतिष्ठितं कोरंटगच्छे कोरंटगच्छे ककसूरिभिः ॥ વિક્રમ સંવત્ ૧૬૦૦ શોળમા સૈકા સુધી કોરંટગચ્છના આચાર્યો વિદ્યમાન હતા. હાલ છે કે નહિ તે તપાસવાની જરૂર છે. પ્રાયઃ હાલ જણાતા નથી.

પાલણપુરમાં પલ્લવીયા પાર્શ્વનાથના દેરીસરમાં એક શિલાલેખ છે. તેમાં સંવત્ ૧૨૭૪ ના ફાલ્ગુન શુદિ પાંચમ ગુરૂવારના દિવસે કોરંટગચ્છાચાર્યશ્રી કક્કસૂરિ હસ્તે આંબડસંઘપતિએ પ્રતિષ્ઠા કરાવ્યાનો વૃત્તાંત છે. કોરંટગચ્છમાં કયા કયા આચાર્યોએ કયા કયા ગ્રન્થો લખ્યા તે જણાયાથી પ્રસિદ્ધ કરવામાં

આવશે. લાડોલ, પાલનપુર વિગેરે ઠેકાણે ગુજરાતમાં કોરંટગચ્છ પ્રવર્તતો હતો એમ લેખોથી સિદ્ધ થાય છે. કોરંટગચ્છ સબંધી વિશેષ હજી તપાસ કરવાની જરૂર છે. વિ. સં. ૧૨૫માં કોરંટનગરના નાહડમંત્રીએ સત્યપુરમાં જિનમન્દિર બંધાવ્યું. તેમાં મહાવીર-પ્રભુની પ્રતિમાની પ્રતિષ્ઠા શ્રી જજ્જકસૂરિએ કરી. जयउ वीर सचउरीमंडण એ ચૈત્યવંદનમાં તેનો પાઠ છે. વિ.સં. ૧૨૫ માં કોરંટગચ્છ જેનાથી પ્રસિદ્ધ થયો તે કોરંટનગરની જાહોજલાલી પ્રવર્તતી હતી.

**કુચ્ચપુરીયગચ્છ**—ચૈત્યવાસીસાધુઓના ગચ્છોમાં એક કુચ્ચપુરીય નામના ગચ્છની પ્રસિદ્ધિ થઈ હતી. કુંચ્ચપુરીયગચ્છમાં કયા કયા આચાર્યો થયા, વગેરે હકીક્તની સામગ્રી પ્રાપ્ત થતાં તેનો પ્રકાશ કરવામાં આવશે. કુચ્ચપુરીયગચ્છે ચૈત્યવાસી શ્રી જિનેશ્વરસૂરિના શિષ્ય શ્રી જિનવલ્લભસૂરિ થયા, એમ જૈન તત્ત્વાદર્શમાં જણાવ્યું છે.

ગુજરાતમાં ચાવડા રાજાઓના સમયમાં ચૈ-

ત્યવાસીના એક કુચ્ચપુરીયગચ્છની ઘણી ચડતી હતી. વર્ધમાનસૂરિના શિષ્ય જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરસૂરિએ પાટણના સોલંકીરાજા દુર્લભસેનની સભામાં કુચ્ચપુરગચ્છીય ચૈત્યવાસી આચાર્ય સાથે કાંસ્યપાત્રની ચર્ચા કીધી ત્યાં દશવૈકાલિકની ગાથા કહીને ચૈત્યવાસીઓને જીત્યા.

**ચૈત્યવાસમત** ગચ્છ—જૈનતત્ત્વાદર્શમાં મહાવીર સં. ૮૮૨ માં ચૈત્યવાસની સ્થિતિ વર્ણવી છે. ચૈત્યવાસમત ગચ્છની ઉત્પત્તિ ઘણા પ્રાચીન કાળથી થએલી હોય એમ લાગે છે. વિક્રમ સંવત્‌ની પૂર્વે ચૈત્યવાસ ઉત્પન્ન થયો હોય એમ લાગે છે.

शिसोदीया संडेसरा, चउदशिया चोहाण ।
चैत्यवासिया चावडा, कुलगुरु एह वखाण ॥

ચાવડા રજપુતોના કુલગુરૂ ચૈત્યવાસી આચાર્યો હતા. શ્રીશીલગુણસૂરિએ વનરાજ ચાવડાને આશ્રય આપી ઉચ્છેરી મોટો કર્યો. તેણે શીલગુણસૂરિને ગુરૂ તરીકે માન્યા. વનરાજે પંચાસરમાંથી પંચાસરા પાર્શ્વના-

થની મૂર્તિ લાવીને પાટણમાં જિન મંદિર કરાવી તેમાં પ્રતિષ્ઠાવડે સ્થાપન કરી. શીલગુણસૂરિ ચૈત્યવાસી હતા, તેથી વનરાજ ચાવડાથી તે ચાવડાઓના કુલગુરૂ તરીકે ગણાણા. વનરાજને ચાપોત્કટ એ વિશેષણ આપી તે વિશેષણવડે શીલગુણસૂરિએ ચાવડાવંશની સ્થાપના કરી ત્યારથી ચૈત્યવાસી આચાર્ય ચાવડાના કુલગુરૂ તરકે પ્રસિદ્ધ થયા. કેટલાક કહે છે કે શ્રી આર્યરક્ષિતસૂરિ પશ્ચાત્ ચૈત્યવાસી સાધુઓની ઉત્પત્તિ થઈ છે. ગમે તેમ હોય પણ ચૈત્યવાસીની પ્રાચીનતા સિદ્ધ થાય છે. બારસો વર્ષ સુધી ગુજરાત વગેરે દેશોમાં ચૈત્યવાસી આચાર્યોનું મહા જોર વર્ત્યું હોય એમ જણાય છે. ચૈત્યવાસી આચાર્યોએ કેટલાંક સૈકાં સુધી જૈનજગત્‌ને પોતાના વશમાં કરી લીધું હતું. શ્રીહરિભદ્રસૂરિના સમયમાં ચૈત્યવાસીઓનું પુષ્કલ જોર હતું.

વિક્રમસંવત્ પાંચમા, છઠ્ઠા અને સાતમાં સૈકામાં ચૈત્યવાસીઓનુ અત્યંત પ્રબલ હતું. ચૈત્યવાસિયો મુખ્યતાએ જૈન નિગમોને માનતા હતા. અને ગૌણતાથી આગમોને માનતા હતા. ઉપનિષદો ( નિ-

ગમો ) ને ચૈત્યવાસીઓ માનતા હતા. હાલ જે લાડોલ ચાણસમા સુજપર વગેરે ઠેકાણે મહાત્માઓ કે જે શ્રાવકોની વંશાવલિ વાંચે છે તેઓ ચૈત્યવાસીઓની પરંપરાએ આવેલા છે એમ અવબોધાય છે. જૈન રાજાઓ ક્ષત્રિયો વગેરે સર્વ વર્ણના લોકોને ચૈત્યવાસીઓએ જૈનધર્મી બનાવવાની વ્યવસ્થાઓને કરી હતી, એમ કેટલાકોના મુખથી સાંભળવામાં આવે છે. तत्त्वं केवलिगम्यम्. ॥

ચૈત્યવાસે નિગમ પ્રભાવક—વીસનગરમાં દીપડામાં શાન્તિનાથ મંદિર सं. १५८१ वर्षे माघवदि १० शुक्रे श्री मा० ज्ञा० वृद्धशाखायां श्रीपत्तनवास्तव्य श्रे०आसाभालहिफुसुत दो० गांगा भा० पद्मा द्वितीय हीराइ सुत विमलसि भा० विमलादे सुत श्रीचंदमपुखकुटुंबयुतेन क. श्री निगमप्रभावक श्रीआनन्दसागरसूरिभिः प्र० शान्तिनाथ वि.

નાણાવલગચ્છ—શ્રીનાણાવાલગચ્છમાં માન-

દેવસૂરિ થયા. તેમણે પારસ શ્રેષ્ઠીના આગ્રહથી શ્રી-ફ્લોધી પાર્શ્વનાથની સંવત્ ૧૧૧૮ માં પ્રતિષ્ઠા કરી. શ્રીનાણાવલગચ્છમાં અનેક મહા પ્રભાવક આચાર્યો થયા હોય એમ સમજાય છે. નાણાવલગચ્છ સંબંધી વિશેષ વૃત્તાંત પ્રાપ્ત થતાં પ્રકાશિત કરવામાં આવશે. નાણાવલચ્છના આચાર્યો વિશેષતઃ મેવાડ-નાની મારવાડ-મોટી મારવાડ અને માળવામાં રહ્યા હોય એમ લાગે છે. બ્રહ્મર્ષિકૃત સુધર્મગચ્છ પરીક્ષા ચોપાઈમાં નાણાવાલગચ્છનું નામ આવે છે.

ચિત્રવાલગચ્છ—શ્રીચૈત્રવાલગચ્છમાં ભુવનચંદ્રસૂરિ થયા છે. ચૈત્રવાલગચ્છના આચાર્યો અને તપાગચ્છના સ્થાપક આચાર્યોને અત્યંત પ્રેમ સંબંધ હોયે એમ જણાય છે. ચૈત્રવાલગચ્છ કયારે ઉત્પન્ન થયો અને તેમાં કયા કયા આચાર્યો થયા તેનું વિશેષ વૃત્તાંત શોધીને બહાર પાડવાની જરૂર છે. તેરમા ચૌદમા સૈકા પર્યન્ત ચૈત્રવાલગચ્છના આચાર્યોનું જોર હતું એમ સંભાવના થાય છે. ચૈત્રવાલગચ્છીય શ્રીયશોભદ્રસૂરિની સાહાય્યથી શ્રીજગચ્ચંદ્રસૂરિએ

વિદ્યાપુરમાં સ્વગચ્છ ક્રિયોદ્ધાર કરી વિ. ૧૨૮૫ માં તપાગચ્છની સ્થાપના કરી.

ચૈત્રવાલગચ્છની ઉત્પત્તિ સંબંધી નીચે પ્રમાણે શ્લોક છે.

श्रीजैनशासननभस्तल तिग्मरश्मिः, श्रीपद्मचंद्रकुलपद्मविकाशकारी । स्वज्योतिरावृतदिगम्बर डंबरोऽभूत्, श्रीमान् धनेश्वरगुरुः प्रथितः पृथिव्याम् ॥ श्रीमच्चैत्रपुरैकमण्डनमहावीरप्रतिष्ठा कृतस्तस्माच्चैत्रपुरप्रबोधतरणिः श्रीचैत्रगच्छोऽजनि ॥

વિધિપક્ષ ગચ્છ—જૈન તત્ત્વાદર્શના મત પ્રમાણે સં. ૧૨૩૩ માં આંચલિક મતની ઉત્પત્તિ થઈ. અંચલ ગચ્છની પટ્ટાવલી પ્રમાણે સુડતાલીસમી પાટ પર થએલ આર્યસૂરક્ષિતસૂરિથી નાણાવાલ ગચ્છમાંથી વિધિ પક્ષની સ્થાપના થઇ.

શ્રીવિજયચંદ્રસૂરિએસંવત. ૧૧૬૯ ની સાલમાં સિદ્ધરાજના રાજ્યકાળમાં એકસો સિત્તેર બોલની પ્રરૂપણાએ વિધિપક્ષ ગચ્છની સ્થાપના કરી અને વિજયચંદ્રનું આર્યરક્ષિતસૂરિ નામ પડયું.

શ્રીકુમારપાલરાજાએ વિધિપક્ષગચ્છને આં-
ચલીયા ગચ્છ તરીકે કહેવાથી હાલ પણ તે અંચલ
ગચ્છ તરીકે સર્વત્ર પ્રસિદ્ધ છે.

તપાગચ્છીય ધર્મસાગરજી ઉપાધ્યાય લખે છે કે
અંચલગચ્છની ઉત્પત્તિ વિક્રમસંવત્ ૧૨૧૩ માં
થએલી છે. તે ગચ્છના સ્થાપક પૂર્ણમીયપક્ષના નરસિંહ
નામના આચાર્ય હતા. નરસિંહ આચાર્ય બ્યુના નામના
ગામમાં રહેતા હતા ત્યારે નાથી નામની અંધ ધનાઢ્ય
શ્રાવિકા તેમને વંદન કરવા આવી પણ તે મુહપત્તિ
લાવવા વિસરી ગઇ હતી. તે દેખી નરસિંહ આચાર્યે
કહ્યું કે મુહપત્તિ વિસરી ગયાં તો તમારા વસ્ત્રના છે-
ડાથી ચાલી શકશે. તેણીએ તે વાત કબૂલ રાખી
તેથી ત્યાં તેણે ધનની સહાયથી અંચલિક મતની સ્થા-
પના કરી. નરસિંહ આચાર્યે પોતાનું આર્યરક્ષિત
નામ રાખ્યું. ત્યારથી પ્રતિક્રમણ વેળાએ તેઓ મુહ-
પત્તિને બદલે વસ્ત્રના છેડાનો ઉપયોગ કરવા લાગ્યા.

અંચલગચ્છમાં. સિંહપ્રભસૂરિના શિષ્ય અ-

જિતસિંહસૂરિ થયા છે. તેમનો જન્મ સં. ૧૨૮૩ માં થયો હતો. આ ગચ્છમાં કલ્યાણસાગરસૂરિ થયા તે વિક્રમ સં. ૧૬૭૬ માં વિદ્યમાન હતા. કીર્તિવલ્લભગણિ વિ. સં. ૧૫૨૫ માં આ ગચ્છમાં વિદ્યમાન હતા. મેરૂતુંગસૂરિના શિષ્ય જયકીર્તિસૂરિ થયા. જયકીર્તિના શિષ્ય શીલરત્નસૂરિ થયા તેમણે મેરૂતુંગસૂરિના રચેલા મેઘદૂત કાવ્યપર વિ. સં. ૧૪૯૧ માં ટીકા રચેલી છે. સં. ૧૩૭૧ માં સ્વર્ગગમન કરનાર દેવેન્દ્રસિંહસૂરિએ જૈન મેઘદૂત વિગેરે ગ્રન્થો રચ્યા છે.

અંચલ ગચ્છમં જયસિંહસૂરિના શિષ્ય ધર્મઘોષસૂરિ થયા. તેમણે વિ. સં. ૧૨૬૩ માં શતપદિકા નામનો ગ્રન્થ રચ્યો છે. તેમના શિષ્ય મહેન્દ્રસૂરિએ વિ. સં. ૧૨૯૪ માં તે ગ્રન્થપર વિવરણ રચ્યું છે. તેજ ગ્રન્થપરથી મેરૂતુંગસૂરિએ શતપદી સારોદ્ધાર ગ્રન્થ રચ્યો છે. ધર્મઘોષસૂરિએ શાકંભરિના રાજા પ્રથમ-(પ્રથુ)રાજને જૈન કર્યો હતો. અંચલગચ્છીય માણિક્યસુંદરસૂરિએ મલયસુંદરી ચરિત્ર, યશોધર ચરિત્ર અને

પૃથ્વીચંદ્ર ચરિત્ર વગેરે ગ્રન્થો રચ્યા છે. તે વિ. સં. ૧૪૯૧ માં વિદ્યમાન હતા. મહેન્દ્રસૂરિના શિષ્ય-મેરૂતુંગસૂરિએ સૂરિમંત્ર કલ્પસારોદ્ધાર રચ્યો છે.

**સાર્ધપૂર્ણિમાગચ્છ**—વિક્રમસંવત્ ૧૨૩૬ ની સાલમાં સાર્ધપૂર્ણિમાગચ્છ પ્રગટ થયો.

એક દિવસ કુમારપાલરાજાએ કલિકાલ સર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્યને પુછયું કે પુનમીયા ગચ્છવાળા જૈનાગમો પ્રમાણે ચાલે છે કે નહિ ? તે માટે આપણે તેની પાસેથી ખુલાસો માગવો છે, માટે તે ગચ્છના આચાર્યને મારી પાસે બોલાવી લાવો. શ્રીહેમચંદ્રાચાર્ય તે ગચ્છના આચાર્યને તેમની પાસે બોલાવી લાવ્યા. રાજાના પુછવાથી તેમણે આડાઅવળા જવાબો આપ્યા તેથી કુમારપાલરાજાએ પુનમીયાગચ્છના સાધુઓને પોતાના દેશોમાંથી દૂર થવા કહ્યું. કુમારપાલના મૃત્યુ બાદ પુનમીયાગચ્છના સુમતિસિંહ આચાર્ય પાટણમાં આવ્યા. તેમને કોઇએ પુછયું કે તમે કયા ગચ્છના છો ત્યારે તેમણે કહ્યું કે અમે સાર્ધપૂ-

ર્ણુમીયકગચ્છના આચાર્ય છીએ. સુમતિસિંહાચાર્યના કેટલાક અનુયાયીઓ કહે છે કે અમારા ગચ્છનુ સાર્ધપૂર્ણમીયક નામ હતુ. સાર્ધપૂર્ણમીયકગચ્છવાળા કહે છે કે જિનમૂર્તિની ફળેથી પૂજા કરવી નહિ.

(જૈનધર્મનો પ્રાચીન ઇતિહાસ ભા ૨.)

ખરતરગચ્છ—તપાગચ્છીય ધર્મસાગરજી ઉપાધ્યાય લખે છે કે ખરતરગચ્છની ઉત્પત્તિ વિક્રમ સંવત્ ૧૨૦૪ માં શ્રીજિનદત્તસૂરિથી થએલી છે. જૈનધર્મના પ્રાચીન ઇતિહાસમાં પંડિત હીરાલાલ હંસરાજ આ પ્રમાણે શ્રીધર્મસાગરજીનો તત્સંબંધી મત જણાવે છે.

શ્રીધર્મસાગરજી ઉપાધ્યાય પોતાના રચેલા ગ્રન્થમાં જિનપતિસૂરિના શિષ્ય સુમતિગણિએ રચેલા ગણધરસાર્ધશતકબૃહદ્વૃત્તિ નામના ગ્રન્થના બે પારિગ્રાફો ટાંકી બતાવે છે. પહેલા પારિગ્રાફમાં જિનવલ્લભસૂરિનો વૃત્તાંત આપે છે અને બીજા પારિગ્રાફમાં જિનદત્તસૂરિનો વૃત્તાંત આપે છે. જિનવલ્લભસૂરિને

લગતું વૃત્તાંત એવું છે કે–અભયદેવસૂરિએ પોતેજ જિનવલ્લભસૂરિને પોતાની ગાદીપર બેસાડ્યા નહોતા. કારણકે જિનવલ્લભસૂરિ પૂર્વે ચૈત્યવાસીસૂરિના શિષ્ય હતા અને તેથી અભયદેવસૂરિજીએ પોતાની પાટ માટે યોગ્ય જાણ્યા નહોતા. તો પણ પોતાના શિષ્ય પ્રસન્નચંદ્રસૂરિને કહી ગયા હતા કે–અવસર આવે ત્યારે તમારે જિનવલ્લભસૂરિને પાટે બેસાડવા. એક વખતે જિનવલ્લભસૂરિએ કેટલાક જૈનસિદ્ધાંતોના આધારે એમ ઠરાવ્યું કે મહાવીરપ્રભુના ગર્ભાપહરણને છઠું કલ્યાણક માનવું. ખરતરગચ્છની ખરેખરી ઉત્પત્તિ તો જિનદત્તસૂરિથી વિક્રમ સ. ૧૨૦૪ માં થએલી છે. તત્સંબંધી સુમતિગણિએ સ્વરચિત ગણધરશાર્ધશતક બૃહદ્દવૃત્તિમાં લખ્યું છે કે જિનદત્તસૂરિ ઘણા મગરૂર સ્વભાવના હતા. તેમને પુછવામાં આવેલા પ્રશ્નોના ઉત્તરો મગરૂરીથી ઘણી તીક્ષ્ણ રીતિએ આપતા હતા અને તેથી લોકો તેને ખરતર કહીને બોલાવતા હતા. જૈનતત્ત્વાદર્શમાં કૂર્ચપુરગચ્છીય

ચૈત્યવાસી જિનેશ્વરસૂરિના શિષ્ય શ્રીજિનવલ્લભસૂરિએ ચિત્તોડમાં વીરપ્રભુના છ કલ્યાણકની પ્રરૂપણા કરી. કેટલાકો કહે છે કે વિક્રમ સં. ૧૦૨૪ માં જિનેશ્વરસૂરિથી ખરતરગચ્છની ઉત્પત્તિ થઈ છે, પણ ધર્મસાગર મહારાજના લખવા પ્રમાણે તે વાત જૂઠી લાગે છે. ધર્મસાગરજી ઉપાધ્યાય જણાવે છે કે- જો ખરતરગચ્છની ઉત્પત્તિ જિનેશ્વરસૂરિથી થએલી હોય તો તે જિનેશ્વરસૂરિ તથા નવાંગીવૃત્તિકારશ્રી અભયદેવસૂરિજી પોતાના કોઈ પણ ગ્રન્થની પ્રશસ્તિમાં ખરતરગચ્છનું નામ આપ્યા વિના રહે નહિ, પરંતુ કોઇ ગ્રન્થમાં જિનેશ્વરસૂરિએ તથા શ્રીઅભયદેવસૂરિએ ખરતરગચ્છ એવું નામ આપ્યું નથી તેથી જિનેશ્વર સૂરિ તથા અભયદેવસૂરિથી ખરતરગચ્છની ઉત્પત્તિ થએલી જણાતી નથી.

શ્રીજિનવલ્લભસૂરિએ ચિત્તોડમાં ચૈત્યવાસીઓની સામે વાદવિવાદ કરીને ચૈત્યવાસીઓ સામે બાથ ભીડી તેઓનુ જોર કમી કર્યું. શ્રીજિનદત્તસૂરિએ સવા

લાખ રજપૂતોને પ્રતિબોધી જૈન બનાવ્યા. લાખો રજપુતોને જૈનધર્મમાં આણ્યા. જિનદત્તસૂરિજી ચમત્કારી હતા એમ તેમના ચરિત્ર પરથી અવબોધાય છે. ખરતરગચ્છમાં થએલ જિનકુશલસૂરિ પણ મહા ચમત્કારી હતા એમ તેમના ચરિત્ર પરથી જણાય છે. ખરતરગચ્છમાં અનેક મહા વિદ્વાન્ આચાર્યો–સાધુઓ થએલા છે અને તેઓએ સેંકડો ગ્રન્થોની રચના કરી છે.

ખરતરગચ્છમાં થએલ આચાર્યો જિનદત્તસૂરિ, જિનકુશલસૂરિ, અને જિનવલ્લભસૂરિ, મહાન્ ગણાય છે. ખરતરગચ્છીય ચારિત્રવર્ધનસૂરિએ રઘુવંશ પર શિષ્યહિતૈષી નામની ટીકા રચી છે. જિનકુશલસૂરિએ ચૈત્યવંદન કુલકવૃત્તિ નામનો ગ્રન્થ બનાવ્યો છે. તેમનું સ્વર્ગગમન વિ. સ. ૧૩૮૯ માં થયું હતું. ખરતરગચ્છીય જિનરાજસૂરિએ નૈષધીય કાવ્ય-પર જિનરાજ નામની ટીકા રચી છે તથા તેમના

સમકાલીન સમયસુંદરે સ. ૧૬૮૬માં ગાથાસહસ્રી બનાવી છે.

જિનવલ્લભસૂરિએ પિંડવિશુદ્ધિ પ્રકરણ, ગણધર સાર્ધ શતક, આગમિક વસ્તુવિચારસાર, કર્માદિ વિચારસાર, સૂક્ષ્માર્થ વિચાર પ્રકરણ, વર્ધમાનસ્તવન વિગેરે ગ્રન્થો રચ્યા છે. તેમને દેવભદ્રાચાર્ય તરફથી વિ. સ. ૧૧૬૭માં સૂરિપદ મળ્યું હતું. તેમના શિષ્ય રામદેવે વિ. સ. ૧૧૭૩ મા ષડસ્તિકાચૂર્ણિ ગ્રન્થ રચ્યો છે તેમાં લખ્યું છે કે જિનવલ્લભસૂરિએ વિ. સ. ૧૧૬૪ માં સ્વરચિત સઘળાં ચિત્રકાવ્યો ચિત્તોડમાં વીરપ્રભુના મંદિરમાં શિલાલેખમાં કોતરાવ્યાં હતાં.

જિનપતિસૂરિના શિષ્ય તથા જિનપ્રબોધસૂરિના ગુરૂ ખરતરગચ્છીય જિનેશ્વરસૂરિ થયા. તેમનો જન્મ ૧૨૪૫. દીક્ષા ૧૨૫૫ માં. સૂરિપદ ૧૨૫૮ તથા ૧૩૩૧ માં સ્વર્ગગમન થયું. આ આચાર્યના હસ્તથી સં. ૧૨૯૯ માં શ્રાવક લાસનને ભણવા માટે તાડપત્રપર લખેલી હરિભદ્રસૂરિએ બનાવેલા સમરાદિત્યચરિત્રની પ્રતિ

હાલ ખંભાતમાં મોજુદ છે. આ આચાર્યના શિષ્ય અભયતિલકગણિએ દ્વયાશ્રય કાવ્યપર દ્વયાશ્રયકોષપર શ્લોકબંધ ટીકાઓ રચેલી છે.

ખરતરગચ્છીય દેવભદ્રસૂરિ સં. ૧૧૬૮ માં વિદ્યમાન હતા. પ્રસન્નચંદ્રસૂરિના શિષ્ય દેવભદ્રસૂરિ હતા. દેવભદ્રસૂરિએ પાર્શ્વનાથચરિત્ર, સંવેગરંગશાલા, વીરચરિત્ર, કથાકોષ વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે. તેમણે સુમતિવાચક પાસે અભ્યાસ કર્યો હતો. ભરૂચમાં જ્યારે તેમણે પાર્શ્વનાથચરિત્ર લખ્યું તે વખતે સુવર્ણના ઘુમટવાળું મુનિસુવ્રતનું મંદિર વિદ્યમાન હતું.

વર્ધમાનસૂરિ પછી જિનેશ્વરસૂરિ, પછી પ્રસન્નચંદ્રસૂરિ, પછી દેવભદ્રસૂરિ, પછી દેવાનન્દસૂરિ, પછી તેના શિષ્ય પદ્મપ્રભસૂરિ થયા. પદ્મપ્રભસૂરિ વિ. સં. ૧૨૯૪ માં વિદ્યમાન હતા. તેમણે તિલકાચાર્યને આવશ્યક નિર્યુક્તિ રચવામાં સહાય આપી હતી. પદ્મપ્રભસૂરિએ મુનિસુવ્રતચરિત્ર ગ્રન્થ રચ્યો છે. દેવાનન્દસૂરિએ સિદ્ધસારસ્વત વ્યાકરણ રચ્યું છે. જિનપ્રભસૂરિ તીર્થકલ્પમાં

કહે છે કે વિ. ૧૨૬૬ માં દેવાનન્દસૂરિએ પ્રતિષ્ઠા કરાવી છે. દેવપ્રભસૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિ હતા. પ્રદ્યુમ્નસૂરિએ વિચારસારપ્રકરણ નામનો ગ્રન્થ રચ્યો છે.

ચંદ્રસૂરિના શિષ્ય મુનિચંદ્રસૂરિ થયા. મુનિચંદ્રસૂરિએ ચૌલુક્ય રાજા આનલને દીક્ષા આપી હતી. મુનિચંદ્રસૂરિના દેવપ્રભસૂરિ અને દેવાનન્દસૂરિ એ બે શિષ્ય હતા.

आगमिकगच्छ—सं० ९ वर्षे ज्येष्ठशुदि १२ शनौ श्रीश्रीमाल ज्ञातीय श्रेष्ठी माण्डणभार्या मीलणदे सुत हीरा भार्या धारू स्वपूर्वज पितृ मातृ भ्रातृ सुत श्रेयोऽर्थं श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं आगमगच्छे श्रीशीलरत्नसूरिभिः ।

( આમાં ૯ નો સંવત્ વિચારવા યોગ્ય છે. )

આગમગચ્છીય જિનપ્રભસૂરિએ કેટલાક ટુંકા ગ્રન્થો રચ્યા છે. કેટલાક શત્રુંજયપર રહીને બનાવ્યા છે.

જૈનધર્મના પ્રાચીન ઇતિહાસ ભાગ બીજાના આધારે આગામિકો અથવા ત્રણ થુઇવાળા ગચ્છની ઉત્પત્તિ વિક્રમ સંવત્ ૧૨૫૦ માં થએલી છે. શીલગુણસૂરિ અને દેવભદ્રસૂરિ એ બે પુનમીયા ગચ્છનો ત્યાગ કરીને અચલિક ગચ્છમાં દાખલ થયા. પાછળથી તેમણે અચલિક ગચ્છ છોડીને નવો પંથ ચલાવ્યો. ક્ષેત્રદેવતાની સ્તુતિ કરવી નહિ. વગેરે બોલોની પ્રરૂપણા તેઓએ કરી તે ગચ્છનું આગમિક ગચ્છ એવું નામ પાડયું. આગમગચ્છમાં થએલ ઉદયધર્મસૂરિએ ધર્મકલ્પદ્રુમ નામનો ગ્રન્થ રચ્યો છે. શ્રીવિજાપુરમા સ. ૧૫૭૩ માં આગમગચ્છે શ્રીઅમરરત્નસૂરિએ ધાતુની પ્રતિમાની પ્રતિષ્ઠિ કરી છે તેનો લેખ "આગમગચ્છે શ્રીઅમરરત્નસૂરિ તત્પટ્ટે સોમરત્નસૂરિ ઉપદેશેન કારિત" ધાતુપ્રતિમા વિજાપુર શાંતિનાથના દેરાસરમાં સં. ૧૫૬૪ માં આનન્દરત્નસૂરિ થયાનો લેખ છે. વિજાપુરમાં ગોડીપાર્શ્વનાથના દેરાસરમાં સં. ૧૫૦૩ માં આગમગચ્છમાં સિંહરત્નસૂરિએ ધાતુબિંબની પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે.

સ. ૧૫૭૫ માં આગમગચ્છે મુનિરત્નસૂરિ પટ્ટે આનન્દસૂરિભિઃ પ્રતિષ્ઠિતમ્, એ પ્રમાણે પદ્માવતીના દેરાસરમાં ધાતુની પ્રતિમાનો લેખ છે.

**સ્તવપક્ષગચ્છ**—વિક્રમ સંવત્ બારની સાલમાં સ્તવપક્ષ ગચ્છ હતો. સ્તવપક્ષ ગચ્છની કોનાથી ઉત્પત્તિ થઇ અને તેમાં કયા કયા આચાર્યો થયા, તેનું વૃત્તાંત જાણવામાં આવતાં પ્રકાશિત કરવામાં આવશે.

એક પટ્ટાવલિમાં લખ્યું છે કે—સોમપ્રભસૂરિએ ખરતર–સ્તવપક્ષ, આગમિયાપક્ષ, દ્વિવંદનિક, ઉપકેશ, જીરાપલ્લી, નાણાવાલ, નિગજીય ઈત્યાદિ ગચ્છના આચાર્યોની સાક્ષીએ વિ. ૧૨૮૩ માં જગચ્ચંદ્રસૂરિને સ્વપટ્ટે સ્થાપ્યા. શ્રીવિજાપુર નગરે દેવભદ્ર, જગચ્ચંદ્ર અને શ્રીદેવેન્દ્ર એ ત્રણેએ ચોમાસુ કર્યું એમ કોન્ફરન્સ હેરલ્ડમાં ૧૯૭૨ માં છપાયલી તપાગચ્છની પટ્ટાવલિમાં લખ્યું છે. તેથી બારસે પંચાસીની સાલમાં સ્તવપક્ષ વિદ્યમાન હતો, એમ સિદ્ધ થાય છે.

દ્વિવંદનિક ગચ્છ—વસ્તુપાળ અને તેજ-પાળના સમયમાં સ્તવપક્ષ, દ્વિવંદનિક ગચ્છ એ બે વિદ્યમાન હતા. દ્વિવંદનિક ગચ્છના સ્થાપક આ-ચાર્યો, તેનું મંતવ્ય વગેરે વૃત્તાંત પ્રાપ્ત થયાથી પ્રકા-શિત કરવામાં આવશે.

જોટાણામાં એક ધાતુની પ્રતિમાપર નીચે પ્ર-માણે લેખ છે. સં. १५७५ वर्षे माघ वदि २ सोमे श्रीओशवंशे लघुसंताने मं० फदा भा० विजलदे पुत्र मं० अजा भार्या पूरी पटोल लटकण सहितेन स्व० श्रे० शांतिनाथबिंबं कारापितं.

द्विवन्दनिकगच्छे सिद्धाचार्य प्रतिष्ठितम् देव-गुप्तसूरिभिः ऊंजाग्रामवास्तव्य.

જિરાઉલાગચ્છ—બ્રહ્મર્ષિકૃત સુધર્મગચ્છ પરીક્ષા ચોપાઈમાં જિરાઉલગચ્છનું નામ પ્રસિદ્ધ છે.

આબુજી પાસે જીરાઉલા ગામમાં જીરાઉ-લા પાર્શ્વનાથ છે. આબુજીના આસપાસના પ્ર-

દેશોમાં જૈનોની પુષ્કળ સંખ્યા હોવાથી ત્યાં અનેક મહા પ્રભાવક આચાર્યો થયા છે. જીરાઉલા ગામમાં જે આચાર્યો મહા પ્રસિદ્ધ થયા અને તેના વંશમાં જે જે આચાર્યો થયા, તે જીરાઉલાગચ્છનાનામથી પ્રસિદ્ધ થયા. જિરાઉલાગચ્છમાં કયા કયા મહા પ્રભાવક આચાર્યો થયા, તેઓનું વૃત્તાંત પ્રાપ્ત થતાં બહાર પ્રકાશિત કરવામાં આવશે. સં. ૧૨૮૫ માં જગચ્ચંદ્રસૂરિના સમયમાં વિદ્યમાન હતો.

નિંબજીયગચ્છ—નિંબજીય નામનો ગચ્છ વિક્રમ સંવત્ બારમા સૈકામાં વિદ્યમાન હતો, ચોરાશી ગચ્છનાં નામમાં નિંબજીયગચ્છનું નામ આવે છે.

હસ્તિકુંડીગચ્છ–કોન્ફરન્સ હેરલ્ડ પત્ર ૪૧૨ માં કેશવસૂરિ કે જેનું નામ વાસુદેવાચાર્ય હતું, તેઓએ હસ્તિકુંડીગચ્છની સ્થાપના કરી.યશોભદ્રસૂરિ ચરિત્રમાં સાંડેરગચ્છમાં વિ. સ. ૯૭૧ માં યશોભદ્રસૂરિ થયા અને તેમના ચરિત્રમાં વાસુદેવાચાર્યનું નામ આવે છે તેથી હસ્તિકુંડીગચ્છ પ્રાચીન છે એમ સિદ્ધ થાય છે.

રાજગચ્છ—પ્રદ્યુમ્નસૂરિથી રાજગચ્છની પ્રસિદ્ધિ થઈ. પ્રદ્યુમ્નસૂરિના ગુજરાતમાં, મેવાડમાં, મારવાડમાં, માળવામાં અને અન્ય દેશોમાં રાજાએ ભક્ત હતા, તેથી તેમના ગચ્છનું રાજગચ્છ એવું નામ પડયું. રાજગચ્છમાં અજિતસેનસૂરિ થયા છે તે વાદમહાર્ણવના કર્ત્તા અભયદેવસૂરિના શિષ્ય જિનેશ્વરસૂરિના શિષ્ય હતા. પ્રદ્યુમ્નસૂરિના અભયદેવસૂરિ શિષ્ય હતા. સં. ૧૨૭૬ માં પાર્શ્વનાથચરિત્રના કર્ત્તા માણિક્યચંદ્ર સૂરિ કહે છે કે—વાદમહાર્ણવના કર્ત્તા અભયદેવસૂરિથી હું નવમી પાટે છું. અભયદેવસૂરિના શિષ્ય ધનેશ્વરસૂરિ મુંજરાજાના માનીતા ગુરૂ હતા. અભયદેવ સૂરિએ સમ્મતિસૂત્રપર તત્ત્વબોધવિધાયિની નામની ટીકા રચી છે. અજિતસેનના ગુરૂ જિનેશ્વરસૂરિએ જૈનનૈષધીયકાવ્ય નામનો ગ્રન્થ રચ્યો છે. તેઓ વિ. સં. ૧૦૫૦ માં થયા.

રાજગચ્છીય પ્રદ્યુમ્નસૂરિએ ધર્મવાદમાં દિગંબરોનો પરાજય કર્યો હતો, અને તે વૈદકશાસ્ત્રમાં પા-

રંગામી હતા. પ્રદ્યુમ્નસૂરિએ જૂદા જુદા ચોરાશી જૈન ગ્રન્થો રચ્યા છે એમ કહેવાય છે. તેમણે સપાદ લક્ષ ત્રિભુવનગિરિ આદિ અનેક દેશના રાજાઓને જૈન કર્યા હતા. રાજગચ્છીય સાગરચંદ્રસૂરિના શિષ્ય માણિક્યચંદ્રસૂરિએ દિવ બંદરમાં રહી પાર્શ્વનાથ ચરિત્ર લખ્યું છે. તથા કાવ્યપ્રકાશ સંકેત અને નલાયન (કુબેર પુરાણ) વગેરે ગ્રન્થો રચ્યા છે. તે વિ. ૧૨૭૬ માં વિદ્યમાન હતા.

**રૂદ્રપાલીયગચ્છ**–વિજયેન્દુસૂરિના શિષ્ય અને દેવભદ્રસૂરિના ગુરૂ જે અભયદેવસૂરિ થયા તે રૂદ્રપાલીયગચ્છના હતા. તે વિ. સં. ૧૨૦૪ માં હયાત હતા. પાંચમા અભયદેવસૂરિની ચોથી પેઢી પહેલાં થએલ શ્રીજિનશેખરસૂરિથી રૂદ્રપાલીયગચ્છ પ્રવર્ત્યો હતો. રૂદ્રપાલીયગચ્છમાં થનાર અભયદેવસૂરિ મહા વિદ્વાન હતા. તેમને કાશીના રાજા તરફથી વાદિસિંહનું બિરૂદ મળ્યું હતું. સંવત્ ૧૨૭૮ માં તેમણે જય વિજય મહાકાવ્ય પૂર્ણ કર્યું હતું. રૂદ્રપાલીયગચ્છમાં

અનેક મહા વિદ્વાન્ પ્રભાવક આચાર્યો થયા છે, અને તેઓએ અનેક અપૂર્વ ગ્રન્થો લખ્યા છે. રૂદ્રપાલીય-ગચ્છમાં એક જિનપ્રભસૂરિ થયા તે વિ. સં. ૧૩૯૦ માં વિદ્યમાન હતા. તેના શિષ્ય સંઘતિલકસૂરિએ સમ્યક્ત્વ સપ્તતિ ગ્રન્થ રચ્યો છે. તેમાં તે લખે છે કે મારા ગુરૂ જિનપ્રભસૂરિએ ષડ્દર્શની નામનો ગ્રન્થ રચીને દિલ્હીના બાદશાહ મહમદ તુઘલખને જૈનધર્મ પર પ્રીતિ કરાવી હતી. જિનપ્રભસૂરિના શિષ્યના શિષ્ય સોમતિલકસૂરિએ જયકીર્તિસૂરિની શીલોપદેશ માલાપર ટીકા રચેલી છે. રૂદ્રપાલીયગચ્છના સ્થાપક જિનશેખરસૂરિએ સમ્યક્ત્વસપ્તતિકા, શીલતરંગિણી વિગેરે ગ્રન્થો રચ્યા છે. દેવેન્દ્રસૂરિએ પ્રશ્નોત્તર રત્નમાળાની વૃત્તિ રચી છે. વિમલસૂરિએ પ્રશ્નોત્તર રત્નમાળા રચી હતી.

રૂદ્રપાલીય ગચ્છની ઉત્પત્તિ સંબંધી પ્રશ્નોત્તર રત્નમાલાવૃત્તિની પ્રશસ્તિમાં નીચે પ્રમાણે લખ્યું છે.

तस्माद्यासीदसीमप्रशमसुखगुणैरद्वितीयो वरेण्यः । षड्तर्कग्रन्थवेत्ताऽभयपदपुरतो देवनामा मुनीन्द्रः । यस्मात् मालेयशैलादिव भुवनजनव्रातपावित्र्यहेतुर्जज्ञे गङ्गाप्रवाहः स्फुरदुरुकमलो रुद्रपल्लीयगच्छः॥

અભયદેવસૂરિથી રૂદ્રપલ્લીયગચ્છ થયો એમ સ્પષ્ટ લખવામાં આવ્યું છે.

વાયટીયગચ્છ—વાયટીયગચ્છમાં જિનદત્તસૂરિના શિષ્ય અમરચંદ્રસૂરિ થએલ છે. વાયટ નામના પુરમાં રહેનાર આચાર્યોથી વાયટીય ગચ્છની પ્રસિદ્ધિ થઈ હોય એમ અનુમાન થાય છે; પશ્ચાત્ તો જે હોય તે ખરૂં. વાયટીયગચ્છના શ્રી અમરચંદ્રસૂરિએ પદ્માનંદાભ્યુદય મહાકાવ્ય, બાલભારત મહાકાવ્ય, કવિશિક્ષાવૃત્તિ–કાવ્ય કલ્પલતા, છંદોરત્નાવલિ અને કલાકલાપ વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે. ગુજરાતના રાજા વિશલદેવના તે ગુરૂ હતા. વિક્રમના તેરમા સૈકામાં તેઓ વિદ્યમાન હતા.

આ ગચ્છમાં રાસિલસૂરિના શિષ્ય જીવદેવસૂરિ અને જીવદેવસૂરિના શિષ્ય જિનદત્તસૂરિ થયા. તેમણે વિવેકવિલાસ, શુકુનશાસ્ત્ર વગેરે અનેક ચમત્કારિક ગ્રન્થો રચ્યા છે. પરકાય પ્રવેશ કરવામાં તે કુશલ હતા. વિ. સં. ૧૨૭૭ માં નિકળેલ વસ્તુપાલના સંઘમાં તે હાજર હતા.

ઉકેશગચ્છ—ઉકેશગચ્છમાં દેવગુપ્ત વગેરે મહા વિદ્વાન્ સૂરિયો થએલ છે અને તેઓએ અનેક ગ્રન્થોને લખી જૈન જગત્ પર ઉપકાર કર્યો છે. દેવગુપ્તસૂરિના શિષ્ય કક્કસૂરિ થયા. કક્કસૂરિના શિષ્ય સિદ્ધસૂરિ થયા. શ્રીકક્કસૂરિ વિ. સં. ૧૧૫૪ માં વિદ્યમાન હતા. કક્કસૂરિએ હેમચંદ્રાચાર્ય તથા કુમારપાળની પ્રેરણાથી ચૈત્યવાસીઓને હરાવી ગચ્છ બહિર્ કર્યા. શ્રી કક્કસૂરિએ મીમાંસા, જિન ચૈત્યવંદન વિધિ અને પંચ પ્રમાણિકા નામના મહાન્ ગ્રન્થો બનાવ્યા છે. ઉકેશગચ્છમાં કક્કસૂરિના શિષ્ય જિનચંદ્રગણિ થયા. તેમનું બીજું નામ દેવગુપ્તસૂરિ અને ત્રીજું કુલમંડ-

ન્સૂરિ નામ હતું. તે વિ. સં. ૧૦૭૩ માં વિદ્યમાન હતા. તેમણે સ્વરચિત નવપદ પ્રકરણપર પોતે ટીકા રચેલી છે.

ઉકેશગચ્છમાં દેવગુપ્તસૂરિના શિષ્ય સિદ્ધસૂરિ થયા. તેમણે વિ. સં. ૧૧૯૨ માં બૃહતક્ષેત્રસમાસવૃત્તિ ગ્રન્થ રચ્યો છે.

**પુનમીયાગચ્છ**—શ્રીચંદ્રપ્રભસૂરિએ સવત્ ૧૧૪૯માં પુનમીયાગચ્છની સ્થાપના કરી છે. (જૈનધર્મ પ્રાચીન ઇતિહાસ ભાગ ૧. પત્ર ૬૮ ) મા એ પ્રમાણે ચંદ્રપ્રભસૂરિથી પુનમીયાગચ્છની સ્થાપના થઇ એમ જણાવ્યું છે.

જૈનધર્મ પ્રાચીન ઇતિહાસ ભાગ. ૨ બીજાના સત્તરમા પાને નીચે પ્રમાણે ઉત્પત્તિ જણાવી છે.

ચંદ્રપ્રભસૂરિ, મુનિચંદ્રસૂરિ, માનદેવસૂરિ અને શાંતિસૂરિ એ ચાર ગુરૂભાઇઓ હતા. વિક્રમ સ. ૧૧૪૯ મા એક શ્રીધર નામના શ્રાવકને અત્યંત ધનવ્યયે એક જિનમૂર્તિ બેસાડવાની ઇચ્છા થઇ. તેથી તેણે વડા ચંદ્ર-

પ્રભસૂરિને કહ્યું કે–મૂર્તિની પ્રતિષ્ઠા માટેનો વિધિ–કરવા માટે આપના ગુરૂભાઇ મુનિચંદ્રસૂરિને આજ્ઞા આપો. શ્રીધર શ્રાવકની એવી માગણીથી ચંદ્રપ્રભસૂરિને ઇર્ષ્યા આવી અને તેથી તેણે તે શ્રાવકને કહ્યું કે–પ્રતિષ્ઠાદિક કાર્યોમા સાધુએ ભાગ ન લેવો જોઇએ, માટે શ્રાવક મારફતે પ્રતિષ્ઠા કરવી. ત્યારબાદ વિ. સ. ૧૧૫૯ માં એક દિવસ ચન્દ્રપ્રભસૂરિએ કહ્યુ કે આજ રાત્રિએ પદ્માવતીદેવીએ મને સ્વપ્નમાં આવી કહ્યુ છે કે–તમારે તમારા શિષ્યોને કહેવુ કે શ્રાવકે પ્રતિષ્ઠા કરાવવી તથા પૂર્ણિમાની પાખી કરવી. એવી રીતે પુનમીયાગચ્છની ઉત્પત્તિ સ. ૧૧૫૯ માં થઇ. પુનમીયાગચ્છના આચાર્યે ક્ષેત્રસમાસની સંસ્કૃત ટીકાની પ્રશસ્તિમાં કહ્યું છે કે—

दुर्वादिद्विरदांकुशः समयवित्श्रेणिशिरोमण्डनम् ।
श्रीचन्द्रप्रभसूरिराट् स भगवान् प्राचीकशत् पूर्णिमाम्॥
तस्माज्जैनवचोऽमृतं भृशमपुः श्रीधर्मघोषादयः ।
श्रीभद्रेश्वरसूरितस्त्वचलकृत् शाखा द्वितीया प्रथाम् ॥

અર્થ—દુષ્ટવાદિયોરૂપ હાથીઓને વશ કરવામાં અંકુશ સરખા તથા સિદ્ધાંતોને જાણનારાઓમાં શિરોમણિ સરખા એવા ચંદ્રપ્રભ નામના આચાર્ય મહારાજે પૂર્ણિમાપક્ષ પ્રકટ કરેલો છે. તેમની પાસેથી શ્રીધર્મઘોષસૂરિ આદિ આચાર્યોએ જિનવચનરૂપ અમૃતનું ઘણુ પાન કર્યું છે. પુનમીયાગચ્છની બીજી શાખા શ્રીભદ્રેશ્વરસૂરિથી ચાલેલી છે. કહ્યુ છે કે—

चंद्गच्छाओ पुण्णिम—पुण्गिमओ सङ्कपुण्णिमं चलय ।
दोहिवि आगमनामा—वुचपरा खरपरो (चान?) ॥१॥

પુનમીયાગચ્છવાળા મહાનિશીથસૂત્ર તથા ઉપધાન વિધિને માનતા નથી. પુનમીયાગચ્છમાં જૈનશાસનપ્રભાવક અનેક મહાવિદ્વાન્ આચાર્યો થયા છે અને તેમણે અનેક ગ્રન્થો રચ્યા છે.

કોટિગણ વયરી શાખા ચાંદ્રકુલમાં થએલ અને પુનમીયાગચ્છના સ્થાપક શ્રીચંદ્રપ્રભસૂરિના શિષ્ય શ્રી ધર્મઘોષસૂરિ થયા. ધર્મઘોષસૂરિયે વીશ શિષ્યોને આચાર્યપદ આપ્યુ હતુ. તેમણે શબ્દસિદ્ધિ નામનું

વ્યાકરણુ રચ્યુ છે. તેમની ગુજરાતના રાજા સિદ્ધરાજે ઘણી પ્રશસા કરી હતી.

પુનમીયાગચ્છના મુનિરત્નસૂરિએ સ. ૧૨૫૨ માં અમમસ્વામી ચરિત્ર ગ્રન્થ રચ્યો છે. તે ગ્રન્થની પ્રશસ્તિ જિનસિંહસૂરિએ રચેલી છે.

પુનમીયાગચ્છી માનદેવસૂરિના શિષ્ય માનતુ ગસૂરિ વિ. સ. ૧૨૫૦ લગભગમાં હયાત હતા. તેમણે સિદ્ધજયતીચરિત્ર ગ્રન્થ રચ્યો છે. તે ગ્રન્થ .પર તેમના શિષ્ય મલયપ્રભસૂરિએ વિ. સ. ૧૨૬૦ માં ટીકા રચી છે. ચદ્રસૂરિના શિષ્ય યશોદેવસૂરિ થયા તે વિ. સ. ૧૧૭૬ માં વિદ્યમાન હતા. તેમણે પાક્ષિક સૂત્રવૃત્તિ તથા પિંડવિશુદ્ધિવૃત્તિ રચી છે.

પુનમીયાગચ્છમાં શ્રીદેવચદ્રસૂરિના શિષ્ય કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રસૂરિ થયા. પુનમીયા પક્ષ ગચ્છમાં શ્રીબુદ્ધિસૂરિ થયેલ છે તે મહા પ્રભાવિક હતા.

सं० १४३२ फाल्गुन शु. श्रीश्रीमालज्ञा०

मुण्डसिंह भा० नागला दा० पुत्र भद्रसिंहेन श्री शान्तिनाथबिंबं का० पूर्णिमाप० श्रीललितप्रभसूरीणामुपदेशेन ।

પ્રાંતિજમાં એક ધાતુની પ્રતિમાની પાછળ પૂર્ણિમાપક્ષ સબંધી નીચે પ્રમાણે લખ્યું છે. प्रांतिज. सं. १५०३ वर्षे चन्द्रप्रभबिंबं प्र० श्रीजयचन्द्रसूरिभिः ॥

મ્હેસાણા.

म्हेसाणा सुमतिजिनमंदिरे पि० पंचतीर्थी संवत् १५०६ चैत्रवदि ५ गुरौ श्रीशीतलनाथबिंबं कारितं प्र. पूर्णिमापक्षीयश्रीगुणसुंदरसूरिणा.

म्हेसाणा सुमतिजिनमंदिरे पि. पंचतीर्थी १५०३ ज्येष्ठशुदि ७ सोमे श्रीचंद्रप्रभाजिनबिम्बं प्र. पूर्णिमा श्रीमुनिशेखरसूरिपट्टे साधुरत्नसूरिणा.

म्हेसाणा महावीरजिनमंदिरे धातुप्रतिमापृष्टे–

संवत् १५११ वर्षे ज्येष्ठवदि ९ रवौ श्री श्रीमालज्ञातीय मं० वराद भा० वील्हणदे पितृमातृ श्रेयसे सुतमातरेण श्रीसुविधिनाथबिंबं कारितं श्री पूर्णिमापक्षे भीमपल्लिय भ० श्रीजयचन्द्रसूरीणामुपदेशेन प्रतिष्ठितम् । श्री०

संवत् १५१२ वर्षे माघशुदि ५ सोमे श्री श्रीमालज्ञातीयपट्टमाही आमातृ तेज श्रेयोऽर्थं सुतभोजावराभ्यां शांतिनाथबिंबं का० श्रीपूर्णिमापक्षे श्रीसाधुरत्नसूरीणामुपदेशेन प्रतिष्ठितम् । पूर्णिमापक्षेऽनुक्रमेण श्रीभद्रेश्वरसूरिः, श्रीमुनीश्वरसूरिः, श्रीरत्नप्रभसूरिः, श्रीमहेन्द्रसूरिः, श्रीरत्नाकरसूरिः सञ्जाताः ।

श्री तपागच्छ—સોમપ્રભસૂરિની પાટ પર શ્રી જગચ્ચંદ્રસૂરિ થયા. તેમણે પોતાના ગચ્છની શિથિલતા દેખી ગુરુની આજ્ઞાનુસાર ચૈત્રવાલગચ્છીય શ્રીદેવભદ્ર (ભદ્ર)સૂરિની સાહાય્યથી (વિજાપુરમાં) ક્રિયોદ્ધાર કર્યો—

સં. ૧૨૮૫ માં મહાપ્રભાવક મહાતપસ્વી શ્રીજગચ્ચંદ્રસૂરિએ જાવજીવ આંબિલ તપ આરંભ્યો. બાર વર્ષ આંબિલ કરતા થયા ત્યારે મેવાડના રાજા (ચિતોડના રાજાએ) તપા એવું બિરૂદ આપ્યુ. ત્યારથી જગચ્ચંદ્રસૂરિથી સંવત્ ૧૨૮૫ થી તપાગચ્છની પ્રસિદ્ધિ થઇ. ચિત્તોડના રાજાની સભામાં બત્રીશ દિગંબર આચાર્યોની સાથે વાદ કરતાં અભેદ રહ્યા. તેથી ચિતોડના રાજાએ તેમને હીરલા જગચ્ચંદ્રસૂરિ એવું બિરૂદ આપ્યું. તપાગચ્છથી જૈનશાસનની ઘણી ઉન્નતિ થઇ છે. તપાગચ્છમાં અનેક શાસનપ્રભાવક મહાન્ આચાર્યો થયા છે.

તપાગચ્છસ્થાપક શ્રીજગચ્ચંદ્રસૂરિના શિષ્ય શ્રી દેવેન્દ્રસૂરિ થયા. તે વિ. સં. ૧૨૭૦ થી ૧૩૨૭ સુધીમાં વિદ્યમાન હતા. તેમને ગુજરાતના મંત્રી વસ્તુપાલની આગેવાની નીચે સૂરિપદ આપવામાં આવ્યું હતું. તેમણે કર્મગ્રન્થો, તેઓ પરની ટીકા. શ્રાદ્ધદિનકૃત્યસૂત્રવૃત્તિ, નવ્યકર્મગ્રન્થ, પંચાશકસૂત્રવૃત્તિ, સિદ્ધપંચાશિકાસૂત્ર-

વૃત્તિ, ધર્મરત્નવૃત્તિ, સુદર્શનશ્રેષ્ઠિચરિત્ર, દેવવંદનભાષ્ય, ગુરૂવંદન ભાષ્ય, પચ્ચખાણ ભાષ્ય, રૂષભાદિવર્દ્ધમાન સ્તુતિ, પાક્ષિકપ્રતિક્રમણસૂત્રવૃત્તિ વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે. સં. ૧૩૨૭માં તેમનું સ્વર્ગગમન માળવામાં થયુ હતું. તેમની પાટે વિદ્યાનન્દસૂરિજીને[1] સ્થાપવામાં આવ્યા. પણ દેવેન્દ્રસૂરિના સ્વર્ગગમન પશ્ચાત્ તેમનું તેર દિવસમાં વિજાપુરમાં સ્વર્ગગમન થવાથી તેમના સુજ્ઞ ભાઇ ધર્મકીર્તિ ઉપાધ્યાયજીને વિજાપુરમાં આચાર્યપદ આપી ધર્મઘોષસૂરિ નામ આપ્યું. શ્રીસોમપ્રભસૂરિના ગુરૂ અને દેવેન્દ્રસૂરિના શિષ્ય શ્રી શ્રીધર્મઘોષસૂરિએ સંઘાચાર તથા કાલસિત્તરી નામના ગ્રન્થો રચ્યા છે.

શ્રીધર્મઘોષસૂરિના શિષ્ય અને સોમતિલક સૂ-

---

૧ વિદ્યાનન્દસૂરિએ વિજાપુરમાં વિદ્યાનંદ નામનું સંસ્કૃત વ્યાકરણ રચ્યું તે માટે કહેવાય છે કે—

विद्यानंदाभिधं येन, कृतं व्याकरणं नवं । भाति सर्वोत्तमं स्वल्पसूत्रं बह्वर्थसंग्रहम्: ॥ १ ॥

રિના ગુરૂ શ્રીસોમપ્રભાચાર્ય થયા. તેમનો જન્મ વિ. ૧૩૧૦ માં, ૧૩૨૧ માં દીક્ષા, ૧૩૨૨ માં સૂરિપદ તથા ૧૩૩૭ માં તેમનુ સ્વર્ગગમન થયુ. તેમણે અનેક ચિત્રબંધ સ્તવનો રચ્યાં છે.

સોમપ્રભસૂરિના શિષ્ય સોમતિલકસૂરિ થયા. તેમનો જન્મ વિ. સ. ૧૩૫૯માં, ૧૩૬૯માં દીક્ષા, ૧૩૭૩ માં સૂરિપદ તથા ૧૪૨૪ મા સ્વર્ગગમન થયું. તેમણે ધર્મઘોષસૂરિજીકૃત યમકસ્તુતિ પર ટીકા રચી છે. તેમણે શીલતરંગિણી, નવ્યક્ષેત્રસમાસસૂત્ર, તથ જિનકલ્પવૃત્તિ આદિ અનેક ગ્રન્થો રચ્યા છે.

શ્રીવિજયસિંહસૂરિના શિષ્ય સોમપ્રભ નામના આચાર્ય થયા છે, તેમણે હેમકુમારચરિત્ર સં. સૂક્તિમુક્તાવલિ, શૃંગારવૈરાગ્યતરંગિણી વગેરે અને ગ્રન્થો રચેલા છે.

શ્રીતપાગચ્છમાં થએલ દેવસુંદરસૂરિના પાંચ શિષ્યોમાંના એક હતા. તેમનો જન્મ વિ. સં. ૧૪૩૦ માં થયો હતો. તથા સ્વર્ગગમન સં. ૧૪૯૯માં થયું હતું.

તેમણે પહેલા પયન્ના પર તથા પ્રત્યાખ્યાનભાષ્ય પર ટીકા રચી છે. તેમણે યોગશાસ્ત્ર, ઉપદેશમાલા, ષડાવસ્યક તથા નવતત્ત્વાદિક ગ્રન્થો પર ટબા રચેલા છે.

તપાગચ્છમાં શ્રીદેવસુંદરસૂરિ થયા. તેમનો જન્મ વિ.સં. ૧૩૯૬ માં થયો હતો. સ. ૧૪૦૪માં તેમણે મહેશ્વર ગામમાં દીક્ષા લીધી હતી. સં. ૧૪૨૦માં અણુહિલ્લપુર પાટણમાં તેમને સૂરિપદ મળ્યું હતુ. તેમના જ્ઞાનસાગર, કુલમંડન, ગુણરત્ન, સોમસુંદર તથા સાધુરત્ન એ પાંચ મોટા શિષ્યો હતા.

તપાગચ્છમાં થએલ સોમસુંદરસૂરિના શિષ્ય ચારિત્રરત્નગણિ શિષ્ય થયા. ચારિત્રરત્નગણિના શિષ્ય સૌધર્મગણિ શિષ્ય થયા. તેમણે ઉપદેશસપ્તતિકા નામનો ગ્રન્થ રચ્યો છે.

તપાગચ્છમાં શ્રીરત્નશેખરસૂરિના શિષ્ય સોમચંદ્રસૂરિ થયા, તે વિ. સં. ૧૫૦૪માં વિદ્યમાન હતા. તેમણે કથામહોદધિ નામનો ગ્રન્થ રચ્યો છે.

શ્રીદેવેન્દ્રગણિના શિષ્ય ( નેમિચંદ્રસૂરિના )

શિષ્ય શ્રીમુનિચંદ્રસૂરિ થયા. તેમણે ગાથાકોષ, તીર્થ-માલાસ્તવ, રત્નત્રયકુલક તથા હરિભદ્રસૂરિએ રચેલા ધર્મબિંદુ પર ટીકા રચેલી છે.

શ્રીમુનિચંદ્રસૂરિએ શ્રીનેમિચંદ્રસૂરિના પ્રવચન સારોદ્ધાર પર વિષમપદ વ્યાખ્યા નામની ટીકા રચવામાં ઉદયપ્રભસૂરિને સહાય કરી હતી.

શ્રીસોમસુંદરસૂરિના પાંચ શિષ્યોમાંના એક મહા વિદ્વાન્ શિષ્ય શ્રીમુનિસુંદરસૂરિ થયા. શ્રીમુનિસુંદરસૂરિનો જન્મ વિ. ૧૪૩૬માં. દીક્ષા ૧૪૪૩માં, વાચકપદ ૧૪૬૬માં, સં. ૧૪૭૮માં સૂરિપદ તથા સં. ૧૫૦૩ માં તેમનું સ્વર્ગગમન થયું હતું. તેમને કાલીસરસ્વતીનું બિરૂદ મળ્યું હતું. તથા મુજફ્ફરખાન તરફથી વાદિગોકુલષંડનું બિરૂદ મળ્યું હતું. તેમણે ઉપદેશરત્નાકર, અધ્યાત્મકલ્પદ્રુમ, ગુર્વાવલી,-શાંતિકર આદિની રચના કરી છે. તેઓ એક હજાર અવધાન કરતા હતા તેથી તે સહસાવધાની ગણાતા હતા.

શ્રીમુનિસુંદરસૂરિના શિષ્ય રત્નશેખરસૂરિ થયા.

તેમનો જન્મ વિ. સં. ૧૪૫૭ (૧૪૫૮)માં થયો હતો. વિ. સં. ૧૪૬૩માં દીક્ષા, ૧૪૮૩માં પંડિતપદ, ૧૪-૯૩માં વાચક પદ, વિ. સં. ૧૫૦૨માં સૂરિપદ. સં. ૧૫૧૭ના પોષ વદ ૬ઠ્ઠના દિવસે તેમનું સ્વર્ગગમન થયું હતું. તેમને ખંભાતમાં બાળીએ બાલસરસ્વતીનું બિરૂદ આપ્યું હતું. તેમણે શ્રાદ્ધપ્રતિક્રમણ વૃત્તિ, શ્રાદ્ધવિધિવૃત્તિ, આચારપ્રદીપ તથા લઘુક્ષેત્રસમાસાદિ અનેક ગ્રન્થો રચ્યા છે.

શ્રીતપાગચ્છમાં શ્રી ઉદયસાગરસૂરિના શિષ્ય શ્રીલબ્ધિસાગર સૂરિ થયા. તેમણે વિ. સં. ૧૫૫૭માં શ્રીપાલકથા નામનો સંસ્કૃત ગ્રન્થ રચ્યો છે.

## તપાગચ્છીય આચાર્યોની અનુક્રમણિકા વીરપ્રભુથી.

( ૧ )

| | |
|---|---|
| ૪૪ પાટે શ્રીજગચ્ચન્દ્રસૂરિ. | ૪૭ સોમપ્રભસૂરિ. |
| ૪૫ દેવેન્દ્રસૂરિ. | ૪૮ સોમતિલકસૂરિ. |
| ૪૬ ધર્મઘોષસૂરિ. | ૪૯ દેવસુંદરસૂરિ. |

૫૦ સોમસુંદરસૂરિ.
૫૧ મુનિસુંદરસૂરિ.
૫૨ રત્નશેખરસૂરિ.
૫૩ લક્ષ્મીસાગરસૂરિ.
૫૪ સુમતિસાધુસૂરિ.
૫૫ હેમવિમળસૂરિ
૫૬ આનંદવિમલસૂરિ
૫૭ વિજયદાનસૂરિ
૫૮ હીરવિજયસૂરિ
૫૯ વિજયસેનસૂરિ
૬૦ વિજયદેવસૂરિ
૬૧ વિજયસિંહસૂરિ
૬૨ વિજયપ્રભસૂરિ
૬૩ વિજયરત્નસૂરિ
૬૪ વિજયક્ષમાસૂરિ
૬૫ વિજયદયાસૂરિ
૬૬ વિજયધર્મસૂરિ
૬૭ વિજયજિનેન્દ્રસૂરિ
૬૮ વિજયદેવેન્દ્રસૂરિ
૬૯ વિજયધરણેન્દ્રસૂરિ

(૨)

૫૮ શ્રીહીરવિજયસૂરિ
૫૯ વિજયસેનસૂરિ
૬૦ વિજયદેવસૂરિ
૬૧ વિજયસિંહસૂરિ
૬૨ સત્યવિજય પન્યાસ
૬૩ પં. કર્પૂરવિજય
૬૪ પં. ક્ષમાવિજયજી
૬૫ પં. જિનવિજયજી
૬૬ પં. ઉત્તમવિજયજી
૬૭ પં. પદ્મવિજયજી
૬૮ પં. રૂપવિજયજી
ડેલાનો ઉપાશ્રય

૬૯ પં. અનીવિજયજી  ૭૨ પં. મોહનવિજયજી
૭૦ પં. સૌભાગ્યવિજયજી  ૭૩ પં. ધર્મવિજયજી
૭૧ પં. રત્નવિજયજી

(૩)

૭૧ પં. રત્નવિજયજી  ૭૩ પં. નીતિવિજયજી
૭૨ પં. ભાવવિજયજી

(૪)

૬૮ પં. રૂપવિજયજી  ૭૨ પં. શ્રીબુદ્ધિવિજયજી
૬૯ પં. કીર્તિવિજયજી  ૭૩ શ્રીઆત્મારામજી
૭૦ પં. કસ્તુરવિજયજી ગણિ  ( વિજયાનંદસૂરિ )
૭૧ પં. મણિવિજયજી ગણિ  ૭૪ વિજયકમલસૂરિ

(૫)

तपागच्छसागरशाखा.

५८ श्रीहीरविजयसूरि
५९ श्रीसहजसागरउपाध्याय
६० श्रीजयसागरजी उपाध्याय
६१ श्रीजितसागरगणिमहाराज
६२ श्रीमानसागरगणि
६३ पं. मपगलसागरजी-महाराज

६४ पं. श्रीपद्मसागरजी-महाराज.
६५ पं. श्रीसुज्ञानसागरजी महाराज.
६६ पं. श्रीस्वरूपसागरजी महाराज.
६७ पं. नाणसागरजी.
६८ श्री पं. मयासागरजी.
६९ पं. श्रीनेमिसागारजी.
७० श्री पं. रविसागरजी.
७१ श्रीमान् सुखसागरजी.
७२ यो. शा. जैनाचार्य बुद्धिसागरसूरि.

(९)

## તપાગચ્છ વિમલશાખાની પટ્ટાવલી. ૧૫૯૬ માં આનન્દવિમલસૂરિ.

૫૬ આનંદવિમલસૂરિ.
૫૭ પ. ઋદ્ધિવિમલ.
૫૮ પં. કીર્તિવિમલ.
૫૯ પં. વીરવિમલ.
૬૦ પં. મહોદયવિમલ.
૬૧ પં. પ્રમોદવિમલ.
૬૨ પં. મણિવિમલ.
૬૩ પં. શ્રી ઉદ્યોતવિમલ.
૬૪ પં. દાન વિમલ.
૬૫ પં. શ્રી દયાવિમલ.
૬૬ પં. શ્રી સૌભાગ્યવિમલ.
૬૭ પં. શ્રી મુક્તિવિમલ.

( ૭ )

૫૬ આનન્દવિમલ.
૫૭ ઋદ્ધિવિમલ

૫૮ { કિર્તિવિમલ. / લક્ષ્મીવિમલ. / વિબુધવિમલ. }

( ૮ )

૫૬ આનન્દવિમલ.
૫૭ હર્ષવિમલ.
૫૮ જયવિમલ.
૫૯ કિર્તિવિમલ.
૬૦ વિનયવિમલ.
૬૧ ધીરવિમલ.
૬૨ જ્ઞાનવિમલ.

તપાગચ્છ.

શ્રીમહાવીરપ્રભુ પછી ગચ્છનું નિગ્રંથગચ્છ નામ પડયું, પશ્ચાત્ સુસ્થિત અને સુપ્રતિબદ્ધના સમયમાં કોટિગચ્છ નામ પડયું. ચન્દ્રસૂરિથી ચન્દ્રગચ્છ નામ પડયું. શ્રીસામંતસૂરિથી ગચ્છનુ વનવાસી એવુ નામ પ્રસિદ્ધ થયું અને ૩૬ મી પાટપર થએલ સર્વદેવસૂરિના સમયમાં વડગચ્છ–બૃહદ્ગચ્છ–એવું નામ પ્રસિદ્ધ થયું અને ચુમ્માલીશમી પાટે થનાર શ્રીજગચ્ચન્દ્રસૂરિથી ગચ્છનું તપાગચ્છ નામ પ્રસિદ્ધ થયું. શ્રીતપાગચ્છમાં શાસનપ્રભાવક અનેક આચાર્યો,

ઉપાધ્યાયો, સાધુઓ અને શ્રાવકો થયા છે. તપાગચ્છમાં જૈનશાસનપ્રભાવક શ્રીહીરવિજયસૂરિ થયા. તેમણે અકબરબાદશાહને પ્રતિબોધ આપ્યો. શ્રીધર્મસાગરજી ઉપાધ્યાય મહા વિદ્વાન્ થયા, તેમણે તપાગચ્છની રક્ષા કરી. તપાગચ્છમાં શ્રીયશોવિજયજી ઉપાધ્યાય થયા, તેમણે સંસ્કૃતમાં એકસો આઠ ગ્રન્થ ઉપરાંત સંસ્કૃત ગ્રન્થો અને ગુર્જરભાષામાં ૫૦ પચ્ચાશના આશરે ગ્રન્થોની રચના કરી છે. તપાગચ્છમાં અનેક આચાર્યોએ અનેક ગ્રન્થો રચ્યા છે, તેનું લીષ્ટ આપતાં અત્ર પાર આવી શકે તેમ નથી. વડીપોશાળ, લઘુપોશાળ, દેવસૂર, અણસૂર, સાગર, વિમલ, રત્ન, નાગોરી તપાગચ્છ વગેરે અનેક શાખા પ્રશાખાઓ શ્રીતપાગચ્છમાં થઇ છે. તપાગચ્છના તેર પાટીયાં કહેવાય છે. યતિવર્ગમાં હાલ તપાગચ્છના પટ્ટધર મુનિચન્દ્રસૂરિ છે અને સંવેગી-સાધુઓમાં વિજય, સાગર વગેરે શાખાઓમાં આચાર્યો વિદ્યમાન છે. હાલ સાધુઓમાં તપાગચ્છની સાગર, વિજય, વિમલ વગેરે શાખાઓ વિદ્યમાન છે. સર્વ

કરતાં હાલ તપાગચ્છના સાધુઓ ઘણા છે તેમજ યતિયોમા પણ તપાગચ્છના યતિયો ઘણા છે. શ્રીવીરપ્રભુની પટ્ટધુરા પરસ્થિત તપાગચ્છના સાધુઓથી હિન્દુસ્થાનના સર્વ જૈનોને પ્રાયઃ ઉપદેશ મળે છે.

વિશાવલગચ્છ—વિશાવલગચ્છ બારમા સૈકામાં વિદ્યમાન હતો. વિશાવલગચ્છમાં એક ધનેશ્વરસૂરિ થયા છે, તેમણે જિનવલ્લભસૂરિએ રચેલા સાર્ધશતક નામના ગ્રન્થપર ટીકા રચી છે.

થારાપદ્રીયગચ્છ—થરાદમાં પ્રાચીન કાળમાં ઉત્પન્ન થએલ અને થરાદના નામથી પ્રસિદ્ધ થએલ આચાર્યથી થારાપદ્રીયગચ્છની ઉત્પત્તિ થએલી સભવે છે. થારાપદ્રગચ્છમાં વિ. સં. ૧૦૮૫ માં વાદિવૈતાલ શાતિસૂરિ થએલ છે. તેમણે ઉત્તરાધ્યયન સૂત્રપર વિસ્તારવાળી ટીકા રચેલી છે. થારાપદ્રીયગચ્છમા શાલિભદ્રસૂરિના શિષ્ય નમિ સાધુ સં. ૧૧૨૫ માં વિદ્યમાન હતા. તે સાલમાં નમિસાધુએ રૂદ્રટના બનાવેલા કાવ્યાલકાર નામના સાહિત્ય ગ્રન્થ-

પર ટિપ્પન રચ્યું છે. નમિસાધુએ ૧૧૨૨ માં ષડાવસ્યક ટીકા નામનો ગ્રન્થ રચ્યો છે.

કૃષ્ણરાજર્ષિગચ્છ—કૃષ્ણરાજર્ષિના નામના આચાર્યથી કૃષ્ણરાજર્ષિગચ્છની ઉત્પત્તિ થએલી છે. કૃષ્ણરાજર્ષિગચ્છમાં પદ્મચ દ્રઉપાધ્યાય અને પ્રભાનન્દસૂરિ વિગેરે આચાર્યો થયા છે. વિક્રમ સંવત્ તેરની સાલમાં આ ગચ્છમાં પદ્મચ દ્ર ઉપાધ્યાય વિદ્યમાન હતા. વીસનગરમા નેમિનાથના ગભારામાં ધાતુ પ્રતિમા પૃષ્ટે

सं. १५१७ कार्तिकवदि ६ उपकेशज्ञातीय. काकरीया गोत्र. सा. श्रीपालभा. खेती पु. सं. सोढमेन स्वश्रे. श्रीचंद्रप्रभस्वामिर्बिंवं कारितं । प्र० श्रीकृष्णपिंगच्छे श्रीनयचंद्रसूरिपट्टे श्रीजयसिंहसूरिभिः॥

પુરંદરગચ્છ—રાણકપુરના શિલાલેખમાં દેવસુંદરસૂરિના પટ્ટમાં પુરંદરગચ્છના અધિપતિ શ્રીસોમસુંદરસૂરિએ પ્રતિષ્ઠિત કર્યો. વિક્રમસંવત્ (૧૪૯૬) પુરંદરગચ્છની ઉત્પત્તિ સબંધી પરિપૂર્ણ નિર્ણય કરવાની જરૂર રહે છે.

કમલાગચ્છ—શ્રીપાર્શ્વનાથના સંતાનીય પરંપરામાં કમલાગચ્છની ઉત્પત્તિ થએલી,છે. અદ્યાપિપર્યન્ત તે ગચ્છ ચાલ્યા કરે છે. કમલાગચ્છના આચાર્યોનું મારવાડમાં વિશેષ રહેવાનું થએલ છે. કમલાગચ્છની ગાદીપર હાલ મહેન્દ્રસૂરિ વિદ્યમાન છે અને તે આબુજી પાસે રોહીડા ગામ છે તેની પાસેના ધનારી ગામમાં રહે છે.

## નાગેન્દ્રગચ્છમાં થયેલ આચાર્યો.

મહેન્દ્રસૂરિના શિષ્ય શાંતિસૂરિ થયા. તેના શિષ્ય અમરચંદ્રસૂરિ થયા. અમરચંદ્રસૂરિના ગુરૂભાઇનું નામ આનંદસૂરિ હતું. તેઓ બન્નેને ગુજરાતના રાજા સિદ્ધરાજ તરફથી વ્યાઘ્રશિશુક અને સિંહશિશુકનું બિરૂદ મળ્યું હતું. આ અમરચંદ્રસૂરિના શિષ્ય હરિભદ્રસૂરિ હતા. તેના શિષ્ય વિજયસેનસૂરિ થયા અને વિજયસેનસૂરિના શિષ્ય ઉદયપ્રભસૂરિ થયા, તેમણે ધર્માભ્યુદય મહા કાવ્યની રચના કરી. અમરચંદ્રસૂરિએ સિદ્ધાંતાર્ણવ નામનો મહાન્ ગ્રન્થ રચ્યો છે. વિક્રમ સં. ૧૨૨૦થી

૧૨૮૭ સુધી ઉદયપ્રભસૂરિ વિદ્યમાન હતા. તેમને ગુજરાતના રાજા વીરધવળના પ્રધાન વસ્તુપાળ અને તેજપાળ બહુમાન આપતા હતા.

ધનેશ્વરસૂરિના શિષ્ય દેવેન્દ્રાચાર્ય થયા તેમણે ચંદ્રપ્રભ ચરિત્ર નામનો ગ્રન્થ રચ્યો છે. નાગેન્દ્રગચ્છમાં હેમપ્રભસૂરિ પશ્ચાત્ ધર્મઘોષસૂરિ પછી સોમપ્રભસૂરિ પછી વિબુધપ્રભસૂરિ પશ્ચાત્ વિબુધપ્રભસૂરિના શિષ્ય ધર્મકુમાર સાધુ થયા તેમણે શાલિભદ્ર ચરિત્ર ગ્રન્થ રચ્યો છે.

ઉદયપ્રભસૂરિના શિષ્ય નાગેન્દ્રગચ્છીય મલ્લિષેણસૂરિએ હેમચંદ્રાચાર્યકૃત અન્યયોગવ્યવચ્છેદિકાપર સ્યાદ્વાદ મંજરી નામની ટીકા રચી છે.

કલિકાળ ગૌતમના બિરૂદવાલા શ્રીહરિભદ્રસૂરિના શિષ્ય શ્રીવિજયસેનસૂરિ થયા વિજયસેનસૂરિના શિષ્ય ઉદયપ્રભસૂરિ થયા. શ્રીવિજયસેનસૂરિ વિ. ૧૨૫૦ માં હૈયાત હતા.

નાગેન્દ્રગચ્છીય સાંબમુનિએ વિ. સં. ૧૦૨૫ ।

વૈશાખ સુદિ ત્રયોદશીએ જંણગુરૂના રચેલા જિનશતકપર ટીકા રચી છે.

નાગેન્દ્રગચ્છના પાસડસૂરિના શિષ્ય અંબદેવસૂરિ થયા. તેમણે સંઘપતિ સમરસિંહ ઓશવાળ કે જેણે સિદ્ધાચલનો ઉદ્ધાર કર્યો તેનો રાસ રચ્યો છે. સંઘપતિ સમરસિંહ ઉર્ફે સમરાઓશવાળે કેટલાંક સ્તવનો બનાવેલાં છે. સં. ૧૪૭૧ માં તેણે શત્રુંજ્યપર ઋષભદેવની મૂર્તિ બેસાડી હતી. આ રાસ પણ તે અરસામાં રચાયેલો છે. શ્રીવિજાપુરમાં પદ્માવતીના દેરાસરમાં ધાતુની પ્રતિમાપર વિ० सं० १२३० चैत्रवदि ७ शनौ माता शोपुश्रेयसे सुतसेलोकेन आदिनाथबिंबं कारितम् प्रतिष्ठापितं श्रीपासडसूरिभिः॥ આ પાસડસૂરિએ કયા કયા ગ્રન્થો બનાવ્યા, તેની શોધ કરવાની છે.

ચાંદ્રગચ્છમાં થએલા આચાર્યો-વિક્રમ સં. ૧૨૭૩માં અજિતદેવસૂરિ વિદ્યમાન હતા, એમ વિચારરત્નસંગ્રહમાં કથ્યું છે. અજિતદેવસૂરિના ગુરૂનું

નામ ભાનુપ્રભસૂરિ હતું. તેમણે યોગવિધિ નામનો ગ્રન્થ રચ્યો છે.

ચંદ્રગચ્છમાં ભદ્રેશ્વર સૂરિના શિષ્ય અજિતસિંહ સૂરિ થયા. અજિતસિંહ સૂરિના શિષ્ય દેવભદ્ર સૂરિ થયા. તે વિ. સં. ૧૨૪૨માં વિદ્યમાન હતા. તેમના શિષ્યનું નામ સિદ્ધસેન હતુ. સિદ્ધસેને પ્રવચનસારોદ્ધાર પર ટીકા રચી છે. તે ટીકાની પ્રશસ્તિમાં લખે છે કે–દેવભદ્રસૂરિએ પ્રમાણપ્રકાશ તથા શ્રેયાંસચરિત્ર આદિ ગ્રન્થો લખેલા છે.

મહેન્દ્રસૂરિ ચંદ્રગચ્છીય હતા. તે ધારાનગરીમાં પધાર્યા ત્યાં સર્વદેવ બ્રાહ્મણના પુત્ર શોભનને મહેન્દ્રસૂરિએ દીક્ષા આપી શોભનમુનિ નામ આપ્યું. તેમણે શોભનસ્તુતિ બનાવી. શોભન મુનિના ભાઇ ધનપાલ હતા. તે ધનપાલ કવિ નામે ભોજરાજના દરબારમાં પ્રસિદ્ધ થયા છે. ધનપાલ કવિએ તિલકમંજરી નામનું સરસ ગદ્ય કાવ્ય રચ્યું છે.

ચાંદ્ર કુલમાં શીલભદ્રસૂરિના શિષ્ય ધર્મઘોષસૂરિ થયા

તેમણે શાકંભરિના સપાદલક્ષરાજાની અત્યંત પ્રીતિ મેળવી હતી. તથા તે રાજા તરફથી વાદિચૂડામણિનું બિરૂદ મેળવ્યું હતું. ધર્મઘોષસૂરિના શિષ્ય યશોભદ્રસૂરિ થયા.

ચંદ્રગચ્છમાં થએલ શ્રીમાન્ બુદ્ધિસાગર સૂરિના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિ થયા. તેમણે મૂળ શુદ્ધિપ્રકરણ નામનો ગ્રન્થ રચ્યો છે. બુદ્ધિસાગરસૂરિએ બુદ્ધિસાગર વ્યાકરણ વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે. પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય દેવચંદ્રસૂરિ થયા.

કનકપ્રભસૂરિના શિષ્ય એક બીજા પ્રદ્યુમ્નસૂરિ થયા. તે વિ. ૧૩૨૨માં વિદ્યમાન હતા. સં. ૧૩૨૨ માં તેમણે બાલચંદ્રને આસડની રચેલી વિવેકમંજરીની ટીકા રચવામાં સહાય આપી હતી.

ચાંદ્રગચ્છમાં વિક્રમ સં. ૮૦૦માં પ્રદ્યુમ્નસૂરિ થયા. યશોદેવસૂરિના શિષ્ય આ પ્રદ્યુમ્નસૂરિ થયા. શ્રી વર્ધમાનસૂરિ સ્વવંશાવલીમાં લખે છે કે–ચંદ્રશાખામાં યશોદેવસૂરિ થયા તેના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિ થયા તેના

શિષ્ય માનદેવસૂરિ પછી વિમલચંદ્રસૂરિ પછી ઉદ્યોતન સૂરિ પછી તેના શિષ્ય વર્ધમાનસૂરિ થયા.

ચંદ્રપ્રભસૂરિના શિષ્ય પ્રભાચંદ્રસૂરિ થયા. પ્રભાચંદ્રસૂરિએ પ્રભાવકચરિત્ર નામનો ઐતિહાસિક ગ્રન્થ લખ્યો છે. નવાંગીવૃત્તિકાર અભયદેવસૂરિના શિષ્ય પ્રસન્નચંદ્રસૂરિ થયા તેમણે ઉમાસ્વાતિ રચિત સિદ્ધિ પ્રયોગ ગ્રન્થ પર પ્રસન્નચંદ્રી નામની ટીકા રચી છે.

**ચંદ્રગચ્છ.**

માનતુંગસૂરિના શિષ્ય મલયપ્રભસૂરિ થયા. તે વિ. સં. ૧૨૬૦ માં હૈયાત હતા. તેમણે પોતાના ગુરૂએ રચેલા સિદ્ધજયંતી ચરિત્રપર ટીકા રચી છે.

ચંદ્રગચ્છીય સમુદ્રઘોષસૂરિના શિષ્ય મુનિ રત્નસૂરિ થયા. તેમના શિષ્ય જિનસિંહસૂરિ થયા. મુનિ રત્નસૂરિએ અમમસ્વામી ચરિત્ર ગ્રન્થ રચ્યો છે તેમજ તેમણે મુનિસુવ્રતચરિત્ર ગ્રન્થ રચ્યો છે.

શ્રી નેમિચંદ્રસૂરિના શિષ્ય ઉદ્યોતનસૂરિના શિષ્ય વર્ધમાનસૂરિ થયા. તે પ્રથમ ચૈત્યવાસી જિનચંદ્રસૂ-

રિના શિષ્ય હતા. પણ પાછળથી ચોરાશી ચૈત્યોનો ભોગવટો છોડીને ઉદ્યોતનસૂરિના શિષ્ય થયા. વર્ધમાનસૂરિના જિનેશ્વરસૂરિ તથા બુદ્ધિસાગરસૂરિ શિષ્યો થયા. તેમણે આચાર દિનકર, વાસુપૂજ્ય ચરિત્ર, ઉપમિતિ ભવપ્રપ ચ, નામ સમુચ્ચય વગેરે ગ્રન્થો લખ્યા છે.

ચંદ્રગચ્છમાં દેવભદ્રસૂરિના શિષ્ય સિદ્ધસેનસૂરિ થયા. તેમણે વિ. સ. ૧૨૪૨ માં પ્રવચનસારોદ્ધારપર ટીકા રચી છે.

ચંદ્રગચ્છમાં દેવભદ્રસૂરિના શિષ્ય જિનપ્રભસૂરિ થએલ છે. તેમણે વયરસ્વામીચરિત્ર વગેરે ગ્રન્થોની રચના કરી છે.

**વિદ્યાધરગચ્છ**—વિદ્યાધરગચ્છમાં પાદલિપ્તસૂરિના સંતાનીય સ્કંદિલાચાર્યના શિષ્ય વૃદ્ધવાદિ આચાર્ય થયા. શ્રીવૃદ્ધવાદિસૂરિના શિષ્ય તાર્કિકશિરોમણિ સિદ્ધસેન દિવાકરસૂરિ થયા. શ્રીસિદ્ધસેન દિવાકરસૂરિએ વિક્રમરાજાને પ્રતિબોધ આપી જૈન

બનાવ્યો. જૈન વિક્રમ રાજાએ સિદ્ધાચલનો મહાન્ સંઘ કાઢયો હતો. શ્રીસિદ્ધસેન દિવાકરસૂરિએ વિ. સં. ૩૦ માં દક્ષિણ દેશમાં પ્રતિષ્ઠાનપુર ( પેંઠણ ) માં સ્વર્ગગમન કર્યું. સિદ્ધસેનદિવાકરસૂરિએ બત્રીશ બત્રીશીઓ, કલ્યાણ મંદિર સ્તોત્ર, એક વિંશતિ સ્થાન પ્રકરણ, શાશ્વત જિનસ્તુતિ–સમ્મતિસૂત્ર વિગેરે બનાવેલ છે.

નિવૃત્તિગચ્છ—નિવૃત્તિગચ્છમાં મહાસિદ્ધાંત શિરોમણિ દ્રોણાચાર્ય થયા. વિક્રમ સં. ૧૧૨૦ માં દ્રોણાચાર્ય વિદ્યમાન હતા. શ્રીઅભયદેવસૂરિએ રચેલી નવાંગીવૃત્તિયો શોધવામાં તે મુખ્ય હતા. અભયદેવસૂરિ પર તેઓ ગુણાનુરાગ ધારણ કરતા હતા. દ્રોણાચાર્યે ઓઘનિર્યુક્તિ પર ટીકા રચેલી છે.

સોલંકી પહેલા ભીમ રાજાના દ્રોણાચાર્ય મામા થતા હતા. દ્રોણાચાર્ય ઘણું ખરૂં પાટણમાં રહેતા હતા દ્રોણાચાર્યના ભાઇ સંગ્રામસિંહનો મહીપાલ પુત્ર હતો. તેણે દ્રોણાચાર્ય પાસે દીક્ષા લીધી તેનું નામ સૂરાચાર્ય

પાડયું. સૂરાચાર્ય મહાવિદ્વાન્ થયા. ભીમરાજાએ ભોજરાજાની ધારાનગરીના મહાવિદ્વાનોને જીતવા સૂરાચાર્યને મોકલ્યા. તેઓએ ધારાનગરીના સર્વ પંડિતોને જીતી લીધા. સૂરાચાર્યે ઋષભદેવ અને નેમના થતા ચરિત્રપર અતિ ચમત્કારિક દ્વિસંધાનકાવ્ય ગ્રન્થ રચ્યો છે. સૂરાચાર્યના શિષ્ય દેલામહત્તર થયા, તેઓ જ્યોતિર્વિદ્યાના મહાપારંગામી વિદ્વાન્ હતા. દેલામહત્તરના શિષ્ય દુર્ગસ્વામી થયા. સિદ્ધર્ષિ જણાવે છે કે–દેલામહત્તરના શિષ્ય દુર્ગસ્વામીએ મારી સાથે ગર્ગાચાર્ય પાસે દીક્ષા લીધી હતી.

સૂરાચાર્યના શિષ્ય ગર્ગઋષિ થયા અને ગર્ગઋષિના શિષ્ય સિદ્ધસૂરિ ( સિદ્ધર્ષિ ? ) થયા. સિદ્ધસૂરિએ ધર્મદાસ ગણિની ઉપદેશમાલાપર ટીકા રચી છે તથા ઉપમિતિ ભવપ્રપંચ નામનો અદ્‌ભુત ગ્રન્થ રચ્યો છે.

**નાગપુરી તપાગચ્છ**–નાગપુરી તપાગચ્છમાં રાજરત્નસૂરિના શિષ્ય ચંદ્રકીર્તિસૂરિ થયા. તેમણે સા-

રસ્વત વ્યાકરણ પર ચંદ્રકીર્તિ નામની ટીકા રચી છે. નાગોરી તપાગચ્છમાં પદ્મમેરૂના શિષ્ય પદ્મસુંદરગણિ થયા. તેમણે रायमल्लाभ्युदय महाकाव्य, धातुपाठ, पार्श्वनाथकाव्य, जंबूस्वामिकथानक વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે. વિ૦ ૧૬૧૫ માં પદ્મસુંદરગણિ હૈયાત હતા. તેમણે દીલ્હીના બાદશાહ અકબરની સભામાં ધર્મવિવાદમાં એક મહાન્ પંડિતનો પરાજય કર્યો હતો તેથી અકબર બાદશાહે એક હાર, એક ગામ, સુખાસન વગેરે વસ્તુઓ ભેટ આપી હતી.

હેમતિલકસુરિના શિષ્ય રત્નશેખરસૂરિ નાગોરી તપાગચ્છી હતા. તે વિ. સં. ૧૪૨૦માં વિદ્યમાન હતા. તેમને દિલ્હીના બાદશાહ તુઘલખે ઘણું માન આપ્યું હતું. રત્નશેખરસૂરિએ શ્રીપાલચરિત્ર, ગુણસ્થાનક્ ક્રમારોહણાદિ ગ્રન્થો રચ્યા છે. નાગપુરીય તપાગચ્છીય રત્નશેખરસૂરિએ દિનશુદ્ધિ દીપિકા ગ્રન્થ રચ્યો છે.

**નાગુરી શાખા**—વિ. સં. ૧૯૭૧ માં જૈન કોન્ફરન્સ હેરલ્ડમાં તપાગચ્છની પટ્ટાવલિ ( ભાષામાં )

છપાઈ છે. તેમાં ૪૧ એકતાલીશમી પાટપર અજિત-દેવસૂરિ થયા તેની હકીકત આપતાં "વિ. સં. ૧૧૭૭માં શ્રી નાગોરી શાખા કહેવાણી" એમ લખવામાં આવ્યું છે. તે નાગોરી શાખા અને નાગપુરી તપાગચ્છ એ બન્ને ભિન્ન છે એમ જાણવું. વિ. સં. ૧૧૭૭ માં થએલી નાગોરી શાખા સંબંધી વિશેષ જાણવામાં આવતાં તે હકીકત બહાર પાડવામાં આવશે.

લઘુખરતરગચ્છ—લઘુખરતરગચ્છના સ્થાપક શ્રીજિનસિંહસૂરિ થયા. તેના શિષ્ય જિનપ્રભસૂરિ થયા. તેઓ વિ. સ. ૧૩૫૦ માં વિદ્યમાન હતા. તેમણે વિ. સં. ૧૩૬૫ માં અયોધ્યામાં રહીને ભયહરસ્તોત્રપર તથા નંદિષેણ આચાર્યના કરેલા અજિતશાંતિ સ્તવપર ટીકા રચેલી છે તથા તેમણે સૂરિમંત્રપ્રદેશ, વિવરણ તીર્થકલ્પ, પંચપરમેષ્ઠિસ્તવ, સિદ્ધાંતાગમસ્તવ, દ્વયાશ્રયમહાકાવ્ય, ( શ્રેણિકચરિત્ર ) વગેરે અનેક ગ્રન્થો રચ્યા છે. દરરોજ એક નવું સ્તોત્ર રચીને આહાર કરવો એવો જિનપ્રભસૂરિનો નિયમ

હતો. ન્યાયકંદલિપંજિકાના કર્ત્તા રત્નશેખરસૂરિએ શ્રીજિનપ્રભસૂરિ પાસે અભ્યાસ કર્યો હતો. જિનપ્રભસૂરિએ હેમચંદ્રાચાર્યે કરેલી અન્યયોગવ્યવચ્છેદિકા નામની બત્રીશીપર સ્યાદ્વાદમંજરી નામની ટીકા રચવામાં મલ્લિષેણસૂરિને મદદ કરી છે, એમ ટીકાકાર મલ્લિષેણસૂરિ જણાવે છે.

બૃહત્ખરતરગચ્છ—વડા ખરતરગચ્છમાં જિનહંસસૂરિ થયા છે. તેમણે આચારાંગસૂત્ર પર દીપિકા નામની ટીકા રચી છે.

પિપ્પલકખરતર શાખા—દેવકુલપાટક પ્રબંધમાં ( પત્ર ૧૨ ) સંવત્ ૧૪૭૪ માં ખરતરગચ્છીય શ્રીજિનવર્ધનસૂરિથી પિપ્પલકખરતર શાખા એ નામનો પાંચમો ખરતરગચ્છ ભેદ થયો. જિનવર્ધનસૂરિએ સં. ૧૪૭૩ માં ચૈત્ર શુદિ ૧૫ દિને શ્રી જેસલમેરમાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરી હતી. (શ્રીધરરામકૃષ્ણ કૃત બીજો રીપોર્ટ પૃષ્ટ. ૯૩ )

ખરતરગચ્છ મધુકરાશાખા—પ્રશ્નોત્તરવિચારગ્રન્થમાં શ્રીજિનવલ્લભસૂરિના સમયમાં ખરતરગચ્છની મધુકરા શાખા પ્રગટી તેને તપાગચ્છીય આચાર્યો ચામુડિક મત કહે છે એમ શ્રીકેશરમુનિ જણાવે છે.

તપાગચ્છ વૃદ્ધપૌશાલિક—વડીપોશાળ શ્રીજગચ્ચન્દ્રસૂરિના શિષ્ય શ્રીદેવેન્દ્રસૂરિ થયા અને મંત્રી વસ્તુપાળના દફતરી વિજયચન્દ્ર હતા તે દીક્ષા લેઈ વિજયચન્દ્રસૂરિ તરીકે પ્રસિદ્ધ થયા. શ્રીવિજયચન્દ્ર માળવા દેશમાં હતા તે સમયે શ્રીદેવેન્દ્રસૂરિ ત્યાં પધાર્યા પરંતુ શ્રીવિજયચન્દ્રસૂરિ તેમને મળવા ગયા નહિ તેથી બન્નેમાં વૈમનસ્ય થયું. દેવેન્દ્રસૂરિજી વિહાર કરતા કરતા સ્તંભતીર્થ (ખંભાત) માં આવ્યા તે વખતે વિજયચન્દ્રસૂરિ પ્રથમથી ત્યાં આવ્યા હતા. વિજયચન્દ્રસૂરિ ગીતાર્થોને પૃથક્ પૃથક્ પોટલીઓ આપે છે. નિરંતર વિગય ખાવાની આજ્ઞા આપે છે. હમેશાં વસ્ત્ર ધોવાની, ફૂલ શાક લેવાની અને નિવિપ્ર-

ત્યાખ્યાનમાં વિગયઘૃત લેવાની આજ્ઞા આપે છે. દિન પ્રતિ દ્વિવિધ પ્રત્યાખ્યાન અને ગૃહસ્થોને અવર્જીને પ્રતિક્રમણ કરવાની આજ્ઞા આપે છે તથા સંવિભાગને દિવસે તેમને ઘેર ગીતાર્થ જાય છે. લેપની સંનિધિ રાખવી, તત્કાળનું ઉષ્ણોદક ગ્રહણ કરવું. ઇત્યાદિ પ્રવૃત્તિવડે તેઓ ખંભાતની પૌષધશાળામાં રહ્યા હતા, એવામાં દેવેન્દ્રસૂરિ આવ્યા અને તેઓ જુદા ઉપાશ્રયે ઉતર્યા. વિજયચન્દ્રસૂરિ ઉતરેલા હતા તે વડી પોશાલના નામે પ્રસિદ્ધ થયા અને દેવેન્દ્રસૂરિજી ઉતર્યા હતા તે લઘુપોશાલિક નામે પ્રસિદ્ધ થયા. શ્રી વિજયચન્દ્રસૂરિનો પરિવાર વડી પોશાલ ગચ્છના નામે પ્રસિદ્ધ થયો અને શ્રીદેવેન્દ્રસૂરિની પટ્ટપરંપરાનો પરિવાર લઘુપૌશાલિકના નામે પ્રસિદ્ધ થયો. ખંભાત, પાટણ, વિજાપુર વગેરે શહેરોમાં હાલ પણ વડી પોશાલ અને લઘુ ( લહુડી ) પોશાળનાં મકાનો દેખવામાં આવે છે.

તપાગચ્છ લઘુપૌશાલિક–વિજાપુરમાં વડી

પોશાળ અને લહુડી પોશાળનાં મકાનો છે. વિક્રમ સંવત્ ૧૩૧૫ લગભગમાં વડી પૌશાલિક તપાગચ્છ અને લઘુપૌશાલિક એમ બે પક્ષ શ્રીતપાગચ્છમાં પડયા બન્ને પક્ષોની છસો વર્ષ સુધી સારી રીતે આહોઝલાલી વર્તી. હાલ વડી પોશાળ અને લઘુ ( લહુડી ) પોશાળ એ બેના મતભેદ નામ માત્ર તાજા રહ્યા છે.

તપાગચ્છે વિજયદેવસૂરિ ગચ્છ—શ્રી તપાગચ્છમાં સં. ૧૬૭૧-૭૨ માં ૬૦ સાઠમા પટ્ટધર શ્રીવિજયદેવસૂરિ થયા. શ્રીવિજયસેનસૂરિએ તેમને શ્રીધર્મસાગરજી ઉપાધ્યાય બાબતમાં જે સૂચના આપી હતી તે સૂચનાનો શ્રીવિજયસેનસૂરિના સ્વર્ગવાસ પશ્ચાત્ ભંગ કરવા ખાનગીમાં શ્રીધર્મસાગરજી ઉપાધ્યાયપર ચીઠ્ઠી લખી વિચાર જણાવ્યો. શ્રીવિજયદેવસૂરિના શ્રીધર્મસાગરજી ઉપાધ્યાય સંસારી અવસ્થાના મામા થતા હતા. અમદાવાદથી લખેલી ચીઠ્ઠી શ્રીધર્મસાગરજીપર ખંભાત

વ્યાખ્યાનગાડી. તે ચીઠ્ઠી ખંભાતમાં શ્રીવિજયસેનસૂરિના પ્રતિ દ્વિઆવી તેથી વિજયસેનસૂરિને સ્વપટ્ટધર સંપ્રતિકૂઝરા લાગી આવ્યું અને શ્રીવિજયદેવસૂરિને દિવસેમણ આપવા આઠ ઉપાધ્યાયોને મોકલ્યા.
શ્રીવિજયસેનસૂરિની આખર માંદગી હતી. તે સમયે શ્રી વિજયસેનસૂરિએ આઠ ઉપાધ્યાયોને સૂરિમંત્ર વાસક્ષેપ આપી કહ્યું કે વિજયદેવસૂરિ મારૂં કહ્યું માને તો સારૂં અને નહિ માને તો તમો આઠ ઉપાધ્યાયો વાસક્ષેપપૂર્વક શ્રીતિલકવિજયજીને સૂરિપદ આપશો, આ ઉપાધ્યાયો અમદાવાદમાં ગયા અને શ્રીવિજયદેવસૂરિને ઘણી રીતે સમજાવ્યા પણ એકના બે થયા નહિ તેથી આઠ ઉપાધ્યાયો વગેરે શ્રીવિજયસેનસૂરિના પક્ષકારાએ શ્રીતિલકવિજયજીને વિજયતિલકસૂરિ નામ પાડી તપાગચ્છની પાટે સ્થાપન કર્યા.

તપાગચ્છે આનન્દસૂરિ ગચ્છ—શ્રીવિજયતિલકસૂરિએ અલ્પ વર્ષમાં સ્વર્ગગમન કર્યું તેથી તેમણે પોતાની પટ્ટપર શ્રીવિજયઆનન્દસૂરિને સ્થાપ્યા.

શ્રીવિજયદેવસૂરિનો પક્ષ અને શ્રીવિજયઆનન્દ્છે. વિપક્ષ એમ બે પક્ષમાં કંઇક અમદાવાદમાં ર તપાગચ્છ, પણ સાધુઓને ચોમાસામાં પટ્ટા લખવા‍પાગભેદ થવાથી બન્ને પક્ષ ભેગા થયા નહિ. પશ્ચાત્‍ારી પક્ષ દેવસૂરિ ગચ્છના નામે અને બીજો આનન્દસૂરિ ગચ્છના નામે પ્રસિદ્ધ થયો. વિજયદેવસૂરિ ગચ્છ અને વિજયઆનન્દસૂરિ ગચ્છના શહેરે શહેર અને ગામોગામ ગુજરાત, મારવાડ વગેરે દેશોમાં ઉપાશ્રય દેખવામાં આવે છે અને પર્યુષણનાં પાખી પણ ઘણે ઠેકાણે બન્ને પક્ષના નામે ભિન્ન ભિન્ન કરી શ્રાવકો જમે છે.

સાગરગચ્છ–શ્રીરાજસાગરજીને અમદાવાદના નગરશેઠ શાંતિદાસે આચાર્ય પદવી આપવા સંબંધી વિજ્ઞપ્તિ અને ખાસ આગ્રહ કર્યો પણ શ્રીવિજયદેવસૂરિ રાજસાગરજીને આચાર્યપદવી આપવા કબૂલ ન થયા. ત્યારે ખંભાતથી શ્રીવિજયદેવસૂરિ પાસેથી વાસક્ષેપ મંગાવી નગરશેઠ શાંતિદાસે ચતુર્વિધ સંઘ સમક્ષ

રાજસાગરજીને આચાર્ય પદવી અપાવી. ત્યારથી સં. (૧૬૮૪ થી તપાગચ્છમાં સાગરગચ્છ ઉત્પન્ન થયો.) તેમાં તપાગચ્છથી કંઇપણ આચાર ક્રિયા વા સમાચારી ભેદ નથી. તપાગચ્છમાંથી નીકળેલ સાગરગચ્છની માન્યતા તપાગચ્છથી જરા માત્ર ભેદવાળી નથી.

**પ્રશ્નવાહનકુલ**—પ્રશ્નવાહનકુલમાં શ્રીઅભયદેવસૂરિ થયા. તે ગામાનુગામ વિચરતા પાટણમાં આવ્યા તે વખતે સિદ્ધરાજ જયસિંહે તેમને જીર્ણ મલીન વસ્ત્રવાળા દેખી મલધારી બિરૂદ આપ્યું, પશ્ચાત્ તેમની પરંપરામાં મલધારી હેમચંદ્રસૂરિ થયા.

**સેપુરગચ્છ**—અમદાવાદ ઝવેરીવાડામાં સંભવનાથના દેરાપાસે ચૌમુખજીના દેરામાંની ધાતુપ્રતિમાનો લેખ– सं. १४८० वर्षे फा० शु० १० बुधे उ० टपगोत्रे सा० मलयसीह पु० डीडा आल्ह पु० लूणाकेन गोपाकस्य श्रेयसे श्रीशांतिनाथबिंबं का० प्र० श्रीसेपुरगच्छे श्रीशांतिसूरिभिः ॥

કૂવડગચ્છ—અમદાવાદ ઝવેરીવાડામાં ચૌમુખજીના દેરામાંની ધાતુપ્રતિમાનો લેખ. સં. ૧૪૭૧ वर्षे माघ शु० ९ शनौ प्रा० ज्ञा० मं० हदा भा० वाहणदे सु० रतना भा० रत्नादे सुत सुरासहितेन श्रेयसे श्रीशांतिबिंबं का० प्र० कूवडगच्छे धणदेवसूरिसंताने भावशेखरसूरिभिः ॥

હુંબડગચ્છ—અમદાવાદમાં ઝવેરીવાડામાં ચૌમુખજીના દેરામાંની ધાતુ પ્રતિમા ઉપરનો લેખ. संवत् १५३६ वर्षे वैशाख शु० १० बुधे हुंबड ज्ञा० व्य० चांपा भा० मरगादि सुत भीमा देवराजाभ्यां श्रीमुनिसुव्रतस्वामिबिंबं का० हूंबडगच्छे श्रीसंघदत्तसूरि गु० प्र० श्रीशीलकुंजरगणिभिः ॥ ॥ आम्रसूंबा वा. ॥

જગચ્ચન્દ્રસૂરિએ ક્રિયોદ્ધાર કર્યો, તત્સમયે ઉપકેશગચ્છના આચાર્ય વિદ્યમાન હતા.

ઊપકેશગચ્છ—ઉપકેશગચ્છમાં કકુદાચાર્ય-ના સતાનીય દેવગુપ્તસૂરિ થયા.

દ્વિવન્દનીક વૃદ્ધશાખા—વિજાપુરમાં ઋષભદેવના દેરાસરમાં ધાતુની પ્રતિમાપર–उपकेशगच्छे श्रीद्विवन्दनीकवृद्धशाखायां संवत्. १५१४ मां बिंबं प्रतिष्ठितं श्रीसिद्धसूरिभिः डाभीग्रामम्. ઉકેશગચ્છથી ઉપકેશગચ્છ ભિન્ન છે વા એક છે તે તપાસવાની જરૂર છે જો એક હોય તો એકગચ્છ જાણવો. જેટાણામાં ધાતુની પ્રતિમાપર ઉપકેશગચ્છના આચાર્યનુ નીચે પ્રમાણે નામ છે.

सं. १५४६ वर्षे माघशुदि १० रवौ वृ० शाखायां घ साजणभा फद सु० घ पोपटकेन भा० पुरतो प्रमुख कुटुंब श्रेयसे शीतलनाथबिंबं का० प्र० उपकेशगच्छे ककुदाचार्यसंताने श्रीदेवगुप्तसूरिभिः कटी ( કડી ) वास्तव्यः वागपुरे संवत् १५७९ द्विवन्दनीकगच्छे भट्टारक ककसूरिभिः प्रतिष्ठिता धातुप्रतिमा. .... .......

વૃદ્ધતપાગચ્છ—તપાગચ્છ વડી પોશાલ ગચ્છને વૃદ્ધતપાગચ્છ કહેવામાં આવતો હોય એવો સંભવ છે.

વિજાપુરમાં–ગોડીજીના દેરાસરમાં ધાતુની પ્રતિમાપર લેખ છે તેમાં સં. ૧૫૧૬માં વૃદ્ધતપાગચ્છે રત્નસિંહસૂરિ અને બીજી ધાતુની પ્રતિમાપર વૃદ્ધતપાગચ્છે સં. ૧૫૨૦ માં જિનરત્ન સૂરિએ પ્રતિષ્ઠા કર્યાનો લેખ છે.

'मेदपाट–देवकुलपाटक प्रबन्धे'

इति श्रीमलधारि श्रीहेमचन्द्रसूरिविरचित श्रीभवभावनासूत्रस्य श्रीवृद्धतपापक्षभट्टारक–श्रीरत्नसिंहसूरिशिष्यपण्डित माणिक्यसुंदरगणिना श्रीदेवकुलपाटके ॥ संवत् १५०१ वर्षे कार्तिकशुदि १३ बुधे भव्यसत्त्वप्रतिबोधाय बालावबोधः कृतः श्रीसिद्धान्तनिपुणैर्यतिवरैः संशोध्यः ।

મહેસાણામાં આંબલી ચૌટે શાંતિનાથ મદિરમાં ધાતુપ્રતિમા પૃષ્ઠે—

संवत् १५०३ वर्षे आषा० शु. २ गुरौ विसलनगरवास्तव्य-प्राग्वाटज्ञातिय सं. सादा भा० सुत सं०वाछा भा०वीसलदे सुत स० कान्हा राजा मेघा जगा अदा तत्र सं० मेघाभिधेन भार्या मीणलदे सुत सुरदास प्रमुख कुटुंबयुतेन स्वश्रेयसे श्रीसुमतिनाथबिंबं कारितं प्रतिष्ठितं तपापक्षे श्रीरत्नसिंहसूरिभिः ।

કોરંટાતપાગચ્છ—વીસનગરમાં શાન્તિનાથ મદિરમાં ધાતુપ્રતિમા પૃષ્ઠે.

सं. १५२५ वर्षे मागसरसुदि १० शुक्रे मूंडहटासमीपे वोवडासणग्रामवास्तव्य पांटहडगोत्रे सा० ४ रणिग । पु० पूंजा भार्या हाजू पु, रसहजा सागा, सढजा भार्या कोरे सुत पानासहितेन श्री

कुंथुनाथबिंबं कारितं म० श्रीकोरंटातपागच्छे श्री सर्वदेवसूरिभिः पं. तपोरत्नउपदेशेन.

કડવો પન્થ-મત—સંવત્ ૧૫૬૨ ની સાલમાં કડવાશાહ નામનાએક વાણિયાએ પોતાના નામ ઉપરથી કડવો પન્થ ચલાવ્યો. કડવાશાહે આ કાળમાં કોઈ સાધુ નથી એવો પન્થ ચલાવ્યો. અને ત્રણ થુઇની માન્યતા ધારણ કરી.-વીસનગર, રાધનપુર, થરાદ અને અમદાવાદમાં કડવાશાહ મતના શ્રાવકો છે. કડવાશાહનો પન્થ-મત હાલ, વીસનગર વગેરેમાં વિદ્યમાન છે અને તેની પરંપરાએ તે પન્થનો ઉપદેશક પણ વિદ્યમાન છે. પૃથ્વીચંદ ગુણસાગરચરિત્રની પ્રશસ્તિમાં કટુકપંથ સબંધી નીચે પ્રમાણે લેખ છે.

श्रीमद्वीरजिनेश्वरस्य सुगतादीशस्य तीर्थे वरे,
गच्छे श्रीकटुकाभिधे प्रथमतो विद्वत्कलाखण्डलः।
साहेभ्यः कटुकाद्दिमः शुभमतिर्धर्मैकतानोऽभवत्,
तत्पट्टे बहुशास्त्रनिश्चितमतिः श्रीखीमसाहाह्वयः ॥१॥

वीरशाह इति तत्पदेऽभवत्, जीवराज इति वा चतुर्थके । तेजपाल इति पञ्चमे पट्टे, रत्नपाल अभवच्च षष्ठके ॥ २ ॥ तत्पट्टधारी जिनदासनामा, तेजादिपालोऽष्टमके बभूव । कल्याणनामा नवमे पदे च, दिक्संख्यके भुल्हजीति नामा ॥ ३ ॥ तदनुगे च पदे शुकुलोद्भवे, कविकुलाग्रगतो भणनामकः । तदनुलब्धकनामकसाहजी, शुचिनयादियुतो हि राजते ॥ ४ ॥ प्रशस्तबोधशालिनः परोपकारकारिणो, गुरोः पदाम्बुजं मया प्रणम्य भक्तिपूर्वकम्, सुशिष्ययाचनेन मे जगज्जनोपकारतो, विशिष्टसच्चारित्रके कृतः सुबालबोधकः ॥ ५ ॥ 'अष्टशततमे वर्षे, प्रमिते सप्तमोत्तरे । मार्गशीर्षे सिते पक्षे, पञ्चम्यां भानुवासरे ॥ ६ ॥ रचितोऽयं मया ग्रन्थो, विक्षेपरहितः क्षितौ। शोधनीयः सतां धुर्यैर्यदुत्सूत्रं भवेदिह ॥७॥ प्रमादाद् वीतरागाज्ञाविरुद्धं यन्मयोदितम् । परोप-

कारनैपुण्यवर्तिनः शोध्यतां बुधाः ॥ ८ ॥ राधकेति पूर्वद्रंगे चातुर्मासस्थितेन च । कडुगच्छेशलब्धेन, कृतोऽयं बालबोधकः ॥ ९ ॥

ભાવાર્થ–શ્રીમદીશ્વરપરમાત્માના શ્રેષ્ઠ તીર્થમાં શ્રીકટુક નામના ગચ્છમાં પ્રથમ વિદ્વાન્–શુભમતિ,ધર્મને વિષે એકતાનવાળા કટુક નામે થયા. પછી ઘણાં શાસ્ત્રોથી નિશ્ચિતમતિવાળા શ્રીખીમસાહ નામે શ્રેષ્ઠ શ્રેષ્ઠિ થયા. તેના સ્થાને વીરશાહ થયા. ત્યારપછી જીવરાજ તેના પટ્ટે તેજપાલ તેના પટ્ટે રત્નપાલ તેના પટ્ટમાં જીનદાસ તેના પછી તેજપાલ તેના પછી કલ્યાણ તેના પટ્ટમાં ભુલ્લહુજી તેના પછી સુકુલમાં ઉત્પન્ન થએલ કવિકુલાલંકાર ભણશાહ પવિત્ર નીતિમાન્ થયા. પ્રશસ્તબોધશાલિ, પરોપકારિ, ગુરૂના ચરણકમલને ભક્તિપૂર્વક પ્રણામ કરીને સુશિષ્યની યાચનાથી જગજ્જનોના ઉપકારાર્થે વિશિષ્ટ પુરૂષોના સચ્ચરિત્રવાળા આ ગ્રંથ ઉપર મેં બાલબોધ કર્યો છે. આઠસો સાત વર્ષે માગશરમાસની શુદ પંચમીને રવિવારે આ ગ્રંથ રચેલ છે.

બીજાગચ્છ ( વિજયગચ્છ )—સં. ૧૫૭૦ માં લુંકામતમાંથી નીકળી વિજા ( વિજય ) નામના વેષધારીએ બીજો મત ચલાવ્યો તેને લોકો વિજયગચ્છ કરીને કહે છે. વિજામત-વિજયગચ્છના ઠુંઢીકોટામાં હાલ આચાર્ય વિધમાન છે તે પોતાને પુનમીયાગચ્છમાંથી નીકળેલ અને ચિતોડના રાજાએ વિજયબિરૂદ આપ્યું એમ જણાવે છે. આનન્દકાવ્યમહોદધિ મૌક્તિક બીજા ત્રીજાની પ્રસ્તાવનામાં એની ચર્ચા છે.

કમલકલશાગચ્છ—વિજાપુર વિધાશાલાના ૩૧મા ડાબડામાં એક પટ્ટાવલિ છે. તેમાં પત્ર ચોથે સં. ૧૫૭૨ માં કમલકલશાગચ્છ થયો એમ લખ્યું છે.

કતકપ્પરાગચ્છ—વિજાપુર વિધાશાલામાં જ્ઞાનભંડાર ડા. ૩૧મામાં પટ્ટાવલી છે તેના ચોથે પાને સં. ૧૫૭૨ માં કતકપ્પરાગચ્છ નીકળ્યો એવું લખ્યું છે.

પાયચંદ (પાર્શ્વચન્દ્ર) ગચ્છ—આ ગચ્છ સંવત્ ૧૫૭૨ માં નાગપુરીય તપાગચ્છમાંથી નીકળી ઉપાધ્યાય પાર્શ્વચન્દ્રે પોતાના નામથી પાયચંદ મત ચલાવવો શરૂ કર્યો એમ શ્રીઆત્મારામજીએ જૈન તત્ત્વાદર્શમાં જણાવ્યું છે પાયચંદસૂરિના પટ્ટધરો શ્રીસાધુ રત્નસૂરિથી પોતાના ગચ્છની ઉત્પત્તિનો સંબંધ જણાવે છે.

કાસદ્રાગચ્છ—પાલણપુરમાં પલ્લવીયા પાર્શ્વનાથના દેરાસરમાં કાસદ્રા ગચ્છ સંબંધી નીચે પ્રમાણે લેખ છે.

સં० १५१२–मार्गसिर वदि २ दीने उकेशज्ञातीय शातिग गोत्रीय मं० धर्मसा भा० धारू सुतमं० देपाकेन भा० देवलदे प्रमुख कुटुंबयुतेन स्वश्रेयसे श्रीशांतिनाथबिंबं का० प्र० कासद्रागच्छे श्रीसंघसूरिभिः

શ્રીશરવાલ ગચ્છ—કમાલપુરમાં શ્રીઋષભદેવ ભગવાનના દેરામાં શ્રીશરવાલ ગચ્છ સંબંધી નીચે પ્રમાણે લેખ છે.

सं. १२०१ मार्गशिर्ष शुदि ३ श्रीशरवाल गच्छे सज्जनेन आत्मश्रेयोर्थं श्रीमहावीरप्रतिमा कारिता ॥

બ્રહ્માણગચ્છ--વિજાપુરમાં પદ્માવતીના નામથી પ્રસિદ્ધ પ્રાચીન દેરાસરમાં એક ધાતુની પ્રતિમાપર નીચે પ્રમાણે લેખ છે.

सं १४७१ मां श्री ब्र. (व) ह्माणगच्छे श्रीमुनिचन्द्रसूरिपट्टे श्रीवीरसूरिभिः........विंबं प्रतिष्ठितम्

પ્રાંતિજના દેરાસરમાં ધાતુપ્રતિમાની પાછળ નીચે પ્રમાણે લેખ છે.

वि. सं. १५८४ वर्षे श्रीब्रह्माणगच्छे श्रीशीलगुणिसूरि तत्पट्टे श्रीजज्जगसूरिभिः पाटडीदुर्गे वासुपूज्य विंवं प्रतिष्ठितम् ॥ प्रांतिजमां धातुप्रतिमा पृष्ठे श्रीब्रह्माणगच्छे श्रीसूरिभिः वि. सं. १५१०७ वर्षे शीतलजिनबिंवं प्र० ॥

નાણુકીયગચ્છ—નાણુકગચ્છને નાણુવલગચ્છ કહેવામાં આવે છે કે નહિ તેની તપાસ કરવાની જરૂર છે. ચૌદમા સૈકા સુધી વા તે ઉપરાંતના સૈકામાં નાણુકીયગચ્છ વિદ્યમાન હોય એમ જણાય છે. વિજાપુરમાં પદ્માવતીના દેરાસરમાં એક ધાતુની ભાંગેલી પ્રતિમાની પાછળ નીચે પ્રમાણે લેખ જેવામાં આવ્યો તેનો ઉતારો કરવામાં આવ્યો છે. અંચલગચ્છીય આચાર્યો નાણકીય ગચ્છમાંથી પોતાની ઉત્પત્તિ જણાવે છે.

श्रीनाणकीयगच्छे श्रीसिंहसेनसूरिभिः प्रतिष्ठितम्................बिंबम्. त्रुटक.

પિપ્પલીયાગચ્છ—વિજાપુર પટ્ટાવલી જૂનીમાં ૧૪૩૩ લગભગમાં પિપ્પલીયાગચ્છની ઉત્પત્તિ થએલી જણાવવામાં આવી છે.

વિજાપુર ચિંતામણિ પાર્શ્વનાથ દેરાસરની એક પ્રતિમાના લેખપર પિપ્પલીયાગચ્છે શ્રીવિનયસાગરસૂરિ નામ છે.

વિજાપુરમાં ઋષભદેવના દેરાસરમાં ધાતુની પ્રતિમાપર નીચે પ્રમાણે લેખ છે. તેમાં સં. ૧૫૬૬ માં पिप्पलगच्छे श्रीपद्मानन्दसूरिपट्टे श्रीविनयसागरसूरिभिः प्रतिष्ठितम् विजापुरे વિજાપુરમાં પિંપલીયા ગચ્છના આચાર્યો રહેતા હતા તે આ લેખ ઉપરથી સિદ્ધ થાય છે.

પિંપલગચ્છના વીરપ્રભસૂરિના શિષ્ય હીરાનંદસૂરિએ વિ. સં. ૧૪૮૬ માં વિદ્યાવિલાસ રાસ રચ્યો છે. પિંપલગચ્છના શ્રીહીરાનંદસૂરિએ દશાર્ણભદ્ર રાસની વિ. સ. ૧૪૮૬ માં રચના કરી છે.

प्रांतिजमां धातुप्रतिमापृष्टे पिप्पलगच्छे श्रीगुणरत्नसूरिभिः सं. १५०७ वर्षे वासुपूज्य बिंबं प्र० ॥

संवत् १४९९ वर्षे वैशाख शुदि ३ बुधे श्री श्रीमालज्ञातीय श्रे० सामलभार्या नामलदे मातृपितृश्रेयोर्थं० भ्रातृलीला श्रे० सुतपांचाकेन श्रीसंभव-

नाथबिंबं का० पिप्पलगच्छे भ० श्रीविजयदेवसूरिभिः प्रतिष्ठितम् ।

सं. १५ आ० ४१ वर्षे माघशुदि १३ शुक्रे श्रीश्रीमालज्ञातीय श्रे० कल्हा सुत पिहिहेमा मारि- हेमादेश्रेयसे सुतसमधरेण भं० सहिजाकेन भा० सूहवदे सुत वीसायुतेन श्रीचंद्रप्रभबिंबं का० प्र० पीप्पलगच्छे श्रीगुणरत्नसूरिपट्टे श्रीगुणसागरसूरिभिः।

वोकडीयागच्छ--विजापुरमहावीरचैत्ये धातुप्रतिमापृष्टे श्रीवोकडीयावटंके श्रीमुनिचन्द्रसूरिंभिः प्रतिष्ठितम्. सं० १५५३ इन्द्रोग्रामे.

ભાવડારગચ્છ—શ્રીવિજાપુર-મહાવીર સ્વામીના દેરાસરમાં ધાતુની પ્રતિમાપર લેખ સં. ૧૫૨૦ भावडारगच्छे भादेवसूरिभिः प्रतिष्ठितम्.
( વડલીવાસ્તવ્ય. )

**ભાવડહેરગચ્છ-અહમદનગર (પ્રાંતિજ પાસે)** માં ભાવડહેરગચ્છ સબધી નીચે મહાવીરપ્રભુના મન્દિરમાં ધાતુપ્રતિમા પાછળ નીચે પ્રમાણે લેખ છે.

संवत्. १५८७ वर्षे माघ वदि ८ गुरौ श्री. वी. श्री. भावडहेरगच्छे वीरसूरि.

ભાવડાર અને ભાવડહેર એકજ ગચ્છનુ નામ છે કે ભિન્ન છે તેનો તપાસ કરી નિર્ણય કરવાની જરૂર છે. પ્રાય એક ગચ્છના બે નામો જણાય છે.

वडनगरमां मन्दिरमां—स० १५१२ वर्षे माघ सुदि ५ सोमे . श्री सुमतिबिंबं का० प्र० भावडहरागच्छे श्रीवीरसूरिभिः ॥ उकेशगच्छे श्रीकक्कसूरिः ॥

**ચૈત્રવાલગચ્છ**—વિ. સ. ૧૩ મા સૈકામા વસ્તુપાલ અને તેજપાલના સમયમાં ચૈત્રવાલ ગચ્છના આચાર્યોથી ચૈત્રવાલ ગચ્છ ઉન્નતિના શિખરે હતો એમ જણાય છે ગુજરાતના પ્રધાન વસ્તુપાલ અને

તેજપાલના સમયમાં ચૈત્રવાલગચ્છીય શ્રીભુવનચન્દ્રસૂરિ હતા. વસ્તુપાલ અને તેજપાલનાં પિતાશ્રી આસરાજને શ્રીભુવનચન્દ્રસૂરિ પર પૂર્ણ શ્રદ્ધા હતી. ચૈત્રવાલગચ્છીય ભુવનચન્દ્રસૂરિએ વસ્તુપાલ અને તેજપાલને અંબિકા અને કપર્દીયક્ષની આરાધના કરાવી તેથી આસરાજ બન્ને પુત્રોને લઇ ધોળકે ગયો. ત્યાં ભુવનચન્દ્રસૂરિએ આપેલ વરમહિમાથી વ્યાપાર વગેરેમાં આગળ વધ્યા. સ. ૧૨૭૪ માં વસ્તુપાલના લલિતા સાથે લગ્ન થયા અને તેજપાલનાં અનુપમા સાથે લગ્ન થયાં. એવામાં માનકુવરનો સ્વર્ગવાસ થયો, અને અગીયાર દિવસના આંતરે પિતા આશરાજનો સ્વર્ગવાસ થયો. કપર્દીયક્ષની કૃપાથી રાજા વીરધવલે વસ્તુપાલને ઘણા આગ્રહથી મંત્રીપદ આપ્યું.

ભુવનચન્દ્રસૂરિના ઉપદેશથી મંત્રી વસ્તુપાલે વિ. સ. ૧૨૮૦ માં શ્રી અર્બુદગિરિપર પ્રાસાદારંભ કર્યો. પુનઃ વિ સ. ૧૨૮૨ મા પ્રાસાદે કલશ ધ્વજદંડ ચડાવ્યો અને શ્રીનેમિનાથની પ્રતિષ્ઠા કરી. ત્યાં શ્રી

ભુવનચન્દ્રસૂરિએ શ્રી જગચ્ચન્દ્રને તથા પંડિત દેવેન્દ્રને સૂરિપદે સ્થાપ્યા. કેટલાક દિવસે ગુરૂ શ્રીભુવનચન્દ્રસૂરિ સ્વર્ગે ગયા, ત્યારે મંત્રીએ ઘણા આગ્રહથી શ્રીદેવભદ્ર, જગચ્ચન્દ્ર અને દેવેન્દ્રસૂરિને વિનતિ કરી પાટણમાં ચોમાસુ રાખ્યા. ચોમાસુ ઉતરતાં મત્રીની સલાહ લેઈ ત્રણેએ વિહાર કર્યો અને ભિલ્લડીનગરમાં શ્રીપાર્શ્વનાથના દર્શને આવ્યા. એવામાં ત્યાં હિન્દુઆણી દેશથી શ્રીસોમપ્રભસૂરિ પણ વિહાર કરતા ભીલડીનગરમાં પાર્શ્વનાથના દર્શનાર્થે આવ્યા. દેવભદ્રસૂરિ, જગચ્ચંદ્રસૂરિ અને દેવેન્દ્રસૂરિએ ત્રણેએ સોમપ્રભસૂરિને વાંદ્યા. ત્યારે શ્રી સોમપ્રભસૂરિએ ખરતર, સ્તવપક્ષ, આગમિયાપક્ષ, ભેવંદણિક, ઉપકેશ, જીરાપલી, નાણાવાલ, નિબજીય. ઈત્યાદિ ગચ્છના આચાર્યની સાક્ષીએ વિ. ૧૨૮૩ માં જગચ્ચદ્રસૂરિને સ્વગચ્છમાં લેઈ પોતાની પાટપર સ્થાપન કર્યા. આ પ્રમાણે લેખ કોન્ફરન્સ હેરલ્ડ માસિકમાં વી. ૨૪૪૧ ની સાલમાં તપાગચ્છની પટ્ટાવલીમાં છ-

सं० १५५२ वर्षे वैशाखवदि २ श्रीश्रीमाल ज्ञा० व्य० पना भा० देपू पुत्र पहिराज भा० हेमादे पुत्र कान्हा कमा लघु भ्रातृ वीरधवल भा० धर्मिणी पुत्र थावर भाटआ तृतीय भ्रातृ चुंडा भा० नांपलदे मकुलकुटुंबयुतेन स्वपुण्यार्थं श्रीशीतलनाथबिंबं का० प्र० श्रीभीनमालगच्छीय श्रीकनकप्रभसूरिभिः ।

धर्मघोषगच्छ—म्हेसाणा धातुप्रतिमापृष्ठ धर्मघोषसंबंधी ईदृशो लेखः-पि० पंचतीर्थी पृष्ठे.

संवत् १३९७ माघशु.१० शनौ पल्लीताल-ज्ञातीय ठ० छाडा भा० नायकिसुतश्रेयसे श्रीमहावीरबिंबं कारितं प्र० श्रीधर्मघोषगच्छे श्रीनानतुङ्गसूरिशिष्यैः श्रीहंसराजसूरिभिः ।

દેવાનન્દિતગચ્છ—મ્હેસાણામાં શ્રીમહાવીરસ્વામીના દેરા પાસે શ્રીઆદીશ્વરના દેરામાં

થયો. તેમના સંસારી બાર શ્રાવકો તેમના પક્ષી થયા. તે શાખામાં ઓગણિસ યતિથી અધિક યતિયો નથી થતા અને જો કોઈ થાય તો તે ગુરૂના શાપથી ટળી જાય છે. આ વૃત્તાંતમાં શું સત્ય છે તે કથી શકાતુ નથી.

સં. ૧૪૪૨ ની સાલમાં શ્રીધર્મવલ્લભગણિ ( આચાર્ય થયા પછી જિનેશ્વરસૂરિ )થી વેગડશાખા નીકળી એ ચોક્કસ છે.

જિનેશ્વરસૂરિપટ્ટે શ્રીજિનશેખરસૂરિ થયા અને તેની પટ્ટે શ્રીજિનધર્મસૂરિ તેની પાટે શ્રીજિનચંદ્રસૂરિ થયા. શ્રીજિનચંદ્રસૂરિના શિષ્ય શ્રીજિનભદ્રસૂરિ થયા. શ્રીજિનચંદ્રસૂરિનું શ્રીજિનસમુદ્રસૂરિએ ગીત રચ્યું છે. અને શ્રીસમુદ્રસૂરિનું માઇદાસે ગીત રચ્યું છે. શ્રીજિનસમુદ્રસૂરિએ ઉદેપુરસ્થ શાંતિનાથ જિનસ્તોત્ર ( ૨૧ ગાથાનું ) પાર્શ્વનાથ ગીત, વિધિ ચૈત્રી પૂર્ણિમા ગર્ભિત શત્રુંજયતીર્થસ્તવન, પંચમીતપપ્રરૂપક વર્ધમાનજિનસ્તોત્ર, સ્થૂલભદ્ર સજ્ઝાય, જીવ અને કરણીનો સંવાદ, પાર્શ્વનાથસ્તવ.

વગેરેની રચના કરી છે. જિનચંદ્રસૂરિના શિષ્ય શ્રીજિનસમુદ્રસૂરિ થયા. (કોન્ફરન્સ હેરલ્ડ ૧૯૭૨ દીવાલીના ખાસ અંકમાં વેગડશાખાનો લેખ છે.) શેઠ હરગોવિન્દદાસ ત્રિકમદાસે લખેલ છે તેમાંથી વેગડશાખાનો સાર લીધો છે.

રાલદ્રાગચ્છ—અમદાવાદ સોદાગરની પોળમાંના જિનમન્દિરમાં ધાતુપ્રતિમાના લેખથી રાલદ્રાગચ્છ ની ઉત્પત્તિ સંબંધી ખ્યાલ આવે છે. તે લેખ નીચે મુજબ.

सं. १५७२ फाल्गुन सुदि ८ सोमे श्रीविद्यापुरवास्तव्य श्रीमालज्ञा. म. हर्षा भा. सांकुसुतमहं. हाथीया भा० हीरादे सुत महंत माया. म० भाणा म० रूपामुखेन महं०हर्षावचनेन स्वश्रेयसे पद्मप्रभुबिंबं का० प्र. पूर्णिमापक्षे,रालद्रागच्छे श्रीसूरिभिः ॥

સીદાઘટીયગચ્છ—સાણંદ મોટા પાર્શ્વપ્રભુના દેરાસરમાં ધાતુની પ્રતિમાપરના લેખથી सीदाघटीय

ગચ્છ સંબંધી ખ્યાલ આવે છે. તે લેખ નીચે મુજબ.

सं. १७१-? सोदाघटीयगच्छे श्रीजिनदत्त ...
संताने पांजा आंबाकेण आत्मश्रे० कारिता.

આ પ્રતિમાનો લેખ ઘણો જીર્ણ છે.

## श्रीपल्लीयगच्छ—

सं. १४९९ वर्षे भाद्रपद शु.२ शुक्रे श्रीपत्तनवास्तव्य श्रीउपकेशज्ञातीय श्रे. ददा भा० सूल्ही सुतश्रे० तला मातृसहितेन आत्मश्रेयसे श्री० पार्श्वनाथबिंबं कारितं पल्लियगच्छे श्रीयशोदेवसूरिभिः प्रतिष्ठितम् ।

કચ્છોલીવાલ ગચ્છ-દેવકુલપાટક (દેલવાડા) પ્રબંધ (લેખક વિજયધર્મસૂ. કૃત) માં ૨૧ નંબરનો નીચે પ્રમાણે લેખ છે.

सं० १४९३ ... ५ ......

यवडमासादगौष्ठिक प्राग्वाटज्ञातीय व्यव० झांझा भा० लाछि पुत्र देया भार्या देवलदे पुत्र ७ व्यव.... कुरपाल सिरिपति नरदे धीणा पंडित लखमसीआ स्वश्रेयोर्थं श्रीपार्श्वनाथजिनयुगलकारापितः प्रतिष्ठितः कच्छोलीवालगच्छे पूर्णिमापक्षे द्वितीयशाखायां भट्टारक श्रीपद्मेश्वरसूरिसंताने तत्पान्वये भट्टारक श्रीरत्नप्रभसूरि तत्पट्टे भट्टारक श्रीसर्वाणंदसूरीणां शिष्यलक्ष्मीसिंहेन आत्मश्रेयोर्थं कारापितः प्रतिष्ठितः भ० श्रीसर्वाणंदसूरीणामुपदेशेन । मंगलं भूयात् ॥

હારીજગચ્છ—

આ ગચ્છની માહિતી આપનાર લેખ કડીના દેરાસરમાં ધાતુપ્રતિમાપર છે. તે અંહી રજુ કરવામાં આવે છે.

सं० १५७७ वर्षे...............................

... . ... ..... ..............

वासुपूज्यजिनाबिंबं कारितम् प्रतिष्ठितं श्रीहारीज-
गच्छे भट्टारक शीलभद्रसूरिभिः ॥

संवत् १५७७ वर्षे... ....... ........
.. ..... .. श्रीसुविधिनाथबिंबं कारितं
प्र० श्रीहारीजगच्छे भ० श्रीशीलभद्रसूरिभिः ॥

સૈદ્ધાંતિકગચ્છ—બ્રહ્મર્ષિકૃત સુધર્મગચ્છ
પરીક્ષા ચોપાઇમાં वड पिप्पल सिद्धांती जाय-चोक-
डीया जाखडीया होय ॥ ( ૧૦૫ ) એ ચોપાઇમાં
સિદ્ધાંતી શબ્દવડે सैद्धांतिकगच्छની તત્સમયે વિદ્યમા
નતા સ્પષ્ટ અવબોધાય છે.

હીરાપલ્લીગચ્છ—

श्रीवडनगरमां आदीश्वरना देरासरमां धातुनी
प्रतिमानी पाछल संवत् १४२९ वर्षे माघवदि ७
दिने... ... ... ...श्रीआदिनाथबिंबं प्रतिष्ठितं
श्रीहीरापल्लीगच्छे श्रीवीरचंद्रसूरिभिः ॥

જાત્યોદ્ધારગચ્છ—

અમદાવાદ ઝવેરીવાડો ચોમુખજીના દેરાસરમાં ધાતુપ્રતિમા પાછળના લેખથી જાત્યોધરગચ્છ સિદ્ધ થાય છે. તે લેખ નીચે આપવામાં આવે છે.

सं० १४२३ वर्षे का० शु० ९ मोढज्ञातीय श्रे० गणा भा० व० लाडी सुत सामलेन मा० पितृ श्रे० श्रीशांतिनाथबिं० का० जात्योधरग० प्र० श्रीललितप्रभसूरिभिः ॥

શ્રીકાશહૃદીયગચ્છ—

વડનગરમાં ચોમુખજી–મોટા દેરાસરમાં ધાતુપ્રતિમાની પાછળ.

संवत् १२७३ वर्षे ज्येष्ठ सुदि १२ द्वादश्यां श्रीकाशहृदीय गच्छे वहुसीह्रय.....................
श्रीआदिनाथबिंबं कारितं प्रतिष्ठितं श्री उमेतन (उद्योतन) सूरिभिः ।

મહુકરગચ્છ--संवत् १५२५ वर्षे फाल्गुन सुदि ९ नवमी सोमे श्रीश्रीमालज्ञातीय श्रे० पोवा भा० रूडीसु० मोकल कालाभ्यां पितृमातृ श्रेयोर्थं श्रीसुमतिनाथबिं० का० प्र० महुकरगच्छे भ० श्रीधनप्रभसूरिभिः तालध्वजनगरे ॥

सं० १५१५ वर्षे माघ सु. १ शुक्रे श्री श्रीमालज्ञातीय सं. वइरसी भा. लखमादे सु. वानर भा. मेंहू सु. गहगाकेन पि. मा. आत्मश्रेयसे श्री नेमिनाथ बिं. का. प्र. श्रीमहूकरगच्छे भ० धनप्रभसूरिभिः ॥

સિદ્ધાનીગચ્છ--

વડનગરમાં મોટા આદીશ્વરભગવાનના દેરાસરમાં નીચેનો લેખ ધાતુપ્રતિમા પાછળ છે તે આ ગચ્છની અસ્તિતાને ટેકો આપે છે.

संवत् १५२७ वर्षे पोषवदि १ सोमे श्रीश्रीमाल

ज्ञातिय दोसी वस्ता सुत दोसी पर्वत भार्या पोपटी पुत्र वज्रांगत भार्या पहुति सुत तेजपाल साहितेन पितृनिमितं श्रसिंभवनाथबिंबं कारितं प्रतिष्टितं सिद्धानीगच्छे भट्टारकश्रीसोमचंद्रसूरिभिः श्रीपत्तनवास्तव्य।

અમારૂં ધારવું એવું છે કે–સૈદ્ધાંતિકગચ્છ તથા આ ગચ્છ એકજ હશે.

જાખડીયાગચ્છ—બ્રહ્મર્ષિ કૃત સુધર્મગચ્છ પરીક્ષા ચોપાઇમાં—

वड पिप्पल सिध्धांति जोय. वोकडीया जाखडी या होय–(१०५) ઇત્યાદિથી જાખડીયાગચ્છની સિદ્ધિ થાય છે.

છિન્નાવાલગચ્છ—બ્રહ્મર્ષિકૃત સુધર્મગચ્છ પરીક્ષા ચોપાઇમાં—

धर्मघोप नाणा पलिवाल, वे वंदणिक छिन्नावाल. चैत्रवालने ब्रह्माणीया–मलधारी आदिक जाणीया.

(૧૧૦) આ ચોપાઇમાં ચૈત્રવાલગચ્છથી છિત્રાવલ ગચ્છની ભિન્નતા સ્પષ્ટ અવબોધાય છે.

**ચતુર્દશીપક્ષ** અમદાવાદ ઝવેરીવાડો સભ વજિનમંદિરે ધાતુપ્રતિમા લેખઃ—

सं० १५०६ वर्षे वैशाखशुदि ६ शुक्रे श्रीश्रीमालज्ञातीय पितृ मांकड मातृ मेलादे भ्रातृ गांगा गेला निमित्तं सुतलालाकेन श्रीशांतिनाथबिंबं का प्र० चतुर्दशीपक्षे महूकरगच्छे भ० श्रीधनप्रभसूरिभिः॥

ત્રિભવીયાગચ્છ—सं० १४९७ वर्षे वैशाखवदि ५ बुधे श्रीश्रीमालज्ञातीय व्य. मेला व्य. जेसा भा० मेखू सु. लाखाकेन मातृश्रेयसे जीवतस्वामि श्रीआदिनाथबिंबं का० त्रिभवीयागच्छे श्रीधर्मशेखरसूरिभिः ॥

આ લેખ પાટણના કનાસાના પાડાના દેરાસ

ી એક પંચતીર્થી ઉપર છે. બીજી એક પંચતીર્થી પર આ સૂરિના નામને ૧૫૦૬ ને છે. તેમાં પિપલગચ્છે ત્રિભવીયા એવો ઉલ્લેખ છે, પરંતુ અહીં ખાસ ગચ્છ શબ્દ મૂકયો છે; માટે લખ્યો છે.

કવલાગચ્છ—શ્રીપાર્શ્વનાથના સંતાનીય પરંપરામાં કમલાગચ્છની ઉત્પત્તિ થએલી છે. અદ્યપર્યન્ત તે ગચ્છ ચાલ્યા કરે છે. કવલાગચ્છના આચાર્યોનું મારવાડમાં વિશેષ રહેવાનું થએલ છે. કવલાગચ્છની ગાદીપર હાલ મહેન્દ્રસુરિ વિદ્યમાન છે. અને તે આબુજી પાસે રોહીડા ગામ છે તેની પાસેના ધનારી ગામમાં રહે છે.

આ સંબંધમાં તા. ૩૦-૭-૧૯૧૬ ના 'જૈન' પત્રમાં શ્રીવિજયધર્મસુરિના શિષ્ય રત્નવિજયજી 'કવલાગચ્છની હકીકત' નીચે પ્રમાણે જણાવે છે:—

શ્રીપાર્શ્વનાથસ્વામીની છઠ્ઠી પાટે શ્રીરત્નપ્રભસૂરિ થયા. તે જાતના વિદ્યાધર હતા. ઓશીયાજીમાં

ક્ષત્રિયોમાંથી ૩/૪૦૦૦ જૈનશ્રાવકો બનાવી ઓશ વંશની સ્થાપના કરી. ઓશવાલજાતિમાત્ર એ મહાત્મ આચાર્યની આભારી છે. દારૂ-માંસ-શિકાર-લુટફા છોડાવી શુદ્ધ સમ્યકત્વ આપ્યું-મહાજનપદે સ્થાપ્યા શાહુકાર બનાવ્યા. બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય સપ્તવ્યસનાદિ દુષ્ટ પ્રવૃત્તિ દૂર કરાવી ઉત્તમ આચાર માર્ગ આપ્યો. તે આચાર્યની પરંપરા અવિચ્છિન્નપણે આજસુધી ચાલે છે. આ ગચ્છનું નામ ઉપકેશગચ્છ છે. માગધીભાષામાં 'ઉએશ' નામ છે. ઉએશ નગર માટે ઉએશ નામ પડયું. અથવા કેશીસ્વામીના શિષ્ય રત્નપ્રભસૂરિથી શરૂ થયો તેથી ઉપકેશ નામ થયું. ઉપકેશ ગચ્છને હમણાં કવલા અથવા કમલગચ્છ કહે છે. ચોરાશી ગચ્છથી આ પુરાણો ગચ્છ છે. હાલમાં બીકાનેર, ફલોદી, મેડતા, જેસલમીર, જોધપુર, જેપુર, દિલ્હી, લશ્કર, સાદરી, ઉદેપુર, કલકત્તા, આદિ ઘણે સ્થળે આ ગચ્છના શ્રાવકો વસે છે. તે રત્નપ્રભસૂરિજીએ પોતાની ગચ્છસામાચારી

વય નિર્મિત કરી છે. જેનાં ખાસ જાણવા લાયક કેટલાક ધારા ધોરણો આ પ્રમાણે છે.—

૧ એકાસણો પોસહ નિષેધ. ૨ ઉપધાન વહેવા નિષેધ. કેમકે મહાનિશીથ સદ્દહણારૂપ છે, પણ ક્રિયારૂપ નથી તેથી. પ્રતિષ્ઠા શ્રાવક કરે, સાધુને કરવી નહિ. ૪ ક્રિયા કરતી વખતે સ્થાપનાચાર્ય ખુલા રાખવા. ૫ હવઇ મ ગલ ન કહેતાં હોઇ મ ગલ કહેવુ. ૬ સાધુએ કટિસૂત્ર–કડદોરો ન બાંધવો ૭ શ્રાવકને ચરવલા રાખવા નિષેધ. ૮ શ્રાવિકાઓ ઉપર વાસક્ષેપ નાખવો નિષેધ. શ્રાવિકાને હાથમાં વાસક્ષેપ આપવો. ૯ શ્રાવકને આંબિલમાં બે કે ત્રણ દ્રવ્ય કલ્પે. ૧૦ કુમારિકા જીનપૂજા કરે, પણ તરૂણી જીનપૂજા નિષેધ. ૧૧ જીનપૂજા માટે પોતાને હાથે ફૂલ તોડવા નહિ. પણ વેચાતા લાવી પૂજા કરાય. ૧૨ અતિથિસ વિભાગ વ્રતમા ઓઢાવે વ્હોરવા જવું નહિ ઇત્યાદિ. આ ગચ્છના આચાર્યનાં નામ દેવગુપ્તસૂરિ, સિદ્ધસૂરિ, કક્કસૂરિ એના એ નામો બદલતા આવે છે.

ક્ષત્રિયોમાંથી ૩, ૪૦૦૦ જૈનશ્રાવકો બનાવી ઓશવંશની સ્થાપના કરી. ઓશવાલજાતિમાત્ર એ મહાત્મા આચાર્યની આભારી છે. દારૂ-માંસ-શિકાર-લુંટફાટ છોડાવી શુદ્ધ સમ્યકત્વ આપ્યું-મહાજનપદે સ્થાપ્યા. શાહુકાર બનાવ્યા. બાવીશ અભક્ષ્ય, બત્રીશ અનંતકાય, સપ્તવ્યસનાદિ દુષ્ટ પ્રવૃત્તિ દૂર કરાવી ઉત્તમ આચાર માર્ગ આપ્યો. તે આચાર્યની પરંપરા અવિચ્છિન્નપણે આજસુધી ચાલે છે. આ ગચ્છનું નામ ઉપકેશગચ્છ છે. માગધીભાષામાં 'ઉએશ' નામ છે. ઉએશ નગર માટે ઉએશ નામ પડયું. અથવા કેશીસ્વામીના શિષ્ય રત્નપ્રભસૂરિથી શરૂ થયો તેથી ઉપકેશ નામ થયું. ઉપકેશ ગચ્છને હમણાં કવલા અથવા કમલગચ્છ કહે છે. ચોરાશી ગચ્છથી આ પુરાણો ગચ્છ છે. હાલમાં બીકાનેર, ફલોદી, મેડતા, જેસલમીર, જોધપુર, જેપુર, દિલ્હી, લશ્કર, સાદરી, ઉદેપુર, કલકત્તા, આદિ ઘણે સ્થળે આ ગચ્છના શ્રાવકો વસે છે. તે રત્નપ્રભસૂરિજીએ પોતાની ગચ્છસામાચારી

સ્વયં નિર્મિત કરી છે. જેનાં ખાસ જાણવા લાયક કેટલાક ધારા ધોરણો આ પ્રમાણે છે.—

૧ એકાસણો પોસહ નિષેધ. ૨ ઉપધાન વહેવા નિષેધ. કેમકે મહાનિશીથ સદ્દહણારૂપ છે, પણ ક્રિયારૂપ નથી તેથી. પ્રતિષ્ઠા શ્રાવક કરે, સાધુને કરવી નહિ. ૪ ક્રિયા કરતી વખતે સ્થાપનાચાર્ય ખુલ્લા રાખવા. ૫ હવઇ મંગલં ન કહેતાં હોઇ મંગલ કહેવું. ૬ સાધુએ કટિસૂત્ર–કડદોરો ન બાંધવો. ૭ શ્રાવકને ચરવલા રાખવા નિષેધ. ૮ શ્રાવિકાઓ ઉપર વાસક્ષેપ નાંખવો નિષેધ. શ્રાવિકાને હાથમાં વાસક્ષેપ આપવો. ૯ શ્રાવકને આંબિલમાં બે કે ત્રણ દ્રવ્ય કલ્પે. ૧૦ કુમારિકા જીનપૂજા કરે, પણ તરૂણી જીનપૂજા નિષેધ. ૧૧ જીનપૂજા માટે પોતાને હાથે ફૂલ તોડવા નહિ. પણ વેચાતા લાવી પૂજા કરાય. ૧૨ અતિથિસવિભાગ વ્રતમાં બોલાવે વ્હોરવા જવું નહિ. ઇત્યાદિ. આ ગચ્છના આચાર્યનાં નામ દેવગુપ્તસૂરિ, સિદ્ધસૂરિ, કક્કસૂરિ એના એ નામો બદલતા આવે છે.

એ ગચ્છની કલ્પસૂત્રટીકા છે. તેમાં લખ્યું છે કે–સુધર્માસ્વામી, જંબૂસ્વામી, પ્રભવસ્વામી, સિજ્જંભવસૂરિ એ ચાર સૂરિનાં ચોરાસી સ્થવિર થયા. તેમાંથી ૮૪ શાખા, ૪૫ ગણ, આઠ કુલ થયા. ૮૪ શાખાને આજે ૮૪ ગચ્છ માનીને ખાલી વિક્ષેપ પેદા કરાય છે તે ઠીક નહિ. શાખા કે ગચ્છ એ નામ ખાસ આચાર્ય સ્થાપી શકે. નામનિર્માણ આચાર્ય–અનુસરી હોય છે, પણ ગૃહસ્થલોક નામ નિર્માણ કેમ કરી શકે ? કોઇ રાજાએ તપાબિરૂદ આપ્યો. કોઇ રાજાએ ખરતર બિરૂદ આપ્યો. અને કોઇએ કંઇ બીજું કહ્યું તેથી ગચ્છસ્થાપના કેમ થાય ?

अयं निजः परो वेत्ति, गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु, वसुधैव कुटुंबकम् ॥ १ ॥

શ્રીપાર્શ્વનાથથી માંડીને આજસુધીમાં જે પટ્ટાવલી 'કવલા' ગચ્છના નામથી ચાલી આવી છે તે નીચે પ્રમાણે—

૧ શ્રીપાર્શ્વનાથ સ્વામી.
૨ શ્રીશુભદત્ત ગણધર.
૩ શ્રીહરિદત્તજી.
૪ શ્રીઆર્યસમુદ્ર.
૫ શ્રીસ્વયપ્રભસૂરિ.
૬ શ્રીકેશીસ્વામી. પ્રદેશી નૃપપ્રતિબોધક
૭ શ્રીરત્નપ્રભસૂરિ. ઉપકેશ વંશસ્થાપક વીરાત્ ૭૦ વર્ષે.
૮ શ્રી યક્ષદેવસૂરિ.
૯ શ્રી કક્કસૂરિ,
૧૦ શ્રીદેવગુપ્તસૂરિ.
૧૧ શ્રીસિદ્ધસૂરિ,
૧૨ શ્રીરત્નપ્રભસૂરિ.
૧૩ શ્રીયક્ષદેવસૂરિ.
૧૪ શ્રીકક્કસૂરિ.
૧૫ શ્રીદેવગુપ્તસૂરિ.
૧૬ શ્રીસિદ્ધસૂરિ.
૧૭ શ્રીરત્નપ્રભસૂરિ.
૧૮ શ્રીયક્ષદેવસૂરિ. વીરાત્ ૫૮૫ બારાંવષી કાલ.
૧૯ શ્રી કક્કસૂરિ.
૨૦ શ્રીદેવગુપ્તસૂરિ.
૨૧ શ્રીસિદ્ધસૂરિ.
૨૨ શ્રીરત્નપ્રભસૂરિ.
૨૩ શ્રીયક્ષદેવસૂરિ.
૨૪ શ્રીકક્કસૂરિ.
૨૫ શ્રીદેવગુપ્તસૂરિ.
૨૬ શ્રીસિદ્ધસૂરિ.
૨૭ શ્રીરત્નપ્રભસૂરિ.
૨૮ શ્રીયક્ષદેવસૂરિ.
૨૯ શ્રીકક્કસૂરિ.
૩૦ શ્રીદેવગુપ્તસૂરિ.

૩૧ શ્રીસિદ્ધસૂરિ.
૩૨ શ્રીરત્નપ્રભસૂરિ.
૩૩ શ્રીયક્ષદેવસૂરિ.
૩૪ શ્રીકકુદાચાર્ય.
૩૫ શ્રીદેવગુપ્તસૂરિ.
૩૬ શ્રીસિદ્ધસૂરિ.
૩૭ શ્રીકક્કસૂરિ.
૩૮ શ્રીદેવગુપ્તસૂરિ.
૩૯ શ્રીસિદ્ધસૂરિ.
૪૦ શ્રીકક્કસૂરિ.
૪૧ શ્રીદેવગુપ્તસૂરિ. વિક્રમાત્ ૯૯૫.
૪૨ શ્રીસિદ્ધસૂરિ.
૪૩ શ્રીકક્કસૂરિ. પંચપ્રમાણ ગ્રંથકર્તા.
૪૪ શ્રીદેવગુપ્તસૂરિ. નવપાદ પ્રકરણ કર્તા. વિક્રમાત્ ૧૦૭૨
૪૫ શ્રીસિદ્ધસૂરિ.
૪૬ શ્રીકક્કસૂરિ.
૪૭ શ્રીદેવગુપ્તસૂરિ.
૪૮ શ્રીસિદ્ધસૂરિ.
૪૯ શ્રીકક્કસૂરિ.
૫૦ શ્રીદેવગુપ્તસૂરિ. વિક્રમાત્ ૧૧૦૫
૫૧ શ્રીસિદ્ધસૂરિ.
૫૨ શ્રીકક્કસૂરિ. વિક્રમાત્ ૧૧૫૪ ક્રિયાહિન સાધુઓને તેઓએ હેમાચાર્યના કથનથી ગચ્છ બહાર કાઢ્યા.
૫૩ શ્રીદેવગુપ્તસૂરિ.
૫૪ શ્રીસિદ્ધસૂરિ.
૫૫ શ્રીકક્કસૂરિ. વિક્રમાત્ ૧૨૫૨.

૫૬ શ્રીદેવગુપ્તસૂરિ.
૫૭ શ્રીસિદ્ધસૂરિ.
૫૮ શ્રીકક્કસૂરિ.
૫૯ શ્રીદેવગુપ્તસૂરિ.
૬૦ શ્રીસિદ્ધસૂરિ.
૬૧ શ્રીકક્કસૂરિ.
૬૨ શ્રીદેવગુપ્તસૂરિ.
૬૩ શ્રીસિદ્ધસૂરિ.
૬૪ શ્રીકક્કસૂરિ.
૬૫ શ્રીદેવગુપ્તસૂરિ.
૬૬ શ્રીસિદ્ધસૂરિ. વિક્રમાત્ ૧૩૩૦
૬૭ શ્રીકક્કસૂરિ. ગચ્છ પ્રણાયગ્રન્થકર્તા, વિ ૧૩૭૧
૬૮ શ્રીદેવગુપ્તસૂરિ.
૬૯ શ્રીસિદ્ધસૂરિ, વિક્રમાત્ ૧૪૭૫
૭૦ શ્રીકક્કસૂરિ. વિ. ૧૪૯૮
૭૧ શ્રીદેવગુપ્તસૂરિ. વિ. ૧૫૨૮, આ વખતે લુંપકમત નીકળ્યો.
૭૨ શ્રીસિદ્ધસૂરિ વિ.૧૫૬૫
૭૩ શ્રીકક્કસૂરિ. વિ. ૧૫૯૫
૭૪ શ્રીદેવગુપ્તસૂરિ. વિ. ૧૬૩૧.
૭૫ શ્રીસિદ્ધસૂરિ.વિ.૧૬૫૫
૭૬ શ્રીકક્કસૂરિ વિ.૧૬૮૯
૭૭ શ્રીદેવગુપ્તસૂરિ. વિ. ૧૭૨૭.
૭૮ શ્રીસિદ્ધસૂરિ. વિ.૧૭૬૭
૭૯ શ્રીકક્કસૂરિ. વિ. ૧૭૮૭
૮૦ શ્રીદેવગુપ્તસૂરિ. વિ. ૧૮૦૭.
૮૧ શ્રીસિદ્ધસૂરિ વિ.૧૮૪૭

૮૨ શ્રીકક્કસૂરિ. વિ. ૧૮૯૧ ૮૪ શ્રીસિદ્ધસૂરિ.
૮૩ શ્રીદેવગુપ્તસૂરિ.

છઠ્ઠી પાટ ઉપર જે કેશીસ્વામી થયા તે આચાર્ય, ૨૪ મા તીર્થંકર શ્રીમહાવીરસ્વામીની શાસનપ્રવૃત્તિ થયા પછી શ્રીવીરના શાસનમાં ગણાય છે. તેઓની પ્રવૃત્તિ–ક્રિયાકલાપાદિ સર્વ મહાવીરસ્વામીના શાસનના સાધુઓ સરખી, પરંતુ 'શ્રીપાર્શ્વનાથસંતાનીય' કહેવામાં આવે છે.

સાતમી પાટ ઉપર જે રત્નપ્રભસૂરિ થયા, તે ઘણા પ્રભાવિક થયા છે. તેઓએ પોતાના પ્રતિબોધાદિ દ્વારા સવાલક્ષ ૧૨૫૦૦૦ જૈની બનાવ્યા, અને ઉપકેશ ( ઓસવાલ ) વંશની સ્થાપના કરી. તથા તેઓનાં પ્રતિષ્ઠિત બે દેરાસરો મહાવીરસ્વામીનાં હજુ વિદ્યમાન છે એક જોધપુરની પાસે ઓસા નગરીમાં, અને બીજું કોરંટનગરમાં કે જે એરણપુરની પાસે છે. આ આચાર્યશ્રી શ્રીમહાવીરસ્વામીની પછી ૭૦ વર્ષે થયા છે.

રત્નાકર ગચ્છઃ—

આ ગચ્છ કયા વર્ષમાં અને કયા કારણથી ઉદ્ભવ્યો તેની માહિતી હજુ પ્રાપ્ત થઇ નથી. આ ગચ્છમાં થએલ જીનતિલકસૂરિજીએ પ્રાચીન ગુજરાતી ભાષામાં 'ચૈત્યપરિપાટિ' નામનુ ૩૭ સાડત્રીશ ગાથાનુ સ્તવન બનાવેલ છે અને તેમાં પોતાને તે ગચ્છના જણાવે છે. અને પોતાના ગુરૂનુ 'હેમચદ્રસૂરિ' નામ લખ્યું છે. આ સ્તવન 'આત્માનંદ પ્રકાશ' માસિકમાં સાક્ષર મુનિ જીનવિજયજીએ હાલમા પ્રસિદ્ધ કર્યુ છે.

તપાગચ્છની પટ્ટાવલી—

૧ શ્રીમહાવીર વર્ધમાન અરિહંત. તેઓના ૧૧ ગણધર અને નવ ૯ ગચ્છ આવશ્યાકાદિમાં કહ્યા છે.

૨ શ્રીસુધર્માસ્વામી. પાંચમા ગણધર અગ્નિવૈશાયનગોત્રી, શ્રીવીરાત્ ૨૦ વર્ષે મોક્ષ આવશ્યકાદી.

૩ શ્રીજંબૂસ્વામી. શ્રીવીરાત્ ૬૪ વર્ષે નિર્વાણ. આવશ્યક–પરિશિષ્ટ–પર્વ–આદિ ગ્રંથોમાં.

૪ શ્રીપ્રભવસ્વામી. શ્રીવીરાત્ ૭૫ વર્ષે સ્વર્ગ. પરિશિષ્ટપર્વ—આદિમા.

૫ શ્રીશય્યભવસૂરિ. શ્રીવીરાત્ ૯૮ વર્ષે સ્વર્ગ. એમણે મનક નામના લઘુ શિષ્યને વાસ્તે 'શ્રીદશવૈકાલિક' નામે સૂત્ર પૂર્વોમાંથી ઉદ્ધાર કરીને બનાવ્યુ. આ કથન શ્રીદશવૈકાલિક, પરિશિષ્ટપર્વ આદિ ગ્રંથોમા છે.

૬ શ્રીયશોભદ્રસૂરિ. શ્રીવીરાત્ ૧૪૮ વર્ષે સ્વર્ગ. પરિશિષ્ટપર્વ આદિમાં કહ્યુ છે.

૭ શ્રીસંભૂતિવિજયસૂરિ તથા શ્રીભદ્રબાહુસૂરિ. શ્રીભદ્રબાહુસ્વામી. શ્રીવીરાત્ ૧૭૦ વર્ષે સ્વર્ગ

તેઓએ ત્રણ છેદગ્રંથનો ઉદ્ધાર કર્યો. તથા દશ નિર્યુક્તિઓ, ભદ્રબાહુસંહિતા, ઉપસર્ગહર સ્તોત્રાદિ પૂર્વોમાથી બનાવ્યાં. તેવું કથન આવશ્યકસૂત્ર, પરિશિષ્ટપર્વ વગેરે ગ્રંથોમાં છે

અ. શ્રીસંભૂતિવિજયસૂરિના બાર સ્થવિરો. તેમાં પ્રથમ ૧ નંદનભદ્ર, ૨ સ્થવિર ઉપનંદ, ૩ સ્થવિર તીશભદ્ર, ૪ સ્થવિર યશોભદ્ર, ૫ સ્થવિર ગણિ-

ભદ્ર, ૬ સ્થવિર પૂર્ણભદ્ર, ૮ સ્થવિર સ્થૂલભદ્ર. ૯ સ્થવિર ઋજુમતિ, ૧૦ સ્થવિર જંબૂ, ૧૧ સ્થવિર દીર્ઘભદ્ર, ૧૨ સ્થવિર પાંડુભદ્ર. સ્થવિર નામ આચાર્ય-પદ્વીનું છે. વાસ્તે સ્થવિર કહેવાથી આચાર્ય જાણવા.

વ. શ્રીભદ્રબાહુસ્વામીના પ્રથમ શિષ્ય ૧ સ્થવિર ગોદાસ, તેનાથી 'ગોદાસ' નામે ગચ્છ નીકળ્યો અને ગોદાસ ગચ્છની ચાર શાખા થઇ. ૧ તામ્રલિપ્તિશાખા, ૨ કોટિવર્ષિકા, ૩ પાંડવર્ધનિકા, ૪ મૌરદાસી ખર્પટિકા. ભદ્રબાહુસ્વામીના બીજા શિષ્ય ૨ સ્થવિર અગ્નિદત્ત, ત્રીજા સ્થવિર યજ્ઞદત્ત અને ૪ સ્થવિર સોમદત્ત.

૮ શ્રીસ્થૂલભદ્રસ્વામી. શ્રીવીરાત્ ૨૫૧ વર્ષે સ્વર્ગ. તેઓના સમયમાં પ્રથમ–બાર વર્ષનો દુકાલ પડ્યો. શ્રીસુધર્માસ્વામીથી લઇને શ્રીસ્થૂલભદ્રસ્વામી સુધી આચાર્યસ્થવિર, ચૌદ ૧૪ પૂર્વનો પાઠ હતો. શ્રીસ્થૂલભદ્રસ્વામી પછી પાછળના ચાર પૂર્વ, પ્રથમ વજ્રઋષભસંહનન અને પ્રથમ સમચતુરસ્ર સંસ્થાન. આટલાં વ્યવચ્છેદ થયાં. તેઓના સમયમાં નવમા નંદનું

રાજ્ય હતું અને તેઓના સમયમાંજ પાણિનીયસૂત્ર કર્ત્તા પાણિનિજી, વાર્ત્તિકના કર્ત્તા વરરૂચિકાત્યાયન, અને વ્યાડિ એ ત્રણ પંડિત-(બ્રાહ્મણ)થયા. પાણિનિએ ઈંદ્ર, ચાંદ્ર, જૈનેન્દ્ર, શાકટાયન આદિ વ્યાકરણોની છાયા લઈને પાણિનિસૂત્ર-અષ્ટાધ્યાયીરૂપ બનાવ્યું. પછી પતંજલિએ ચંદ્રગુપ્ત રાજાના રાજ્યમાં પાણિનિસૂત્ર ઉપર ભાષ્ય રચ્યું. આવું કથન પરિશિષ્ટપર્વ-કૌમુદી સરલા ટીકા, કથાસરિત્સાગર, આવશ્યકસૂત્ર, અને ઈતિહાસતિમિરનાશક આદિમાં છે.

૯ શ્રીઆર્યમહાગિરિ અને શ્રીઆર્યસુહસ્તિ આચાર્ય. આર્યમહાગિરિ શ્રીવીરાત્ ૨૪૯ વર્ષે સ્વર્ગ. તેઓના શિષ્ય બહુલ અને બલિસ્સહ બલિસ્સહના શિષ્ય તત્ત્વાર્થસૂત્રાદિ ૫૦૦ ગ્રંથના કર્ત્તા શ્રીઉમાસ્વાતિવાચક. તેના શિષ્ય શ્રીપ્રજ્ઞાપના (પન્નવણા) સૂત્ર-કર્ત્તા શ્રીશ્યામાચાર્ય. શ્રીઆર્યસુહસ્તિસૂરિ. શ્રીવીરાત્ ૨૯૧ વર્ષે સ્વર્ગ. શ્રીઆર્યસુહસ્તિના સમયમાં 'સંપ્રતિ' નામના જૈનધર્મી રાજા થયા. તેણે સવાલક્ષ ૧૨૫૦૦૦

જિનમંદિર બનાવરાવ્યાં. જેમાં નવાણું હજાર ૯૯૦૦૦ જીર્ણ જિનદેરાસરોનો ઉદ્ધાર કરાવ્યો અને છવીશ હજાર ૨૬૦૦૦ નવીન જિનમંદિર બનાવ્યાં. તથા સોના–ચાંદી–પિત્તલ–પાષાણુ પ્રમુખની સવા કરોડ ૧૨૫૦૦૦૦૦ જિનપ્રતિમા બનાવરાવી. સાતસો ૭૦૦ દાનશાલા બનાવરાવી. આવું કથન પરિશિષ્ટ–પર્વ આદિમાં છે.

અ. આર્યમહાગિરિના મુખ્ય આઠ શિષ્ય. તેનાં નામ—૧ સ્થવિર ઉત્તર. સ્થવિર બહુલ. અને બલિસ્સહ, બલિસ્સહથી ઉત્તરબલિસ્સહ ગચ્છ અને તે ગચ્છની ચાર શાખાઓ નીકળી તેનાં નામ—૧ કૌશાંબિકા, ૨ સપ્તવર્તિકા, ૩ કોટંબાની, અને ૪ ચંદ્ર-નાગરી. ૩ સ્થવિર ધનાર્ધ, ૪ સ્થવિર–શ્રીઋદ્ધ, ૫ સ્થવિર–કૌડિન્ય, ૬ સ્થાવિર–નાગ, ૭ સ્થવિર–નાગમિત્ર, ૮ સ્થવિર–ષટ્ઉલુક રોહગુપ્ત. આ રોહગુપ્તે દ્રવ્ય–ગુણાદિ છ પદાર્થ માનનાર વૈશેષિક મત સ્થાપ્યો, તેવું કથન શ્રીઆવશ્યકસૂત્ર, કલ્પસૂત્ર,

ઉત્તરાધ્યયનસૂત્ર, સમ્યક્ત્વસપ્તતિકા આદિ ગ્રંથોમાં છે.

વ. શ્રીઆર્યસુહસ્તિના મુખ્ય શિષ્ય બાર સ્થવિર થયા. ૧ આર્યરોહણ સ્થવિર. તેઓથી ઉદ્દેહગચ્છ નિકળ્યો. ઉદ્દેહગચ્છની ચાર ૪ શાખાઓ નીકળી, અને છ કુળ થયાં. શાખાઓનાં નામ ૧ ઉદંબરિધિયાશાખા, ૨ માસપૂરિકા, ૩ મતિપત્રિકા, અને ૪ પન્નપત્તિયા. હવે કુલોનાં નામ ૧ નાગભૂત કુલ, ૨ સોમભૂત, ૩ ઉલ્લગચ્છ, ૪ હસ્તલિહ, ૫ નંદિજ્જિમ, અને ૬ પરિહાસ કુલ.

૨ સ્થવિર ભદ્રયશ. તેનાથી ઋતુવાટિકાગચ્છ. તેની ચાર શાખાઓ અને ત્રણ કુલ. શાખાઓનાં નામ ૧ ચપિન્જિયા શાખા, ૨ ભદ્દિજિયા, ૩ કાકંદિયા અને ૪ મેહલિજ્જિયા. કુલોનાં નામ-૧ ભદ્દજસિય, ૨ ભદ્દગુત્તિય, ૩ યશભદ્ર.

૩ સ્થવિર મેઘગણિ, ૪ સ્થવિર કામર્ધિ. તેનાથી વેષવાટિકાગચ્છ, તેની ચાર શાખા અને ચાર કુલ. ચાર શાખાઓનાં નામ. ૧ શ્રાવસ્તિયા શાખા,

૨ રજ્જપાલિયા, ૩ અંતરિજ્જિયા અને ૪ ખેમલિજ્જિયા. કુલોનાં નામ ૧ ગણિયં, ૨ મહિયં, ૩ કામટ્ઠિયં, ૪ ઇંદપુરગં.

૫ સ્થવિર સુસ્થિત, અને ૬ સ્થવિર સુપ્રતિબુદ્ધ. એ બંનેથી કોટિકગચ્છ નીકળ્યો. તેની ચાર શાખા અને ચાર કુલ થયાં. શાખાઓનાં નામ ૧ ઉચ્ચનાગરિ શાખા, ૨ વિદ્યાધરી, ૩ વયરીય અને ૪ મજ્જિમિલા. કુલોનાં નામ ૧ બંભલિજ્જ, ૨ વત્થલિજ્જ, ૩ વાણિજ્જ, અને ૪ પણ્હવાહણ.

૭ સ્થવિર રક્ષિત, ૮ સ્થવિર રોહગુપ્ત, ૯ સ્થવિર ઋષિગુપ્ત. તેનાથી **માણવગચ્છ**, તેની ચાર શાખા અને ત્રણ કુલ. શાખાઓનાં નામ ૧ કાસવજ્જિયા, ૨ ગોયમજ્જિયા, ૩ વાસટ્ઠિયા અને ૪ સોરટ્ઠિયા. કુલોનાં નામ ૧ ઋષિગુપ્ત, ૨ ઋષિદત્તક, અને ૩ અભિજયંત.

૧૦ સ્થવિર શ્રીગુપ્ત. તેનાથી **ચારણગચ્છ**, તેની ચાર ૪ શાખા, અને ૭ કુલ. શાખાઓનાં નામ

૧ હારીયમા લાગારી, ૨ સંકાસિયા, ૩ ગવેધુઆ અને ૪ વિજ્જનાગરી. કુલોનાં નામ ૧ વચ્છલિજ્જ, ૨ પીઇધમ્મીય, ૩ હાલિજ્જ, ૪ પુષ્ફમિત્તિજ્જ, ૫ માલિજ્જ, ૬ અજ્જવેડીય અને ૭ કણ્હસહ ॥ ૧૧ સ્થવિર બ્રહ્મગણિ, ૧૨ સ્થવિર સોમગણિ કલ્પસૂત્રાદૌ ૧૦ શ્રીસુસ્થિતસૂરિ તથા શ્રીસુપ્રતિબુદ્ધસૂરિ અહીંથી નિગ્રંથગચ્છનુ બીજુ નામ કૌટિકગચ્છ થયુ.

અ. શ્રીસુસ્થિત, સુપ્રતિબુદ્ધના પાંચ સ્થવિર થયા ૧ સ્થવિર ઇંદ્રદિન્ન, ૨ સ્થવિર પ્રિય ગ્રંથ, તેનાથી માધ્યમિકા શાખા નીકળી. ૩ સ્થવિર વિદ્યાધર ગોપાલ. તેનાથી વિદ્યાધરી શાખા નીકળી. ૪ સ્થવિર ઋષિદત્ત, ૫ સ્થવિર અરિહદત્ત.

વ. શ્રીસુસ્થિત, સુપ્રતિબુદ્ધના સમયમાં પન્નવણાસૂત્રકર્ત્તા શ્રીશ્યામાચાર્ય થયા. તેઓનુ શ્રીવીરાત્ ૩૭૬ વર્ષે સ્વર્ગ. કલ્પસૂત્ર-પટ્ટાવલ્યાદૌ.

૧૧ શ્રીઆર્યઇંદ્રદિન્નસૂરિ. કલ્પસૂત્ર-પટ્ટાવલ્યાદૌ. ૧૨ શ્રીઆર્યદિન્નસૂરિ. કલ્પસૂત્ર-પટ્ટાવલ્યાદૌ

૧૩ શ્રીઆર્યસિંહગિરિ. તેમના શિષ્ય ૧ સ્થવિર ધનગિરિ, ૨ સ્થવિર આર્યવજ્રસ્વામી તેઓથી વયરી શાખા નીકળી ૩ સ્થવિર આર્યસમિત, તેનાથી બ્રહ્મદીપિકા શાખા નીકળી. ૪ સ્થવિર અરિહદિન્ન ૫ સ્થવિર આર્યશાંતિશ્રેણિક. તેનાથી ઉચ્ચનાગરી શાખા નીકળી આર્યશાંતિશ્રેણિકના ચાર શિષ્ય ૧ સ્થવિર આર્યશ્રેણિક તેનાથી આર્યશ્રેણિક શાખા નીકળી ૨ સ્થવિર આર્યતાપસ તેનાથી આર્યતાપસી શાખા, ૩ સ્થવિર આર્યકુબેર. તેનાથી આર્યકુબેરી શાખા. ૪ સ્થવિર આર્યઋષિપાલિત તેનાથી આર્યઋષિપાલિત શાખા કલ્પસૂત્ર-પટ્ટાવલ્યાદૌ.

શ્રીવીરાત ૪૫૩ વર્ષે ગર્દભિલ્લરાજાના ઉચ્છેદક બીજા કાલિકાચાર્ય શ્રીવીરાત્ ૪૫૩ વર્ષે ભૃગુકચ્છ ( ભરૂચ )માં વિદ્યાચક્રવર્ત્તિ શ્રીઆર્યખપુટાચાર્ય શ્રીવીરાત્ ૪૬૪-૪૬૭ વર્ષે આર્યમંગુ આચાર્ય, વૃદ્ધવાદી, પાદલિપ્તસૂરિ, તથા વિક્રમાદિત્યપ્રતિબોધક શ્રીસિદ્ધસેનદિવાકરસૂરિ શ્રીવીરાત્ ૪૭૦ વર્ષે

વિક્રમાદિત્ય. આ વૃત્તાન્ત પ્રબન્ધચિન્તામણિ, આવશ્યકસૂત્ર, આચારપ્રદીપઆદિ ગ્રંથોમાં છે.

૧૪ શ્રીવજ્રસ્વામી શ્રીવીરાત્ ૫૮૪ વર્ષે સ્વર્ગ. તેઓના સમયમાં દસમુ પૂર્વ, ચોથુ સહનન, અને ચોથુ સસ્થાન એ વ્યવચ્છેદ થયાં. તથા તેઓના સમયમાં બીજો બારવર્ષી દુકાલ પડયો. તેઓનું વૃત્તાન્ત આવશ્યકસૂત્ર, પ્રભાવક ચરિત્ર, પરિશિષ્ટપર્વ, કલ્પસૂત્ર આદિ ગ્રંથોમા છે.

અ. શ્રીવજ્રસ્વામીના શિષ્ય ૧ સ્થવિર વજ્રસેનસૂરિ જેઓથી નાગલીશાખા નીકળી. તેમના બીજા ૨ શિષ્ય આર્યપદ્મસ્થવિર તેઓથી આર્યપદ્મશાખા નીકળી. ૩ સ્થવિર આર્યરથ. તેઓથી આર્યજયંત નામે શાખા નીકળી. ૧ શ્રીઆર્યરથ, તેના શિષ્ય ૨ આર્યપુષ્યગિરિ, તત્પટ્ટે ૩ આર્યફલ્ગુમિત્ર, ૪ આર્યધનગિરિ, ૫ આર્યશિવભૂતિ, ૬ આર્યભદ્ર, ૭ આર્યનક્ષત્ર, ૮ આર્યરક્ષ, ૯ આર્યનાગ. ૧૦ આર્યજેહિલ, ૧૧ આર્યવિષ્ણુ, ૧૨ સ્થવિર આર્યકાલક, ૧૩ સ્થ-

વિર આર્યસંપલીય તથા આર્યભદ્ર, ૧૪ આર્યવૃદ્ધ, ૧૫ આર્યસંઘપાલિત, ૧૬ આર્યહસ્તિ, ૧૭ આર્યધર્મ, ૧૮ આર્યસિંહ, ૧૯ આર્યધર્મ, ૨૦ આર્યસિંહ, ૨૧ આર્યજબૂ, ૨૨ આર્યનદિક, ૨૩ આર્યદેસીગણિ, ૨૪ આર્યસ્થિરગુપ્તક્ષમાશ્રમણ, ૨૫ સ્થવિર કુમારધર્મ, ૨૬ સ્થવિર દેવર્ધિગણિક્ષમાશ્રમણ. આ પટ્ટાવલી વલ્લભીવાચનાના કલ્પસૂત્રને અનુસારે છે. શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણજીએ શ્રીવીરાત્ ૯૮૦ વર્ષ પછી એક કરોડ પુસ્તક તાડપત્ર ઉપર લખાવ્યાં. અહીંથી પુસ્તકો લેખારૂઢ થયાં.

• આ કથન શ્રીઆવશ્યકસૂત્ર, કલ્પસૂત્ર, પ્રભાવકચરિત્ર, આત્મપ્રબોધાદિ ગ્રંથોમાં છે.

ચં. માથુરી વાચના થવાથી શ્રીનંદીસૂત્રમાં આવી રીતે શ્રીદેવર્ધિગણિક્ષમાશ્રમણવાળી પટ્ટાવલી લખી છે.

૧ શ્રીસુધર્માસ્વામી. ૨ શ્રીજબૂસ્વામી. ૩ શ્રીપ્રભવસ્વામી. ૪ શ્રીશય્યંભવસ્વામી. ૫ શ્રીયશોભદ્રસ્વામી. ૬ શ્રીસભૂતિવિજય, તથા ભદ્રબાહુસ્વામી.

૭ શ્રીસ્થૂલભદ્રસ્વામી. ૮ શ્રીઆર્યમહાગિરિ, તથા આર્યસુહસ્તિસૂરિ. ૯ શ્રીબહુલ, અને બલિસ્સહ. ૧૦ શ્રીસ્વાતિસૂરિ. ૧૧ શ્રીશ્યામાચાર્ય. ૧૨ શ્રીશાંડિલાચાર્ય. ૧૩ શ્રીજીતધર. ૧૪ શ્રીઆર્યસમુદ્ર, ૧૫ શ્રીઆર્યમંગુ. ૧૬ શ્રીઆર્યનંદીલક્ષણ. ૧૭ શ્રીઆર્યનાગહસ્તિ. ૧૮ શ્રીરેવતીનક્ષત્ર ૧૯ શ્રીસિંહાચાર્ય. ૨૦ શ્રીસ્કંદિલાચાર્ય. ૨૧ શ્રીહેમવત. ૨૨ શ્રીનાગાર્જુન. ૨૩ શ્રીગોવિંદવાચક. ૨૪ શ્રીભૂતદિન્ન. ૨૫ શ્રીલોહિતાચાર્ય. ૨૬ શ્રીદૂષ્યગણિ. ૨૭ શ્રીદેવર્દ્ધિગણિક્ષમાશ્રમણ.

૨૦ વીશમી પાટ ઉપર જે સ્કંદિલાચાર્ય. લખ્યા છે, તે કોઈ કોઈ પટ્ટાવલીમાં ચોવીશમી પાટ ઉપર લખેલ છે. કારણકે તે પટ્ટાવલી લખનારે શ્રીમહાવીરસ્વામીથી પટ્ટાવલી લખવી શરૂ કરી છે, અને ૧ શ્રીભદ્રબાહુસ્વામી. ૨ શ્રીઆર્યસુહસ્તિસૂરિ અને ૩ શ્રીબલિસ્સહસૂરિ. એ ત્રણે આચાર્યોને જુદી જુદી

૨૩ ત્રેવીશમી પાટ ઉપર જે શ્રીગોવિંદવાચક લખ્યા છે, તે કોઇ કોઇ સ્થાને લખવામાં આવેલ નથી.

૧૫ શ્રીવજ્રસેનસૂરિ શ્રીવીરાત્ ૬૨૦ વર્ષે સ્વર્ગ. તેઓના સમયમાં ત્રીજો બારવર્ષી કાલ પડયો, કે જે શ્રીવજ્રસ્વામીના અંત સમયમા વિદ્યમાન હતો. અ. શ્રીવીરાત્ ૫૪૮ વર્ષે. શ્રીગુપ્તાચાર્ય. ત્રૈરાશિકના જીતવાવાલા થયા.

શ્રીવીરાત્ ૫૫૩ ભદ્રગુપ્તાચાર્ય. શ્રીવીરાત્ ૫૨૫ શ્રીશત્રુંજયતીર્થોચ્છેદ. શ્રીવીરાત્ ૫૭૦ જાવડશાહે શત્રુંજયતીર્થનો ઉદ્ધાર કર્યો. શ્રીવીરાત્ ૫૯૭ શ્રીઆર્યરક્ષિતસૂરિ. શ્રીવીરાત્ ૬૧૬ છસોસોલમા દુર્ગલિકા પુષ્પાચાર્ય. શ્રીવીરાત્ ૫૯૫ વર્ષે કોરંટન નગરમાં, તથા સત્યપુરમાં નાહડમંત્રીના બનાવેલા જીનમંદિરમાં શ્રીજજ્જકસૂરિએ શ્રીમહાવીરસ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી, તેમ પટ્ટાવલી આદિ ગ્રંથોમાં કહ્યું છે.

વ. શ્રીવજ્રસેનસૂરિના ચાર શિષ્ય થયા. ૧ શ્રીચંદ્રસૂરિ. તેનાથી ચંદ્રકુલ નીકળ્યું. ૨ શ્રીનાગેન્દ્રસૂરિ

તેનાથી નાગેન્દ્રકુલ નીકળ્યુ. ૩ શ્રીનિવૃત્તસૂરિ તેનાથી નિવૃત્તકુલ નીકળ્યુ. આ નિવૃત્તકુલમાં વિક્રમાત્ ૭૭૨ વર્ષે શ્રીઆચારાગ, સૂત્રકૃતાંગ-સૂત્રોની વૃત્તિકર્ત્તા શ્રીશીલાંગાચાર્ય. તથા વિક્રમાત્ ૧૧૨૦ વર્ષે ઓઘનિર્યુક્તિવૃત્તિ કર્ત્તા શ્રીદ્રોણાચાર્ય થયા. (૪) વિદ્યાધરસૂરિ. તેનાથી વિદ્યાધરકુલ નીકળ્યું. આ કુળમાં વિક્રમાત્ ૫૮૫ વર્ષે શ્રીહરિભદ્રસૂરિ ૧૪૪૪ ગ્રંથકર્ત્તા. આવું કથન કલ્પસૂત્ર, પટ્ટાવલી આદિ ગ્રંથોમાં છે.

૧૬ શ્રીચંદ્રસૂરિ. તેઓથી નિર્ગ્રંથગચ્છનું ત્રીજું નામ ચંદ્રગચ્છ પડયું. પટ્ટાવલ્યાદૌ.

अ. શ્રીવીરાત્ ૬૦૯ વર્ષે કૃષ્ણસૂરિના શિષ્ય શિવભૂતિ-સહસ્રમલ્લે દિગંબર-મત કાઢયો. તેમનું વિશેષ વર્ણન શ્રીવિશેષાવશ્યકસૂત્ર આદિ ગ્રંથોમાં છે. તે શિવભૂતિ-સહસ્રમલ્લના શિષ્ય બે થયા. ૧ કોડિન, અને કોટ્ટવીર. પછી ૧ ધરસેન, ૨ ભૂતિબલી, ૩ પુષ્પદંત થયા. શ્રીવીરાત્ ૬૮૩ વર્ષ પછી ભૂતિબલી અને પુષ્પદંતે જ્યેષ્ઠ, શુદિ ૫ ને દિવસે શાસ્ત્ર બનાવ-

વાનો પ્રારંભ કર્યો. ૭૦૦૦૦ શ્લોક પ્રમાણુ ધવલ, ૬૦૦૦૦ શ્લોક પ્રમાણુ જયધવલ, અને ૪૦૦૦૦ શ્લોક પ્રમાણુ મહાધવલ. આ ત્રણે ગ્રંથો હજુ પણ કર્ણાટકદેશમાં વિદ્યમાન છે, એવું સંભળાય છે. તે ગ્રંથોમાંથી નેમિચંદ્રે ચામુંડ રાજાને ભણવા સારૂ 'ગોમટસાર' ની રચના કરી. ધવલ, જયધવલ, મહાધવલ એ ત્રણ પહેલાં કોઈ શાસ્ત્ર દિગંબરોએ કર્યું નથી. પછી દિગંબરોમાં ચાર શાખા થઈ. ૧ નંદી, ૨ સેન, ૩ દેવ, અને ૪ સિંહ. પછી ચાર સંઘ થયા. ૧ કાષ્ઠાસંઘ, ૨ મૂલસંઘ, ૩ માથુરસંઘ અને ૪ ગોપ્યસંઘ. પછી વીશપંથી, તેરાપંથી, ગુમાનપંથી, તોતાપંથી આદિ ફાંટા પડ્યા. તોતાપંથી મંદિરમાં પ્રતિમાને બદલે પુસ્તકો પૂજે છે. પ્રથમ તો શિવભૂતિએ નગ્નપંથ કાઢયો, પછી સ્ત્રીને મોક્ષ નહીં, કેવલીને કવલાહાર નહીં. ઇત્યાદિ કરતાં કરતાં ૮૪ વાતોનો ફેર કહેવા લાગ્યા. તેનું ખંડન ઘણા વિસ્તારથી સ્યાદ્વાદરત્નાકરાવતારિકા, વાદિવેતાલ શાન્તિસૂરિકૃત ઉત્તરાધ્યયન

બૃહદ્‌વૃત્તિ આદિ ગ્રંથોમાં છે. હાલમાં તેરાપંથીઓએ આણીજ કપોલ-કલ્પના ઉભી કરી છે, કે જે દિગંબર મતના પ્રાચીન ગ્રંથોને મેળવવાથી માલૂમ પડે છે.

૧૭ શ્રીસામંતભદ્રસૂરિ. આ આચાર્ય પ્રાયઃ વનમાં જ રહેતા હતા. જેથી લોકોએ 'વનવાસી' ગચ્છનું નામ રાખ્યું. ત્યારપછી નિર્ગ્રંથગચ્છનું ચોથું 'વનવાસી ગચ્છ' એ નામ થયુ.

૧૮ શ્રીવૃદ્ધદેવસૂરિ. શ્રીવીરાત્ ૬૯૬ વર્ષે. ૧૯ શ્રીપ્રદ્યોતનસૂરિ ૨૦ શ્રીમાનદેવસૂરિ. લઘુશાંતિકર્ત્તા. આ આચાર્યે તક્ષશિલા નગરીના સંઘને મરકી શાંત થવા સારૂ નડોલનગરથી લઘુશાંતિસ્તોત્ર રચી મોકલ્યું. ૨૧ શ્રીમાનતુંગસૂરિ. ભક્તામરાદિસ્તવકર્ત્તા. તથા વૃદ્ધભોજાદિ રાજાના પ્રતિબોધક. ૨૨ શ્રીવીરાચાર્ય. તેમણે શ્રીવીરાત્ ૭૭૦ વર્ષે નાગપુરમાં શ્રીનમિનાથની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી. ૨૩ શ્રીજયદેવસૂરિ. શ્રીવીરાત્ ૮૨૬ વર્ષે. ૨૪ શ્રીદેવાનંદસૂરિ. શ્રીવીરાત્ ૮૪૫ વર્ષે. વિક્રમાત્ ૩૭૫ વર્ષ પછી વલ્લભીનગરીનો ભંગ. કોઇ

ठेकाणे विक्रमात् ४४० वर्षे वल्लभीनो भंग लखेलो छे.

अ. वल्लभीना भंगमां श्रीगंधर्ववादिवेताल शांतिसूरिए संघनी रक्षा करी.

२५ श्रीविक्रमसूरि. श्रीवीरात् ८८२. २६ श्रीनरसिंहसूरि. २७ श्रीसमुद्रसूरि.

अ. श्रीवीरात् ९९३ वर्ष पछी श्रीकालिकाचार्ये पांचमनी चोथे संवत्सरी करी. आ कथन श्रीनिशीथचूर्णि, व्यवहारसूत्र, मूलशुद्धि-प्रकरणादि ग्रंथोमां छे.

व. श्रीवीरात् १००० वर्षे सत्यमित्र आचार्यनी साथे सर्व पूर्वनो व्यवच्छेद थयो.

२८ श्रीमानदेवसूरि. अ. श्रीवीरात् १११५ वर्ष पछी श्रीजीनभद्रगणि क्षमाश्रमण. ध्यानशतकना कर्त्ता.

२९ श्रीविबुधप्रभसूरि. ३० श्रीजयानन्दसूरि. ३१ श्रीरविप्रभसूरि. तेओए श्रीवीरात् ११७० वर्षे नडोलनगरमां श्रीनेमिनाथनी प्रतिमानी प्रतिष्ठा करी. अ. श्रीवीरात् ११९० उमास्वाति युगप्रधान.

३२ श्रीयशोदेवसूरि. ( कोई पट्टावलीमां श्रीय-

શોદેવસૂરિની પાટ ઉપર શ્રીપ્રદ્યુમ્નસૂરિ. અને પ્રદ્યુમ્નસૂરિની પાટ ઉપર શ્રીમાનદેવસૂરિ. ઉપધાનવાચ્યગ્રંથકર્તા લખેલ છે, પરંતુ અહી તેમની અપેક્ષાવિના લખેલ છે. )

अ. શ્રીવીરાત્ ૧૨૭૦, વિક્રમાત્ ૮૦૦ વર્ષે ભાદ્રપદ શુદિ ત્રીજને દિવસે બપ્પભટ્ટ આચાર્યનો જન્મ થયો. જેમણે ગ્વાલીયરના આમ રાજાને જૈની બનાવ્યો. વિક્રમાત્ ૮૯૫ વર્ષે સ્વર્ગ.

આ શ્રીબપ્પભટ્ટાચાર્યનું વૃત્તાન્ત પ્રભાવક ચરિત્ર, પ્રબંધ ચિન્તામણિ વગેરે ગ્રંથોમાં છે.

च. શ્રીવીરાત્ ૧૨૭૨, વિક્રમાત્ ૮૦૨ વર્ષે વનરાજ–રાજાએ અણહિલપુર પાટણ વસાવ્યુ.

૩૩ શ્રીવિમલચંદ્રસૂરિ. ૩૪ શ્રીઉદ્યોતનસૂરિ. શ્રી સર્વદેવસૂરિ, એઓને શ્રીવીરાત્ ૧૪૬ [illegible] વટ-વૃક્ષની નીચે સૂરિપદ આ [illegible] થગર્ [illegible]
નામ 'વડગચ્છ' પડયું. [illegible]
રામસૈન્યપુરમાં શ્રીઋષ [illegible]

ચૈત્યની પ્રતિષ્ઠા કરી. તથા ચન્દ્રાવતીમાં કુંકણ–મંત્રીને પ્રતિબોધી દીક્ષા આપી.

અ. વિક્રમાત્ ૧૦૨૯ તક્ષશિલાનુ નામ ગજની થયું. વિક્રમાત્ ૧૦૨૯ ધનપાલ પંડિતજીએ 'દેશી નામમાલા' બનાવી. વ. વિક્રમાત્ ૧૦૯૬ થિરાપદ્રીય-ગચ્છમાં ઉત્તરાધ્યયનસૂત્રબૃહવૃત્તિકર્ત્તા શ્રીવાદિ–વેતાલ શાંતિસૂરિનું સ્વર્ગમન. ૩૬ શ્રીદેવસૂરિ. ૩૭ શ્રીસર્વદેવસૂરિ.

૩૮ શ્રીયશોભદ્રસૂરિ. તથા શ્રીનેમિચંદ્રસૂરિ. બન્ને ગુરૂભાઇ. અને બન્ને શ્રીસર્વદેવસૂરિની પાટ ઉપર થયા. જેમાં શ્રીનેમિચંદ્રસૂરિની શાખા જુદી થઇ.

અ. શ્રીનેમિચંદ્રસૂરિ ૧ શ્રીઉદ્યોતનસૂરિ, ૨ શ્રી-વર્ધમાનસૂરિ, ૩ શ્રીજીનેશ્વરસૂરિ, ૪ શ્રીબુદ્ધિસાગર-સૂરિ તેઓએ અષ્ટકવૃત્તિ, પંચલિંગીપ્રકરણ, અને બુદ્ધિસાગરવ્યાકરણ-ઇત્યાદિ ગ્રંથો બનાવ્યા. ૫ શ્રીજીનચંદ્રસૂરિ; સંવેગરંગશાલા–ગ્રંથકર્તા. ૬ શ્રી-અભયદેવસૂરિ. નવાંગીવૃત્તિ તથા શ્રીસ્તંભન પાર્શ્વ-

નાથ-પ્રતિમા પ્રકટકર્તા. વિક્રમાત્ ૧૧ ૫. મતાન્તર પ્રમાણે ૧૧૩૯ માં સ્વર્ગ. ૭ શ્રીજિનવલ્લભસૂરિ, પિંડવિશુદ્ધિ, ભવારિવારણ, વીરચરિત્ર, ષડાસી પ્રકરણ, સંઘપટ્ટક ઈત્યાદિ ગ્રંથકર્ત્તા. ૮ શ્રીજીનદત્તસૂરિ, સંદેહદોલાવલી અને સાર્ધશતકવૃત્તિકર્ત્તા ૯ શ્રીજીન ચદ્રસૂરિ. ૧૦ શ્રીજિનપતિસૂરિ. ૧૧ જિનેશ્વરસૂરિ. ૧૨ શ્રીજિનપ્રબોધસૂરિ ૧૩ શ્રીજિનચંદ્રસૂરિ. ૧૪ શ્રીજિનકુશલસૂરિ. ૧૫ શ્રીજિનપ્રભસૂરિ. ૧૬ શ્રીજિનલબ્ધિસૂરિ. ૧૭ શ્રીજિનચદ્રસૂરિ. ૧૮ શ્રીજિનોદય સૂરિ. ૧૯ શ્રીજિનરાજસૂરિ. ૨૦ શ્રીજિનભદ્રસૂરિ. ૨૧ શ્રીજિનચદ્રસૂરિ. ૨૨ શ્રીજિનસમુદ્રસૂરિ. ૨૩ શ્રીજિનહંસસૂરિ. ૨૪ શ્રીજિનમાણિકયસૂરિ. ૨૫ શ્રીજિનચંદ્રસૂરિ. ૨૬ શ્રીજિનસિંહસૂરિ. ૨૭ શ્રીજિનરાજસૂરિ. ૨૮ શ્રીજિનરત્નસૂરિ. ૨૯ શ્રીજિનચંદ્રસૂરિ. ૩૦ શ્રીજિનસૌખ્યસૂરિ. ૩૧ શ્રીજિનભક્તિસૂરિ. ૩૨ શ્રીજિનલાભસૂરિ. ૩૩ શ્રીજિનહર્ષસૂરિ. (ખરતરગચ્છ)

૨૯ શ્રીમુનિચદ્રસૂરિ, તેઓએ ધર્મબિન્દુ, ચે-

ગણિદ્દ, ઉપદેશપદ ઇત્યાદિ ગ્રથોની ટીકાઓ રચી તથા પોતાના ગુરૂભાઈ ચંદ્રપ્રભને સમજાવવા પાક્ષિક સપ્તતિકા કરી.

૩. સંવત્ ૧૧૫૯માં શ્રીમુનિચંદ્રસૂરિના મોટા ગુરૂભાઇ ચન્દ્રપ્રભે પૌર્ણિમીયક મત કાઢયો. અર્થાત્ પાક્ષિક પૌર્ણમાસીને દિવસે કરવી. હાલમાં આ મત પ્રાયઃ લુપ્ત થઇ ગયો છે. નામ માત્ર રહ્યો છે. પૌર્ણિમીયમતમાંથી નીકળીને નરસિંહ ઉપાધ્યાયે સવત્ ૧૨૧૩ મતાન્તર પ્રમાણે ૧૨૧૪ તથા ૧૨૩૩ માં અંચલમત કાઢયો.

૪૦ શ્રીઅજિતદેવસૂરિ તેમણે સવત્ ૧૨૦૪ માં ફ્લવર્ધિ (ફલોદી) ગ્રામમાં ચૈત્યબિંબની પ્રતિષ્ઠા કરી. તે તીર્થ હજુ વિદ્યમાન છે. તથા આરાસણમાં શ્રીનેમિનાથની પ્રતિષ્ઠા કરી. તથા ૮૪૦૦૦ ચોરાશીહજાર શ્લોકપ્રમાણ સ્યાદ્વાદરત્નાકર નામે ગ્રથ બનાવ્યો. તેમનું ૧૨૨૦ મા સ્વર્ગગમન થયું.

૩ શ્રીઅજીતદેવસૂરિના સમયમાં શ્રીદેવચંદ્ર સૂરિના શિષ્ય, સાડા ત્રણ કરોડ ૩૫૦૦૦૦૦૦ શ્લોકોના કર્તા, 'કલિકાલસર્વજ્ઞ' બિરૂદ ધારક, પાટણના રાજા કુમારપાલના પ્રતિબોધક શ્રીહેમચંદ્રસૂરિ થયા. તેઓનો જન્મ વિક્રમ સંવત્ ૧૧૪૫, દીક્ષા સંવત્ ૧૧૫૦, સૂરિપદ ૧૧૬૬ અને ૧૨૨૯માં સ્વર્ગ. તેઓનું વૃત્તાન્ત પ્રબંધ ચિન્તામણિ, કુમારપાલ ચારિત્ર ઇત્યાદિ ગ્રંથોમાં છે.

ન. વિક્રમ સંવત્ ૧૨૦૪માં 'ખરતરગચ્છ' નામ પડ્યું.

૪૧ શ્રીવિજયસિંહસૂરિ.

૪૨ શ્રીસોમપ્રભસૂરિ.

અ. વિક્રમાત્ ૧૨૩૬ સાર્ધ પૂનમીયામત નીકળ્યો.

શ્રીવીરાત્ ૧૬૯૨ વર્ષે વાગ્ભટમંત્રીએ સાડા ત્રણ કરોડ રૂપીયા ખરચીને શ્રીશત્રુંજય તીર્થનો ચૌદ ૧૪ મો ઉદ્ધાર કરાવ્યો.

ત્રૈ. વિક્રમાત્ ૧૨૫૦ આગમીયા મત નીકળ્યો.

૪૩ શ્રીમુનિરત્નસૂરિ. ( કોઈ કોઇ પટ્ટાવલીમાં મુનિરત્નસૂરિને ઠેકાણે મણિરત્નસૂરિ નામ લખ્યું છે. ) તથા શ્રીસોમપ્રભસૂરિ અને શ્રીમણિરત્નસૂરિ બન્ને શ્રીવિજયસિંહસૂરિની પાટ ઉપર હોવાથી એકજ નબરમા લખેલ છે. )

૪૪ શ્રીજગચ્ચંદ્રસૂરિ વિક્રમ સંવત્ ૧૨૮૫ માં થયા આ આચાર્યશ્રીનું ઘણુ આકરૂ તપ દેખીને ચિત્તોડના રાણાએ 'તપાગચ્છ' નામ આપ્યુ. આ નિર્ગ્રંથ ગચ્છનુ છઠ્ઠુ નામ થયુ.

પ્રાચીન સંસ્કૃત પટ્ટાવલીમા નીચે પ્રમાણે લખે છે. ૪૪ શ્રીજગચ્ચંદ્રસૂરિ વીરાત્ ૧૭૫૫ વર્ષે શ્રી વિક્રમાત્ ૧૨૮૫ વર્ષે ૧૨ વર્ષ આચામ્લતપ કરણાત્ 'તપાગચ્છ' નામ જાન, યાવજ્જીવ ચતુર્થ પ્રત્યાખ્યાન, ઉત્તરપારણક દિને આચામ્લ, યાવજ્જીવ વિકૃતિ પ્રત્યાખ્યાન, આઘાટે શારદાવરેણ. ૩૨૮ ક્ષપનકજયેન ભૂપાલદત્ત હીરલા જગચ્ચંદ્રેતિ બિરૂદ., મહાભાગ્ય

સારા: શ્રીવીરશાસનોદ્યોતકારકા:, સંવત્ ૧૨૮૫ વર્ષે તપાગચ્છ સ્થાપના.

૪૫ શ્રીદેવેન્દ્રસૂરિ. વિક્રમાત્ ૧૩૨૭ સ્વર્ગ પ્રાચીન સંસ્કૃત પટ્ટાવલીમાં નીચે પ્રમાણે છે. ૪૪ શ્રીદેવેન્દ્રસૂરિ. શ્રીદેવેન્દ્રસૂરિકૃતા ગ્રંથાસ્ત્વેતે–દિનકૃત્યસૂગ· વૃત્તિ, નવ્યકર્મગ્રંથપંચકવૃત્તિ:, ધર્મરત્નવૃત્તિ:, સુદર્શનાચરિત્ર, ભાષ્યાણિ ત્રીણિ, સિરિઉસહવદ્ધમાણસ્તવાદયશ્ચ ચતુર્વેદ પારદાતૃણાં દેવેન્દ્રસૂરીણાં શ્રીસ્તંભતીર્થચતુષ્પથસ્થિત કુમારવિહાર દેશનાયાં ૧૮૦૦-અઢારશત સુખવસ્ત્રિકા નૌવિત્તબ્રાહ્મણાદય: સભ્યા:; મંત્રિવસ્તુપાલ તેજ:પાલાદયશ્ચ ક્રિયાગહુમાનં ગાઢં વહન્તિ. ૧૩૦૨ વર્ષે શ્રીવિદ્યાનંદસૂરીણા સૂરિપદં, તદા તસ્ય મંડપાત્ કુંકુમવૃષ્ટિ: ॥

૪૭ શ્રીસોમપ્રભસૂરિ. વિક્રમાત્ ૧૩૭૩ સ્વર્ગ.

૪૮ સોમતિલકસૂરિ. વિક્રમાત્ ૧૪૨૪ સ્વર્ગ. પ્રાચીન પટ્ટાવલીમાં નીચે પ્રમાણે છે. ૧૩૫૫ વર્ષે માઘમાસે જન્મ, ૧૩૬૯ દીક્ષા, ૧૩૭૩ સૂરિપદ, ૧૪૨૪

દિવ ગતા મહાભાગ્યસારા:, સર્વાયુ: ૬૯ તત્કૃતગ્રંથા:-બૃહત્ક્ષેત્રસમાસ, સત્તરિસયઠાણ-યત્રાખિલ ૨૮ સ્વકૃતચતુરર્થી શ્રીતીર્થરાજસ્તુતિ:, શ્રીશૈવેયાદિ બહૂનિ સ્તવાનિ.

૪૯ શ્રીદેવસુંદરસૂરિ. વિક્રમાત્ ૧૪૫૬ સ્વર્ગ. પ્રાચીનપટ્ટાવલીમાં નીચે પ્રમાણે છે. સ. ૧૩૯૬ જન્મ, ૧૪૦૪ દીક્ષા, મહેશ્વરે સં. ૧૪૨૦ વર્ષે સૂરિપદં ॥

૫૦ શ્રીસોમસુંદરસૂરિ. વિક્રમાત્ ૧૪૯૯ સ્વર્ગ. પ્રાચીનપટ્ટાવલીમાં નીચે પ્રમાણે છે. સ. ૧૪૧૩ વર્ષે જન્મ, ૧૪૩૭ દીક્ષા, સં. ૧૪૫૨ સૂરિપદ, સ. ૧૪૯૯ સ્વર્ગ. યોગશાસ્ત્ર-ઉપદેશમાલાવબોધ:, ભાષ્યાવચૂરિ, કલ્યાણકસ્તોત્રપ્રમુખા: । ૧૫૦૦ શિષ્યાસ્તેષુ શ્રીશાંતિચંદ્ર ગણિ. ષણ્માસ્યાદિતપ: કારિણ: । દસ દેવાલયયાત્રા । સ. શ્રીગણરાજસ્ય શ્રીધરણવિહારપ્રાસાદસ્ત્રૈલોક્યદીપકનામા પ્રતિષ્ઠિત:, તારંગે શ્રીઅજીતનાથપ્રતિષ્ઠા બિંબ સવાલક્ષસાર્ધ દેસલહરા સ૦ ગોવિંદેન કારાપિતા:, સૂરિપદ ૫, વાચકપદ ૫, વિબુધપદ બહૂનિ,

મહત્તરાપદ ૧ ક્રિયાયા ઉદ્ધારકૃતઃ મરૂસ્થલ્યાં બહૂનિ નવીનક્ષેત્રાણિ કૃતાનિ, સદા ષષ્ઠતપઃ કારિ, પ્રહ્લાદનપુરે જન્મ, ભગિનીસાર્ધ દીક્ષા ચારિત્રપાત્રચૂડામણયઃ, ૮૯ વર્ષાયુઃ, દેવલોકં ગતા ગુરવઃ, મહાભાગ્યસારાઃ ॥

૫૧ શ્રીમુનિસુંદરસૂરિ. વિક્રમાત્ ૧૫૦૩ સ્વર્ગ. પ્રાચીન પટ્ટાવલીમાં નીચે પ્રમાણે છે. સ. ૧૪૨૬ વર્ષે જન્મ, સં. ૧૪૩૫ વર્ષે દીક્ષા, ૧૪૬૫ વાચકપદ, સં. ૧૪૭૦ સૂરિપદ, વર્ષ ૩ ગચ્છનાયકપદવી, સં. ૧૫૦૩ વર્ષે કાર્તિકશુદિ ૧ દિને સ્વર્ગ. બાલ્યેઽપિ ૧૦૦૦ અવધાનાનિ. ૧૦૮ વર્તુલિકા નાદોપલક્ષકાઃ, ૧૦૮ હસ્ત શ્રીપર્વલેખવિધાયકાઃ, ૩૨ સહસટંકવ્યયેન વૃદ્ધનગરીય સંઘવીદેવચંદેન સૂરિપદં કારિતં, સંતિકરસ્તવકરણેન મારુપદ્રવઃ ટાલિતઃ, ૨૪ વાર વિધિના સૂરિમંત્રારાધન, તેષુ ૧૪ વાર ચંપકરાજા દેવપાધારાલિર્યુદુપદેશતો નિજનિજ દેશેષુ અમારિઃ કારિતા, સહસમલ્લરાજ્ઞા તુ સીરોહી દિશિ યદ્વચનાદામાર્યા કારિતાયાં તદ્દેશિયૈઃ ટિકુકાનિ ટાલિતાનિ.

પર શ્રીરત્નશેખરસૂરિ. વિક્રમાત્ ૧૫૧૭ વર્ષે સ્વર્ગ. તેઓએ શ્રાદ્ધપ્રતિક્રમણવૃત્તિ, શ્રાદ્ધવિધિસૂત્ર વૃત્તિ, લઘુક્ષેત્ર સમાસ અને આચારપ્રદીપાદિ ગ્રંથો રચ્યા.

પ્રાચીન પટ્ટાવલીમાં નીચે પ્રમાણે છે. ૫૩ શ્રીરત્નશેખરસરિ સ. ૧૪૫૭ જન્મ,સ. ૧૪૬૪ વર્ષે દીક્ષા, સ. ૧૪૮૩ પડિનપદ, સ ૧૫૦૧ સૂરિપદ, સ. ૧૫૧૭ વર્ષે પોષ વદિ ૬ દિને સ્વર્ગ. સ્તભતીર્થે ગાબીનામ્ના ભટ્ટેન બાન્યે 'બાલસરસ્વતી' નામ દત્ત, એકાદશ વર્ષ યુગપ્રધાનપદવી, મહાપ્રૌઢ પુણ્યકાર્ય કર્ત્તા, મહાભાગ્યસારા', સમ્રભાવા' સ્યુ ચારિત્ર પાત્રચૂડામણય ॥

અ. શ્રીરત્નશેખરસૂરિના સમયમા સવત્ ૧૫૦૮ માં જિનપ્રતિમા અને પ્રચાંગી ઉત્થાપક લુકા નામના લહીયાએ જૈનશાસ્ત્ર વિરૂદ્ધ સ્વકપોલકલ્પિત લુંપક (લોંકા) મત કાઢયો, પરતુ સવત ૧૫૩૩-૩૪ સુધી તેનો ઉપદેશ કોઇએ માન્યો નહીં. પછી ૧૫૩૩-૩૪ માં જ એક લૂણા નામનો વાણિયો લુકાને મળ્યો.

તેણે લુંકાનો ઉપદેશ માન્યો. લુંકાના કહેવાથી તે ભૂણાએ ગુરૂના આપ્યા વિના સ્વયં વેષ પહેર્યો, અને મૂઢ લોકોને જૈનમાર્ગથી ભ્રષ્ટ કરવા શરૂ કર્યા. લોંકાએ પોતાના મતાનુકૂલ ૩૧ એકત્રીશ શાસ્ત્રો સાચાં માન્યાં; અને એકત્રીશમા પણ જ્યાં જ્યાં જિનપ્રતિમાના અધિકાર આવતા હતા, ત્યા ત્યાં પોતાના અનુકૂલ મનઃકલ્પિત અર્થો કરવા લાગ્યા. આ લોંકામતમાંથી સંવત્ ૧૫૭૦ માં બીજા નામે વેષધરે 'બીજા' નામે મતે કાઢયો. અને સંવત્ ૧૫૭૨ માં રૂપચંદ સરાણે સ્વયમેવ વેષ પહેરી 'નાગોરીલુંપક' મત કાઢયો. તેણે પ્રતિમાનું ઉત્થાપન કર્યું નહીં. લોંકામાથી પણ ઉતરાધી વગેરે લોંકાઓ ફરી પ્રતિમાને માનવા લાગ્યા.

૪. લોંકામતમાંથી સંવત્ ૧૭૦૯ માં સુરતનિવાસી વોરા વીરજીની બેટી ફૂલાંબાઇએ ખોળે લીધેલ પુત્ર લવજીએ (લોંકામતના પોતાના ગુરૂને કેટલીક વાતો કહીને, સ્વયં નીકળીને, સાથે બીજાને લઇ મોઢા ઉપર કપડું બાંધી ) જુદો મત કાઢયો. જે

મતને લોકો 'ઢુંઢીયા' કહે છે. જ્યારથી આ ઢુંઢિયાનો મત નીકળ્યો છે, ત્યારથી આજસુધીમાં તેના મતમાં કોઇપણ વિદ્વાન્ થએલ નથી. કારણકે-તેઓ એમ લોકોને કહે છે જે "વ્યાકરણ, કોશ, કાવ્ય, છંદ, અલંકાર, સાહિત્ય, તર્કશાસ્ત્રાદિ ભણવાથી પોતાની બુદ્ધિ નષ્ટ થઈ જાય છે." વાસ્તવિક રીતે વ્યાકરણાદિ શાસ્ત્રો નહીં ભણવામાં તેઓનો અભિપ્રાય નીચે પ્રમાણે છે. "વ્યાકરણાદિના અભ્યાસથી યથાર્થ શાસ્ત્રોનો અર્થ માલૂમ પડે છે; જ્યારે યથાર્થ અર્થ સમજવામાં આવે ત્યારે તરતજ તેમનો મત જૂઠો માલૂમ પડે, માટે ભણવાનુંજ બંધ કર્યું કે જેથી સ્વકપોલકલ્પિત મતને હાનિ ન પહોંચે." તથા આ લોકો ૩૧ એકત્રીશ શાસ્ત્ર તો લોંકાઓની જેમ માને છે, પરંતુ વ્યવહારશાસ્ત્ર બત્રીશમું વધારે માનવા લાગ્યા, અને આવશ્યકસૂત્ર જે અસલી હતું, તે લોંકાએ પ્રતિમાના કારણથી માનવું છોડી દીધું, અને પોતાની બુદ્ધિ પ્રમાણે નવું ઉભું કર્યું. આ ઢું-

ઢિયાઓએ બન્ને છોડી પોતે નવીન ઉભું કર્યું. ઢુંઢિયા પણ પ્રતિમા—પ્રતિમાપૂજન માનતાં નથી. તેઓનો મત જૈનશાસ્ત્રોથી વિપરીત છે, વાસ્તવિક રીતે તેઓ જૈની નથી. ઢુંઢિયામાં બાવીશ ફાંટા નીકળ્યા છે, કે જે બાવીશ ટોળાંના નામથી પ્રસિદ્ધ છે. તે બાવીશ ટોળાં નીચે પ્રમાણે—

૧ ધર્મદાસનું ટોળું. ૨ ધનાજીનું ટોળું. ધનાજીનો ચેલો ભૂદર, તેનો ચેલો રઘુનાથ, તેનો ચેલો ભીખમ. તેણે સંવત્ ૧૮૧૮ માં તેરાપંથી-મુહબંધાનો પંથ ચલાવ્યો. ૩ લાલચંદનું ટોળું. ૪ રામચંદનું ટોળુ. ૫ મનજીનું ટોળું. ૬ વડા પૃથુરાજનું ટોળું. ૭ બાલચંદનું ટોળું. ૮ લઘુ પૃથુરાજનું ટોળું. ૯ મૂલચંદનું ટોળું. ૧૦ તારાચંદનું ટોળું. ૧૧ પ્રેમજીનું ટોળું. ૧૨ પદાર્થજીનું ટોળું. ૧૩ ખેનશીનું ટોળું. ૧૪ લોકમનનું ટોળું. ૧૫ ભવાનીદાસનું ટોળું. ૧૬ મલૂકચંદનું ટોળું. ૧૭ પુરૂષોત્તમનું ટોળું. ૧૮ મુકુટરાયનું ટોળું. ૧૯ મનોહરજીનું

રિત વિબુધપદઃ, કોઠારીશ્રી શ્રીપાલસહિજપાલાભ્યાં કારિતસૂરિપદઃ, પંચપર્ય્યાચામ્લાનિ યાવજ્જીવ, વટપલ્લીનગરે શ્રીસ્યામલ શ્રીપાર્શ્વનાથપ્રતિમાગ્રે માસત્રયેણ વિધિના શ્રીસૂરિમંત્રારાધનં, એકશ્વેતાંમ્બરાચામ્લકરણેન તદધિષ્ઠાતુઃ પ્રત્યક્ષીભવનં ચ, તદવસરે મંડપદુર્ગાત્ સં. જાઉજીસત્કમાકારણ્ સમાગતં, ગુરવઃ મંડપદુર્ગે સંપ્રાપ્તાઃ, સં. જાઉજીવ્યયિતપંચલક્ષચતુષ્કટંકદ્રવ્યેણ પ્રવેશમહઃ, ચઉરાશીજોટક નફેરી, દ્વાત્રિંશજ્જોટક નિઃસ્વનાનિ, અન્યબહુવાદ્યાડંબરેણ પ્રવેશમહઃ, તદવસરે સંઘસ્ય હરિમદાનં, તદનુ તેનૈવ સં. જાઉજી. ૧૧ શેર સુવર્ણપ્રતિમા, ૨૨ શેર રૂપ્યપ્રતિમા, પ્રતિષ્ઠા કૃતા, તદવસરે ૧૧ રૂપ્યટંકકવ્યયશ્ચ તેનૈવ સંઘપતિના ચક્રે સીણઉરક-સારંગપુરાદૌ સૌવર્ણિક ટંક પ્રભાવના, સુભગ પ્રવેશોત્સવાશ્ચેતિ કિયંતઃ સ્માર્યન્તે.

૫૫ શ્રીહેમવિમલસૂરિ. તેમનાથી વિમલશાખા નીકળી. તેમના સમયમાં સંવત્ ૧૫૬૨ માં કડવા વાણીયાએ કડવો મત કાઢયો.

## શ્રી નાગપુરીય બૃહત્તપાગચ્છની પટ્ટાવલિ.

૧ શ્રી મહાવીરસ્વામી શાસનનાયક—ઇક્ષ્વાકુ વંશ કાસ્યપ ગોત્ર, જન્મ ક્ષત્રિયકુંડ નગર, પિતા સિદ્ધાર્થ રાજા, માતા ત્રિશલા, ચૈત્રસુદિ તેરસ દિને જન્મ, ૩૦ વર્ષ ગૃહસ્થાવાસ, ૧૨॥ વર્ષ છદ્મસ્થ, દેશેઉણા ત્રિશ વર્ષ કેવલીપણે રહ્યા. નિર્વાણ ચોથા આરાના, ત્રણ વર્ષ અને સાડા આઠ માસ બાકી રહ્યા, તેવામાં પાવાપુરીમાં કાર્તિક વદિ અમાવાસ્યાની રાત્રે બહોતેર વર્ષનું આયુષ્ય ભોગવી સિદ્ધિપદ પામ્યા. શ્રીવીરપ્રભુનું શાસન એકત્રીશ હજાર વર્ષ પાંચમા આરાના અંતે થનાર શ્રીદુપ્પસહ સૂરિ સુધી ચાલશે. તેમના ચૌદહજાર સાધુઓમાં અગીઆર ગણધરો, તેમાં મુખ્ય ગૌતમ સ્વામી ( ઇંદ્રભૂતિ ) તેમના પિતાનું નામ બ્રાહ્મણ વસુભૂતિ, માતા પૃથ્વી, જન્મ મગધ દેશના ગોવર ગામમાં, શ્રીવીરપ્રભુને કેવલજ્ઞાન ઉપજ્યા પછી દીક્ષા લીધી. શ્રીવીરનિર્વાણ પછી બીજા દિવસે પ્રભાતમાં કેવલજ્ઞાન થયું. ૧૨ વર્ષ કેવલિપણે વિચરી રાજગૃહી નગરીમાં ૯૨ વર્ષનું આયુષ્ય ભોગવી

સિદ્ધિપદ પામ્યા. શ્રીગૌતમસ્વામિના સાધુઓ પોતાની પહેલાજ મોક્ષે ગયા, અને બીજા નવ ગણધરોના સાધુઓ શ્રીસુધર્માસ્વામિને સોંપી દેવાથી પાંચમા ગણધર શ્રીસુધર્માસ્વામિને પાટ ઉપર સ્થાપિત કર્યા. શ્રીવીરપ્રભુ કેવલી થયા પછી ૧૪ વર્ષે પહેલો નિન્હવ જમાલિ થયો તેણે 'કયમાણે કડે' વચન ઉત્થાપ્યું. શ્રીવીર કેવલી થયા પછી ૧૬ વર્ષે તિષ્યગુપ્ત નામે બીજો નિન્હવ થયો. તેણે છેલ્લે પ્રદેશે જીવ માન્યો.

૨ શ્રી સુધર્માસ્વામી—જન્મ કોલ્લાક ગામમાં, ગોત્ર અગ્નિવૈશ્યાયન, પિતા ધમ્મિલ, માતા ભદ્દિલા, ૫૦ વર્ષ ગૃહસ્થપણે ૩૦ વર્ષ શ્રીવીરપ્રભુની સેવા કરી, શ્રીભગવંતના નિર્વાણ પછી ૧૨ વર્ષ સુધી છદ્મસ્થ રહ્યા. ૮ વર્ષ કેવલિપર્યાય પાળી શ્રીવીર નિર્વાણ પછી ૨૦ વર્ષે, ૧૦૦ વર્ષનું આયુષ્ય ખપાવી સિદ્ધ થયા. અહિંથી પહેલું નિર્ગ્રંથ ગચ્છ નામ થયું.

૩ શ્રી જંબુસ્વામી—રાજગૃહ નગરીમાં જન્મ,

ગોત્ર કાશ્યપ, પિતા શ્રેષ્ઠી રૂષભદત્ત, માતા ધારિણી, તેમણે નવાણું ક્રોડ સોનૈયા તથા આઠ સ્ત્રીઓનો ત્યાગ કરી, ૧૬ વર્ષની કિશોર વયમાં ૫૦૦ ચોર તથા સ્વકુટુંબને પ્રતિબોધી પાંચસેં સત્તાવીશ સહિત શ્રીસુધર્માસ્વામિ પાસે દીક્ષા લીધી. ૨૦ વર્ષ સુધી છદ્મસ્થ રહ્યા, ૪૪ વર્ષ કેવલપર્યાય પાળી, શ્રીવીર નિર્વાણ પછી ૬૪ વર્ષે ૮૦ વર્ષનું આયુષ્ય ભોગવી સિદ્ધિ વર્યા. ત્યારપછી કેવલજ્ઞાન ૧, મનઃપર્યવજ્ઞાન ૨, પરમાવધિજ્ઞાન ૩, પુલાકલબ્ધિ ૪, આહારક શરીર ૫, ક્ષપકશ્રેણિ ૬, ઉપશમશ્રેણિ ૭, જિનકલ્પિપણું ૮, પર્યાયવિશુદ્ધિ ચારિત્ર સૂક્ષ્મ સંપરાય ચારિત્ર અને યથાખ્યાત ચારિત્ર ૯, મોક્ષગમન ૧૦, આ દશ વસ્તુઓ વિચ્છેદ ગઈ.

૪શ્રીપ્રભવસ્વામી—ગોત્ર કાત્યાયન, પિતા જયપુરના વિંધ્યરાજા, ગૃહસ્થપણે ૩૦ વર્ષ, ૪૪ વર્ષ સામાન્ય વ્રત પર્યાય, અને ૧૧ વર્ષ યુગપ્રધાનપદે રહ્યા. શ્રીવીરનિર્વાણ પછી ૭૫ વર્ષે ૮૫ વર્ષનું આયુષ્ય

પૂર્ણ કરી સ્વર્ગે ગયા. એમણે પાંચસો ચારો સહિત દીક્ષા લીધી હતી.

૫ શ્રીશય્યંભવસૂરિ—જન્મ રાજગૃહી, ગોત્ર વાત્સ્ય, તેમણે યજ્ઞસ્તંભ નીચે શ્રીશાંતિનાથની પ્રતિમા દેખી પ્રતિબોધ પામી જૈન દીક્ષા લીધી. ૨૮ વર્ષ ગૃહસ્થપણે, ૧૧ વર્ષ સામાન્ય વ્રત પર્યાય અને ૨૩ વર્ષ યુગપ્રધાનપદે. શ્રીવીરનિર્વાણ પછી ૯૮ વર્ષે, ૬૨ વર્ષનું આયુષ્ય ભોગવી, સ્વર્ગવાસી થયા. એ આચાર્યે પોતાના પુત્ર મનકમુનિનું આયુષ્ય ૬ માસનું જાણી એમને શીખવવા માટે દશવૈકાલિકસૂત્ર પૂર્વમાંથી ઉદ્ધર્યું.

૬ શ્રીયશોભદ્રસૂરિ—ગોત્ર તુંગીયાયન, ૨૨ વર્ષ ગૃહસ્થાવાસે, ૧૪ વર્ષ સામાન્ય વ્રત પર્યાય, ૫૦ વર્ષ યુગપ્રધાનપદવી. શ્રીવીરનિર્વાણ પછી ૧૪૮ વર્ષે ૮૬ વર્ષનુ આ-ષ્ય ભોગવી સ્વર્ગે ગયા.

૭ શ્રીસંભૂતિવિજયસૂરિ—માઢર ગોત્રીય, ૪૨ વર્ષ ગૃહસ્થપણે, ૪૦ વર્ષ સામાન્ય વ્રત પર્યાય, ૮

વર્ષ યુગપ્રધાનપદવી. શ્રીવીરનિર્વાણ પછી ૧૫૬ વર્ષે, ૯૦ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા.

૮ શ્રીભદ્રબાહુસ્વામી—પ્રાચીન ગોત્રીય, ૪૫ વર્ષ ગૃહસ્થાવાસ, ૧૭ વર્ષ સામાન્ય વ્રત પર્યાય, ૧૪ વર્ષ યુગપ્રધાનપદવી, શ્રીવીરનિર્વાણ પછી ૧૭૦ વર્ષે, ૭૬ વર્ષનુ આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. તેમણે દશ નિર્યુકિતઓ તથા કલ્પ–વ્યવહાર–દશાશ્રુતસ્કંધ આ ત્રણ નવમા પૂર્વમાંથી ઉદ્ધાર કરી બનાવ્યા. તેમજ મરકીનો ઉપદ્રવ નિવારણ કરવા માટે ઉવસગ્ગહર સ્તોત્ર રચ્યુ. એ સમયમા બાર દુકાળી પડી હતી તેમણે શ્રીસ્થૂલભદ્રજીને દશ પૂર્વ અર્થ સહિત અને ચાર પૂર્વ મૂલ ભણાવ્યાં હતાં

૯ શ્રીસ્થૂલભદ્રસ્વામી—પાટલીપુરમા જન્મ, ગોત્ર ગૌતમ, જ્ઞાતિ નાગર બ્રાહ્મણ, પિતા શકડાલ, કે જે નવમા નદરાજાના મત્રી હતા, માતા લાછલ દેવી, ૩૦ વર્ષ ગૃહસ્થપણે, ૨૪ વર્ષ સામાન્ય વ્રત પર્યાય, ૪૫ વર્ષ યુગપ્રધાનપદે. શ્રીવીર નિર્વાણ પછી

૨૧૫ વર્ષે ૯૯ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. શ્રીવીરનિર્વાણ પછી ૨૧૪ વર્ષે 'આષાઢાચાર્ય' અવ્યક્તવાદ સ્થાપી ત્રીજો નિન્હવ થયો. સ્થૂલભદ્રસ્વામિ સ્વર્ગે ગયા પછી ચાર પૂર્વનું જ્ઞાન, પ્રથમ સંસ્થાન, પ્રથમ સંઘયણ અને મહા પ્રણિધાન ધ્યાન એ ચાર વસ્તુઓ વિચ્છેદ ગઇ. ૧. પ્રભવસ્વામી, ૨ શય્યંભવસૂરિ, ૩ યશોભદ્રસૂરિ, ૪ સંભૂતિવિજયસૂરિ ૫ ભદ્રબાહુસ્વામી, ૬ સ્થૂલભદ્રસ્વામી, એ ચૌદપૂર્વી થયા.

૧૦ શ્રીઆર્યમહાગિરિ— એલાપત્યગોત્રીય, ૩૦ વર્ષ ગૃહવાસ, ૪૦ વર્ષ સામાન્ય વ્રતપર્યાય, ૩૦ વર્ષ આચાર્યપદે. શ્રીવીરનિર્વાણ પછી ૨૪૯ (પાઠાંતરે ૨૪૫) વર્ષે ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. જિનકલ્પિપણું વિચ્છેદ ગયું હતું, છતાં આચાર્ય જીનકલ્પિના અભ્યાસી થયા હતા. આ સમયમાં શ્રીવીરનિર્વાણ પછી ૨૨૦ વર્ષે 'અશ્વમિત્ર' શૂન્યવાદી ચોથો નિન્હવ થયો. ૨૨૮ વર્ષે 'ગંગ' નામનો બે ક્રિયા સ્થાપનાર પાંચમો નિન્હવ થયો.

વર્ષ યુગપ્રધાનપદવી. શ્રીવીરનિર્વાણ પછી ૧૫૬ વર્ષે, ૯૦ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા.

૮ શ્રીભદ્રબાહુસ્વામી—પ્રાચીન ગોત્રીય, ૪૫ વર્ષ ગૃહસ્થાવાસ, ૧૭ વર્ષ સામાન્ય વ્રત પર્યાય, ૧૪ વર્ષ યુગપ્રધાનપદવી, શ્રીવીરનિર્વાણ પછી ૧૭૦ વર્ષે, ૭૬ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. તેમણે દશ નિર્યુક્તિઓ તથા કલ્પ-વ્યવહાર-દશાશ્રુતસ્કંધ આ ત્રણ નવમા પૂર્વમાંથી ઉદ્ધાર કરી બનાવ્યા. તેમજ મરકીનો ઉપદ્રવ નિવારણ કરવા માટે ઉવસગ્ગહર સ્તોત્ર રચ્યુ. એ સમયમાં બાર દુકાળી પડી હતી. તેમણે શ્રીસ્થૂલભદ્રજીને દશ પૂર્વ અર્થ સહિત અને ચાર પૂર્વ મૂલ ભણાવ્યાં હતાં.

૯ શ્રીસ્થૂલભદ્રસ્વામી—પાટલીપુરમાં જન્મ, ગોત્ર ગૌતમ, જ્ઞાતિ નાગર બ્રાહ્મણ, પિતા શકડાલ, કે જે નવમા નંદરાજાના મંત્રી હતા, માતા લાછલ-દેવી, ૩૦ વર્ષ ગૃહસ્થપણે, ૨૪ વર્ષ સામાન્ય વ્રત પર્યાય, ૪૫ વર્ષ યુગપ્રધાનપદે. શ્રીવીર નિર્વાણ પછી

૨૧૫ વર્ષે ૯૯ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. શ્રીવીરનિર્વાણ પછી ૨૧૪ વર્ષે 'આષાઢાચાર્ય' અ-વ્યક્તવાદ સ્થાપી ત્રીજો નિન્હવ થયો. સ્થૂલભદ્રસ્વામિ સ્વર્ગે ગયા પછી ચાર પૂર્વનું જ્ઞાન, પ્રથમ સંસ્થાન, પ્રથમ સંઘયણ અને મહા પ્રણિધાન ધ્યાન એ ચાર વસ્તુઓ વિચ્છેદ ગઇ. ૧. પ્રભવસ્વામી, ૨ શય્યંભવ-સૂરિ, ૩ યશોભદ્રસૂરિ, ૪ સંભૂતિવિજયસૂરિ ૫ ભદ્ર-બાહુસ્વામી, ૬ સ્થૂલભદ્રસ્વામી, એ ચૌદપૂર્વી થયા.

૧૦ શ્રીઆર્યમહાગિરિ— એલાપત્યગોત્રીય, ૩૦ વર્ષ ગૃહવાસ, ૪૦ વર્ષ સામાન્ય વ્રતપર્યાય, ૩૦ વર્ષ આચાર્ય પદે. શ્રીવીરનિર્વાણ પછી ૨૪૯ (પાઠાંત-રે ૨૪૫) વર્ષે ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. જિનકલ્પિપણું વિચ્છેદ ગયું હતું, છતાં આચાર્ય જીનકલ્પિના અભ્યાસી થયા હતા. આ સમયમાં શ્રી-વીરનિર્વાણ પછી ૨૨૦ વર્ષે 'અશ્વમિત્ર' શૂન્યવાદી ચોથો નિન્હવ થયો. ૨૨૮ વર્ષે 'ગંગ' નામનો બે ક્રિયા સ્થા-પનાર પાંચમો નિન્હવ થયો.

૧૧ શ્રીઆર્યસુહસ્તિસૂરિ—વાસિષ્ઠ ગોત્રીય, ૩૦ વર્ષ ગૃહસ્થપણે, ૨૪ વર્ષ સામાન્ય વ્રતપર્યાય, ૪૬ વર્ષ સૂરિપદે. શ્રીવીરનિર્વાણ પછી ૨૯૧ વર્ષે ૧૦૦ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. આ આચાર્યે શ્રીવીરનિર્વાણ પછી ૨૩૫ વર્ષે સંપ્રતિ રાજાને પ્રતિબોધી શુદ્ધ શ્રાવક કર્યા. એ રાજાએ જિનપ્રાસાદ અને જિનબિંબોથી ત્રણ ખંડ સુશોભિત કર્યા હતા. એ આચાર્યે અવંતિ સુકુમાલ વગેરે ઘણા જીવોને પ્રતિબોધી દીક્ષા આપી હતી

૧૨ શ્રીઆર્યસુસ્થિતસૂરિ—વ્યાઘ્રાપત્યગોત્ર, કાકંદી નગરીમાં જન્મ, ૩૧ વર્ષ ગૃહસ્થપણે, ૧૭ વર્ષ સામાન્ય વ્રતપર્યાય, ૪૮ વર્ષ સૂરિપદે. શ્રીવીરનિર્વાણ પછી ૩૧૩ વર્ષે (પાઠાંતરે ૩૭૨) ૯૬ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગે ગયા. તેઓએ કોટિવારસૂરિમંત્રનો જાપ કર્યો તેથી શ્રીસંઘે નિર્ગ્રંથગચ્છનુ નામ કોટિકગચ્છ પાડ્યું. તેમના નાના ગુરૂભાઇનુ નામ શ્રીસુપ્રતિબદ્ધસૂરિ હતું. શ્રીબલિસ્સહસૂરિના શિષ્ય ઉમાસ્વાતિ આચાર્ય

થયા. તેમણે તત્ત્વાર્થ વગેરે ઘણા સૂત્રોની રચના કરી.

૧૩ શ્રીઈંદ્રદિન્નસૂરિ—કૌશિકગોત્રીય, શ્રીવીરનિર્વાણ પછી ૩૭૬ વર્ષે (પાઠાંતરે ૪૨૧) સ્વર્ગે ગયા. એ સમયમાં શ્રીવીરનિર્વાણ પછી ૩૩૫ વર્ષે પહેલા કાલિકાચાર્ય કે જેઓ પોતાના અવિનિત શિષ્યોને પરિહરી ઉજ્જેણી ગયા. ઇંદ્રને નિગોદનું સ્વરૂપ દેખાડયું. ઇંદ્રે વસતિનું દ્વાર ફેરવ્યું. આ આચાર્યે પન્નવણા સૂત્રનો ઉદ્ધાર કર્યો. એમનું નામ શ્યામાચાર્ય પણ છે.

૧૪ શ્રીઆર્યદિન્નસૂરિ—ગૌતમ ગોત્રીય, શ્રી વીરનિર્વાણ પછી ૪૫૬ વર્ષે સ્વર્ગે ગયા. આ અવસરમાં બીજા કાલિકાચાર્ય કે જેણે પોતાની સરસ્વતી બેનના રક્ષણાર્થે ગર્દભિલ્લ રાજાનો ઉચ્છેદ કર્યો.

૧૫ શ્રીસિંહગિરિસૂરિ—કૌશિક ગોત્રીય, એ આચાર્ય જાતિસ્મરણ જ્ઞાનવાન્ હતા. ઘણા વર્ષ સુધી આચાર્યપદ ભોગવી શ્રીવીર નિર્વાણ પછી ૫૪૮ વર્ષે સ્વર્ગવાસી થયા. એમના સમયમાં શ્રીવૃદ્ધવાદિ સૂરિના શિષ્ય સિદ્ધસેન દિવાકરે ઉજ્જેણમાં શિવનું લિંગ

તોડી તેમાથી સ્વકૃત કલ્યાણ મંદિર સ્તોત્રના પ્રભાવે શ્રીઅવંતી પાર્શ્વનાથની પ્રતિમા પ્રગટ કરી અને વિક્રમરાજાને પ્રતિબોધી શુદ્ધ શ્રાવક બનાવ્યો. વિક્રમાદિત્યે શ્રીવીરનિર્વાણ પછી ૪૭૦ વર્ષે પોતાનો સંવત ચલાવ્યો. શ્રીવીરનિર્વાણ પછી ૫૫૪ માં જીવ અજીવ અને નોજીવ એ ત્રણ રાશિનો સ્થાપનાર છઠ્ઠો 'શ્રીગુપ્ત' નામનો નિન્હવ થયો.

૧૬—શ્રીવજ્રસ્વામી—ગૌતમ ગોત્રીય, તુંબવન ગામમાં, પિતા ધનગિરિ, માતા સુનંદા, શ્રીવીરનિર્વાણ પછી ૪૯૬ વર્ષે જન્મ, ૮ વર્ષ ગૃહસ્થપણે, ૪૪ વર્ષ સામાન્ય વ્રતપર્યાય, ૩૬ વર્ષ આચાર્યપદે, શ્રીવીરનિર્વાણ પછી ૫૮૪ વર્ષે, ૮૮ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગે ગયા. શ્રીવજ્રસ્વામી પણ બાલ્યાવસ્થાથી જાતિસ્મરણ જ્ઞાનવાળા હતા અને છેલ્લા દશપૂર્વી અને આકાશગામિની વિદ્યાવાળા હતા. તેમના સમયમાં બીજી બાર દુકાલી પડી, તે સમયે સંઘનું રક્ષણ કર્યું. વળી દક્ષિણમાં બૌદ્ધ રાજાના રાજ્યમાં શ્રીજૈનધર્મનો

પ્રભાવ બતાવી રાજાને જૈની કર્યો. એમના પછી દશ પૂર્વ અને ચોથું સંઘયણાદિ વિચ્છેદ ગયાં. અહીંથી વજશાખા થઇ. શ્રીવીરનિર્વાણ પછી ૫૭૦ વર્ષે જાવડશાએ શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કર્યો.

૧૭ શ્રીવજ્રસેનસૂરિ-કૌશિક ગોત્રીય, ૯ વર્ષ ગૃહસ્થાવાસ, ૮૬ વર્ષ (પાઠાંતરે ૧૧૬)સામાન્ય વ્રતપર્યાય, ૩૬ વર્ષ (પાઠાંતરે ૩)સૂરિપદે,શ્રીવીરનિર્વાણ પછી ૬૨૦ વર્ષે, ૧૨૮ વર્ષનું આયુષ્ય ભોગવી સ્વર્ગે ગયા. એક દિને આચાર્ય સોપારક નગરમાં શ્રેષ્ઠી જિનદત્ત અને તેની સ્ત્રી ઇશ્વરીના ચાર પુત્રો નામે ચંદ્ર ૧ નિર્વૃત્તિ ૨ નાગેંદ્ર ૩ અને વિદ્યાધર ૪ એ ચાર જણને પ્રતિબોધી દીક્ષા આપી. એ ચારે થકી સ્વસ્વ નામના કુલો થયાં.

નિવૃત્તિનો તરત વિચ્છેદ ગયો. શ્રીવીરનિર્વાણ પછી ૫૮૪ વર્ષે 'ગોષ્ઠામાહિલ' સાતમો નિન્હવ થયો. શ્રીવીરનિર્વાણ પછી ૬૦૯ વર્ષે શ્રીકૃષ્ણસૂરિના શિષ્ય શિવભૂતિથી ખમણનામ દિગંબરી થયા.

૧૮ શ્રીચંદ્રસૂરિ—૩૭ વર્ષ ગૃહસ્થાવાસ, ૭

વર્ષ સામાન્યવ્રતપર્યાય, ૨૩ વર્ષ આચાર્યપદે, શ્રી વીરનિર્વાણ પછી ૬૪૩ વર્ષે ૯૭ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી સ્વર્ગે ગયા.

૧૯ શ્રીસામન્તભદ્રસૂરિ—નિર્ગ્રંથ ચૂડામણિ થયા, પૂર્વગતશ્રુતના જ્ઞાનવાન્ હતા. વૈરાગ્ય રંગથી રંગાયા થકા વનમાં રહેતા હતા તેથી શ્રીસઘે ચંદ્રગચ્છનું ત્રીજુ વનવાસી ગચ્છ નામ પાડ્યું. શ્રીવીરનિર્વાણ પછી ૬૭૫ વર્ષે સ્વર્ગવાસી થયા.

૨૦ શ્રીવૃદ્ધદેવસૂરિ—આ આચાર્યે શ્રીવીરનિર્વાણ ૬૯૫ વર્ષે કોરંટ નગરના નાહડમંત્રીને પ્રતિબોધ્યો. શ્રીવીરાત્ કાંઇક ઉણા સાતશે વર્ષે સ્વર્ગે ગયા.

૨૧ શ્રી પ્રદ્યોતનસૂરિ—શ્રીવીરનિર્વાણાત્ ૭૨૮ વર્ષે વિદ્યમાન હતા.

૨૨ શ્રીમાનદેવસૂરિ—આચાર્યપદ પામીને એવો નિયમ કર્યો કે ભાવિક શ્રાવકોના ઘરની ગોચરી લેવી નહીં, તેમજ છ વિગયનો ત્યાગ કર્યો, તેમના ત-

૫ના પ્રભાવથી જયા, વિજયા, પદ્મા,-અપરાજિતા એ ચાર દેવીઓ પ્રસન્ન થઈ હતી. તે સમયમાં મરકીનો ઉપદ્રવ નાશ કરવા માટે નાડોલપુરમાં લઘુશાંતિસ્તવ બનાવ્યો. તેમજ વ્યંતરદેવે કરેલા ઉપદ્રવના નિવારણ માટે તિજયપહુત્તસ્તોત્ર રચ્યું. શ્રીવીર નિર્વાણ પછી ૭૫૦ વર્ષે સ્વર્ગે ગયા.

૨૩ શ્રીમાનતુંગસૂરિ—એ આચાર્યે બાણ અને મયૂર પંડિતોની વિદ્યાથી ચમત્કાર પામેલા વૃદ્ધભોજરાજાને ભક્તામરસ્તોત્ર રચી પ્રતિબોધ્યો. તેમજ નમિઉણસ્તોત્ર રચી નાગરાજાને વશ કર્યો હતો.

૨૪ શ્રીવીરાચાર્ય—શ્રીવીરનિર્વાણ પછી ૭૭૦ વર્ષે નાગપુરમાં શ્રી નેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી.

૨૫ શ્રીજયદેવસૂરિ—શ્રીવીરનિર્વાણ પછી ૮૨૦ વર્ષે વિક્રમ સંવત્ ૩૫૦ વર્ષે થયા.

૨૬ શ્રીદેવાનંદસૂરિ--આ આચાર્યના સમય-

મા શ્રીવીરનિર્વાણુ પછી ૮૪૫ વર્ષે, વિક્રમ સં૦ ૩૭૫ વર્ષે શ્રીવલભીપુરનો ભ ગ થયો

૨૭ શ્રી વિક્રમસૂરિ--આ આચાર્યના સમ યમાં શ્રીવીરનિર્વાણુ પછી ૮૨૨ વર્ષ સુધી એકજ સમાચારી ક્રિયા પર પરાગમથી ચાલતી હતી ત્યાર પછી સમાચારી ત્રુટી, ચૈત્યસ્થિતિ પોષાલ મ ડાણી

૨૮ શ્રીનરસિ હસૂરિ—આ આચાર્ય મહા પ્ર તાપી થયા, કે જેણે પોતાની વાણીવડે કરી જક્ષને પ્રતિબોધ્યો.

૨૯ શ્રીસમુદ્રસૂરિ--ખીસોદીઆ વ શે થયા.

૩૦ શ્રીમાનદેવસૂરિ—આ આચાર્ય મહારા જને અ બાદેવી પ્રસન્ન થયાં. એ સમયમાં શ્રીવીર નિર્વાણુ પછી ૯૮૦ વર્ષે શ્રીમાન્ દેવર્દ્ધિગણિક્ષમાશ્ર મણે વલભીપુરમાં પુસ્તક લેખારૂઢ કર્યું શ્રીવીરનિર્વાણુ પછી ૯૯૩ વર્ષે ભાવહડ ગચ્છના શ્રીકાલિકાચાર્યે ચોથના પજ્જુસણ કર્યાં ૯૯૪ ના વૈશાખ માસમાં કાલધર્મ પામ્યા. ત્યારપછી એમના શિષ્યોએ તથા

કેટલાક ચૈત્યવાસી લોકો શાશ્વતી અઠ્ઠાઇને મૂકી ચોથ કરવા લાગ્યા. વિક્રમ સંવત્ ૫૩૦ વર્ષે, શ્રીવીરનિર્વાણ પછી ૧૦૦૦ વર્ષે શ્રી સત્યમિત્ર આચાર્ય પછી પૂર્વનુ જ્ઞાન વિચ્છેદ થયુ.

૩૧ શ્રી વિબુધપ્રભસૂરિ—આ આચાર્યના વખતે વિદ્યાધરગચ્છના શ્રીમાનહરિભદ્રસૂરિ થયા. તે જાતે બ્રાહ્મણ હતા. તેણે જૈન દીક્ષા ગ્રહણ કરી. યાકિની સાધ્વીના ધર્મપુત્ર કહેવાતા હતા. તેમણે ૧૪૪૪ ગ્રંથો બનાવ્યા. શ્રીવીરનિર્વાણ પછી ૧૦૫૫ વર્ષે સ્વર્ગે ગયા. ત્યારપછી ચતુઃસ્તુતિમત ચાલ્યો.

૩૨ શ્રીજયાનંદસૂરિ—એ સમયમા શ્રીવીરનિર્વાણ પછી ૧૧૧૫ વર્ષે શ્રીજિનભદ્રગણિ ક્ષમાશ્રમણ થયા.

૩૩ શ્રીરવિપ્રભસૂરિ—શ્રીવીરનિર્વાણ પછી ૧૧૭૦ વર્ષે વિક્રમસંવત્ ૭૦૦ વર્ષે શ્રીનાડોલ નગરે શ્રીનેમિનાથ ભગવાનની પ્રતિષ્ઠા કરી.

૩૪ શ્રીયશોભદ્રસૂરિ—આ આચાર્યે જૈન ધ-

ર્મનો ઘણો ઉદ્યોત કર્યો હતો. તે નાગર બ્રાહ્મણ હતા. શ્રીવીરનિર્વાણ પછી ૧૧૯૦ વર્ષે આમરાજાને પ્રતિબોધનાર શ્રીબપ્પભટ્ટસૂરિ થયા.

૩૫ શ્રી પ્રદ્યુમ્નસૂરિ—આ આચાર્ય શ્રીમાનદેવસૂરિને પાટે સ્થાપી સ્વર્ગે ગયા.

૩૬ શ્રી માનદેવસૂરિ—એમણે ઉપધાન વિધિનો ઉદ્ધાર કર્યો.

૩૭ શ્રી વિમલચંદ્રસૂરિ—આ આચાર્ય ચિત્રકૂટે વાદ જીત્યા હતા.

૩૮ શ્રીઉદ્યોતનસૂરિ—આ આચાર્યે ઘણા સાધુઓને દીક્ષા આપી હતી. એકદા તે પરિવાર સહિત આબુતીર્થની જાત્રા કરી પાછા ફરતાં ટેલી ગામની નજીક સીમમાં વડની છાયામાં આવી બેઠા તે વખતે શુભ મુહૂર્તે શ્રીવીરનિર્વાણ પછી ૧૪૬૪ વર્ષે વિક્રમ સં. ૯૯૪ વર્ષે ૮૪ આચાર્યો કર્યા. અહીંથી વનવાસીગચ્છ નામ બદલી પાંચમું વડગચ્છ નામ થયું.

૩૯ શ્રીસર્વદેવસૂરિ—એમણે વિક્રમસંવત્

૧૦૧૦ વર્ષ પછી રાયશ્રેણીમાં શ્રીઋષભદેવપ્રભુ તથા શ્રીચંદ્રપ્રભુસ્વામિની પ્રતિષ્ઠા કરી હતી, તેમજ ચંદ્રાવતી નગરીમાં કુકણ મંત્રીને પ્રતિબોધી દીક્ષા આપી હતી આ આચાર્ય ગૌતમસ્વામિની પેઠે લબ્ધિવાળા હતા.

૩૦ શ્રીરૂપદેવસૂરિ--તેમણે આબુના રાજાને પ્રતિબોધી જૈન કર્યો હતો એ સમયમાં વિક્રમ સંવત્ ૧૦૯૫ માં થિરાપદ્રીય ગચ્છના વાદિવેતાલ શ્રીશાંતિસૂરિ થયા. એમણે શ્રીઉત્તરાધ્યયન સૂત્ર ઉપર વૃત્તિ કરી છે

૪૧ શ્રીસર્વદેવસૂરિ--આ આચાર્ય મહાન્ પંડિત હતા. એમના સમયમાં વિક્રમ સંવત્ અગ્યારસોને પાંત્રીશમાં નવાંગીવૃત્તિકાર શ્રીઅભયદેવસૂરિ થયા.

૪૨ શ્રીયશોભદ્રસૂરિ--આ આચાર્યે પોતાના આઠ શિષ્યોને યુગપત્ સૂરિપદ આપ્યું હતુ.

૪૩ શ્રીનેમિચંદ્રસૂરિ--આ સૂરીશ્વર પોતાના

ગુરૂભાઇ શ્રીમુનિચદ્રસૂરિને ગચ્છનાયક સ્થાપી સ્વર્ગે ગયા.

૪૪ શ્રીમુનિચદ્રસૂરિ--આ આચાર્યે જાવજીવ સુધી સોવીર પાણી પીવાનુ રાખી સર્વ વિગયનો ત્યાગ કર્યો હતો તેઓ જગત્‌માં તાર્કિક શિરોમણિ એવા બિરૂદથી પ્રસિદ્ધ થયા હતા વિક્રમસવત્ ૧૧૫૯ ના વરસે ચદ્રપ્રભસૂરિએ પુનમીઆ ગચ્છ સ્થાપ્યો, તેને પ્રતિબોધવા માટે પાક્ષિકસપ્તતિકાની રચના કરી તેમ જ શ્રીહરિભદ્રસૂરિના કરેલા અનેક ગ્ર થો ઉપર ટીકાઓ રચી છે.

૪૫ શ્રીવાદિદેવસૂરિ--ગુર્જરદેશમા મદાહુત નગરમા પ્રગવામી વીરનાગ શ્રેષ્ઠી પિતા, જિનદેવી માતા વિક્રમ સવત્ ૧૧૪૩ મા જન્મ, નામ પુરણ ચદ, શ્રીમુનિચદ્રસૂરિના પાસેથી વિક્રમ સવત્ ૧૧૫૨ મા દીક્ષા લીધી નામ રામચદ્ર, વિક્રમ સવત્ ૧૧૭૪મા સૂરિપદ મળતા દેવસૂરિ થયા તે દેવસૂરિને મહાપ્રભાવક જાણી મુનિચદ્રસૂરિએ પોતાની પાટ ઉપર

સ્થાપિત કર્યા.

અનેક વાદી જીતવાથી વાદી એવું બિરૂદ મળ્યું, તેથી વાદિદેવસૂરિ કહેવાણા. વિક્રમ સંવત્ ૧૧૮૧ માં અણહિલપુર પત્તનમાં સિદ્ધરાજ જયસિંહની સભામાં અનેક વિદ્યાએ કરીને સહિત દિગંબર કુમુદચંદ્રને જીત્યા અને અણહિલપુર પાટણે દિગંબરનો પ્રવેશ બંધ કરાવ્યો. વિક્રમ સંવત્ ૧૨૦૪ માં ફલોધિ ગામમાં શ્રી પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી અને આરાસણમાં શ્રીનેમિનાથની પ્રતિષ્ઠા કરી; તેમજ ચોરાસી હજાર (૮૪૦૦૦) શ્લોક પ્રમાણ સ્યાદ્વાદરત્નાકર અને પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર આ બે મહાન ગ્રંથો ન્યાયના બનાવ્યા. એ આચાર્યે પદ્મપ્રભસૂરિ, રત્નપ્રભસૂરિ, માણિક્યચંદ્રસૂરિ, ભદ્રેશ્વરસૂરિ, શાલિભદ્રસૂરિ વગેરે ૨૪ (ચોવીસ) શિષ્યોને ૧૧૯૯ માં આચાર્યપદ આપ્યું, તેમજ નાગપુરના રાજા અલ્હાદનને પ્રતિબોધ્યો, જેથી કરીને એ આચાર્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા થઇ હતી. એ આચાર્યે અનેક વંશના

રજપુતોને પ્રતિબોધી ૨૨ ગામો અને ૩૫૦૦૦ ઘર ઓસ વશમાં શ્રાવક કર્યા. એ આચાર્ય થકી વિક્રમ સંવત્ ૧૧૭૪ વરસે વડગચ્છનું નામ નાગપુરીય બૃહત્તપાગચ્છ પ્રસિદ્ધ થયું. વિક્રમ સવત્ ૧૨૨૬ મા શ્રાવણ સુદિ સાતમને ગુરૂવારે સ્વર્ગ પામ્યા. એજ સમયમાં પુનમિઆગચ્છના શ્રીદેવચંદ્રસૂરિના શિષ્ય શ્રીહેમચંદ્રસૂરિ વિદ્યમાન હતા. તેમણે શ્રીકુમારપાલ રાજાને પ્રતિબોધ્યા અને સાડા ત્રણ કરોડ શ્લોકપ્રમાણ ઘણા ગ્રંથો રચ્યા. શ્રીવીરનિર્વાણ પછી ૧૬૭૪ વર્ષે વિક્રમ સંવત્ ૧૨૦૪ માં શ્રીજિનવલ્લભસૂરિએ ચિત્રકૂટમાં છ કલ્યાણકની પ્રરૂપણા કરી અને ખરતરગચ્છ ચલાવ્યો. શ્રીવીરનિર્વાણથી ૧૬૮૪ વર્ષે વિક્રમાત્ ૧૨૧૪ વર્ષે વિઉણ ગામમાં પુનમીયા ગચ્છમાંથી નીકળી નરસિંહ ઉપાધ્યાય અને નાથી શ્રાવિકાએ મુહપત્તિ અને ચરવલો ઉત્થાપીને અંચલગચ્છ ચલાવ્યો, તેમ શ્રાવકોએ પ્રતિક્રમણ માન્યુ નહીં. અસ્ત તિથિ આઠમ

પાખીની ગણુત્રી કરી પર્વની માન્યના ચલાવી

૪૬ શ્રીપદ્મપ્રભસૂરિ—વિક્રમ સંવત્ ૧૧૯૯ માં આચાર્યપદ. એમણે ભુવનદીપક જ્યોતિષ્નો ગ્રંથ બનાવ્યો છે. એ આચાર્યે પણ ૧૫૦૦ રજપૂતોને પ્રતિબોધી જૈન શ્રાવકો કર્યા વિક્રમસંવત્ ૧૨૪૦ વર્ષે સ્વર્ગવાસી એમના ગુરૂભાઇ શ્રીરત્નપ્રભસૂરિ વિક્રમ સંવત્ ૧૨૩૮મા વિદ્યમાન હતા, તેમણે ઉપદેશમાલા વૃત્તિદોધટ્ટી નામની તેમજ પ્રમાણનયતત્ત્વાલોકાલંકાર ઉપર રત્નાવતારિકાવૃત્તિ, શ્રીનેમિનાથ ચરિત્ર પ્રાકૃત તેમજ ઘણા ગ્રંથો રચ્યાં છે.

૪૭ શ્રીપ્રદ્યુમ્નચંદ્રસૂરિ–આચાર્યપદ વિક્રમ સંવત્ ૧૨૩૬ મા, આ આચાર્યે મોઢજ્ઞાતિના મહેશ્વરી ૫૦૦ ઘર પ્રતિબોધી જૈન શ્રાવકો કર્યા, વિક્રમ સંવત્ ૧૨૮૬ વર્ષે સ્વર્ગે ગયા. આ સમયમાં વિક્રમસંવત્ ૧૨૫૦ વર્ષે ત્રિસ્તુતિક આગમીયા ગચ્છ નીકળ્યો. વિક્રમ સંવત્ ૧૨૮૫ વર્ષે ચૈત્રવાલગચ્છીય શ્રીદેવભદ્ર આચાર્યની સહાયતાથી વિજાપુરમાં શ્રીજગચ્ચંદ્રસૂરિથી

તપાગચ્છ ચાલ્યો.

૪૮ શ્રીગુણસમુદ્રસૂરિ–શ્રીવીરનિર્વાણથી ૧૭૭૧ વર્ષે વિક્રમાત્ ૧૩૦૧ વર્ષે પોતાના વડીલ શિષ્ય શ્રી જયશેખરસૂરિને આચાર્યપદે સ્થાપી સ્વર્ગે ગયા. તે અવસરે બાર દુકાળી પડી હતી.

૪૯ શ્રીજયશેખરસૂરિ–વિક્રમસંવત્ ૧૩૦૧ વર્ષે આચાર્યપદવી. વિક્રમ સંવત્ ૧૩૬૫ વર્ષે સ્વર્ગે ગયા. એ આચાર્યે સંબોધસિત્તરી નામનો ગ્રંથ રચ્યો છે, તેમજ બાર ગામો પ્રતિબોધ્યાં છે. એ અવસરે જૈનની ઘણી ઉન્નતિ થઈ હતી.

૫૦ શ્રીવજ્રસેનસૂરિ–વિક્રમ સંવત્ ૧૩૪૨ વર્ષે આચાર્યપદે બિરાજ્યા. એ આચાર્યે લોઢા વગેરે ઘણા ગોત્રના રજપુતો પ્રતિબોધી દશહજાર ઘર શ્રાવકોનાં બનાવ્યા. તેમજ સિંહડમંત્રીને પ્રતિબોધી પરમ શ્રાવક બનાવ્યો હતો, તેથી અલ્લાઉદીન બાદશાહની પણ આચાર્ય ઉપર પૂર્ણ શ્રદ્ધા થઈ. તેથી રૂણગામમાં કેટલીક સનંદો મળી હતી. એ સૂરીશ્વરે લઘુ ત્રિષષ્ટિશલાકા

પુરૂષ ચરિત્ર રચ્યું છે. તેમજ શ્રીમુનિચંદ્રસૂરિએ કરેલી આવશ્યકસપ્તતિ ઉપર ટીકા રચતા મહેશ્વર સૂરિને સહાયતા આપી હતી. એમના શિષ્ય શ્રીહરિ મુનિયે કર્પૂર પ્રકર અને નેમિચરિત્ર એમ ઘણા ગ્રંથો રચ્યા છે. શ્રીહરિમુનિના શિષ્ય શ્રી ઉદયવંત મુનિયે વિક્રમ સંવત્ ૧૪૧૨ વર્ષે ગુર્જરભાષામાં ગૌતમસ્વામિનો રાસ રચ્યો છે. આ આચાર્યે ઘણા સાધુઓને દીક્ષા આપી હતી. પોતાની પાટ ઉપર શ્રી હેમતિલકસૂરિને વિક્રમ સંવત્ ૧૩૮૨ માં સ્થાપી સ્વર્ગે ગયા.

૫૧ શ્રીહેમતિલકસૂરિ—વિક્રમ સંવત ૧૩૮૨ વર્ષે આચાર્યપદે. વિક્રમ સંવત્ ૧૩૯૯ સુધી વિદ્યમાન હતા.

૫૨ શ્રીરત્નશેખરસૂરિ—વિક્રમ સંવત્ ૧૩૯૯ વર્ષે આચાર્ય પદવી. આ આચાર્યે પોતાના ચમત્કારથી૧૦૦૦ ઘર જૈની શ્રાવકો બનાવ્યા, તેમજ વિક્રમ સંવત્ ૧૪૦૭ વર્ષે દિલ્હીની ગાદી ઉપર આવેલા

ફિરોજશાહ તખલખ બાદશાહને પ્રતિબોધ્યો. તેમજ જૈનની ઘણી જાહોજલાલી કરી હતી. તેમજ તેઓએ પ્રાકૃત શ્રીપાલચરિત્ર, લઘુક્ષેત્રસમાસ, સ્વોપજ્ઞવૃત્તિ ગુણસ્થાનક્રમારોહ સ્વોપજ્ઞવૃત્તિ વગેરે અનેક ગ્રંથોના કર્તા આ મહાત્મા થયા છે. એમના શિષ્ય શ્રીસોમચંદ્રસૂરિએ કથામહોદધિ અને ગણધર દ્દઢ શતક એમ અનેક ગ્રંથો કર્યા છે.

૫૩ શ્રીહેમચંદ્રસુરિ—પોતાના ગુરૂના રચેલા શ્રીપાળચરિત્રને વિક્રમ સંવત્ ૧૪૨૮ માં લખ્યો છે.

૫૪ શ્રીપૂર્ણચંદ્રસુરિ—વિક્રમ સંવત્ ૧૪૩૦ વર્ષે આચાર્યપદ, હિંગડ ગોત્રીય હતા.

૫૫ શ્રીહેમહંસસૂરિ—ખંડેવાલ જ્ઞાતિય, અત્રરૂણ શાખા, હિંગડ ગોત્રીય, વિક્રમ સંવત્ ૧૪૫૩ વર્ષે થયા.

૫૬ શ્રીલક્ષ્મીનિવાસસૂરિ—વિક્રમ સંવત્ ૧૪૭૦ વર્ષે આચાર્યપદે વિદ્યમાન હતા. એમના ગુરૂભાઇ શ્રીરત્નાકરસૂરિએ રત્નાકર પચીશી નામની

સ્તુતિ રચી.

૫૭ શ્રીપુણ્યરત્નસૂરિ—વિક્રમ સંવત્ ૧૪૯૯ માં આચાર્યપદે વિદ્યમાન હતા.

૫૮ શ્રીસાધુરત્નસૂરિ—સંઘવી ગોત્રીય, વિક્રમ સંવત્ ૧૫૩૭ માં આચાર્યપદે બિરાજ્યા. એમના મુખ્ય શિષ્ય શ્રીપાર્શ્વચંદ્રસૂરિને વિક્રમસંવત્ ૧૫૬૫માં આચાર્ય પદ આપી સ્વર્ગે ગયા, વિક્રમ સંવત્ ૧૫૩૦ વર્ષે આ આચાર્યના સમયમાં લોંકાશાએ જિન પ્રતિમા ઉત્થાપિ, લુંપક મત ચલાવ્યો.

૫૯ શ્રીપાર્શ્વચંદ્રસૂરિ—હમીરપુર નગરવાસિ પ્રાગવંશીય, વેલ્હગ શાહ પિતા, વિમલાદે માતા, જન્મ વિક્રમ સં. ૧૫૩૭ માં, દીક્ષા વિક્રમ સંવત્ ૧૫૪૬ માં, વિક્રમ સં. ૧૫૫૪ માં, ઉપાધ્યાય પદ. વિક્રમ સંવત્ ૧૫૬૫ માં, આચાર્ય પદ. વિક્રમ સંવત્ ૧૫૯૯ માં, યુગપ્રધાન પદ. વિક્રમ સંવત્ ૧૬૧૨, જોધપુરમાં સ્વર્ગે ગયા. આ આચાર્ય પરમ ત્યાગી વૈરાગી નિગ્રંથ ચૂડામણિ થયા, તેઓએ મરૂધરાધીશ રાવગાંગજી તથા

યુવરાજ માલદેવજીને પ્રબોધ્યા હતા, તેમજ ખુશીત ગોત્રીય, ક્ષત્રિય રજપુતોના ૨૨૦૦ ઘર પ્રતિબોધિ ઓશવાલ શ્રાવકો કર્યા, તેમજ ગુજરાતમા ઉનાવા ગ્રામે વૈષ્ણવ, સોની, વાણીયાને ચમત્કાર દેખાડી શ્રાવકો કર્યા તે હજી મોજુદ છે. વળી આ આચાર્યે પોતાની અદ્દભુત શક્તિ વડે બાહીયા દફતરી રામપુરીયા વેગાણી, રાખેત્રા તાતીડ, લોઢા, છોરિયા, નવલખા, ખટોલ, ગોગડ, બરડીયા, દુગડ,આચલીયા, ભણશાલી, શ્રીશ્રીચાલ ભ ડારી, ટેટીયા, ચોપરી, સોની, ઘોડાવત સ ઘવી, શ્રેષ્ઠી, લોકડ વગેરે અનેક ગામોના શ્રાવકો માહેશ્વરી થઈ ગયેલા તેઓને પ્રતિબોધિ શ્રાવકો બનાવ્યા આ આચાર્ય સ સ્કૃત પ્રાકૃત ભાષાના પ્રવીણ હોવાથી અનેક ગ્ર થો રચ્યા છે, તેમજ ગુર્જર ભાષામા ઘણા ગ્ર થો રચ્યા છે એમના શિષ્ય પ્રવર પ ડિત શ્રીવિજયદેવસૂરિ થયા, અને તેમના શિષ્ય શ્રીબ્રહ્મર્ષિ થયા કે જેઓએ દશાશ્રુતસ્ક ધ સૂત્રવૃત્તિ જ બુદ્રીપપન્નતિ વૃત્તિ, પાખીસૂત્ર વૃત્તિ એમ અનેક

ગ્રંથો રચ્યા છે. આ સમયમાં કડુઆ શાહે સાધુપણું, ઉત્થાપીને કટુક મત ચલાવ્યો. વિક્રમ સંવત્ ૧૬૫૨ માં પોતાની અદ્ભુત શક્તિ વડે કરી ગુર્જરભૂમિમાં વિચરી દશલાણિયા વોરા ચીકાણી ગાંધી સિરિયા સંઘવી કપાશી મઠીયા દોશી વિગેરે અનેક ગોત્રના બહુ મિથ્યા ધર્મ કરનારા જીવોને ઉપદેશ આપી શ્રાવકો બનાવ્યા હતા.

૬૦ શ્રીસમરચંદ્રસૂરિ—સીધપુરપાટણ વાસી, શ્રીમાલિજ્ઞાતિય, ભીમાશાહ પિતા, વાલાદે માતા, વિક્રમ સંવત્ ૧૫૬૦ ના માગસર સુદિ ૧૧ દિને જન્મ, વિક્રમ સંવત્ ૧૫૭૫ માં દીક્ષા, વિક્રમ સંવત્ ૧૫૯૯ માં ઉપાધ્યાય, વિક્રમ સંવત્ ૧૬૦૪ માં આચાર્યપદ, વિક્રમ સંવત્ ૧૬૨૬ ના જેઠ વદી ૧ શ્રીસ્થંભતીર્થે સ્વર્ગવાસ. એમના સમયમાં શ્રીઆનંદમેરૂના શિષ્ય શ્રીપદ્મમેરૂસૂરિ, તેમના શિષ્ય શ્રીપદ્મસુંદરગણિ થયા. તેમણે રાયમલ્લાભ્યુદય મહાકાવ્ય; પાર્શ્વનાથ મહાકાવ્ય, જંબુસ્વામિ ચરિત્ર પ્રાકૃત તથા

પ્રમાણસુંદર ન્યાયગ્રંથ, એમ અનેક ગ્રંથોના કર્ત્તા થયા. તેઓ અકબરની સભામાં વિદ્યમાન હતા. એક સાંખ્ય પંડિતનો પરાજય કર્યો હતો.

૬૧ શ્રીરાજચંદ્રસૂરિ—જંબુનગરવાસી શ્રીશ્રીમાલિજ્ઞાતિય, દોશી જાવડશાહ પિતા, કમલાદે માતા, વિક્રમ સંવત્ ૧૬૦૬ ના ભાદરવા વદિ ૧ દિને જન્મ, વિક્રમ સંવત્ ૧૬૨૫ માં દીક્ષા, વિક્રમ સંવત્ ૧૬૨૬ વૈશાખ સુદિ ૯ આચાર્યપદ, વિક્રમ સંવત્ ૧૬૬૯ ના જેઠ સુદિ ૧૩ ને દિને શ્રીસ્થંભતીર્થે સ્વર્ગે ગયા. આ આચાર્યના સમકાલીન, શ્રીરાજરત્નસૂરિશિષ્ય શ્રીચંદ્રકીર્તિસૂરિ તેમના શિષ્ય શ્રીહર્ષકીર્તિસૂરિયે પોતાના ગુરૂના નામની સારસ્વત વ્યાકરણની ટીકા, નવ સ્મરણની ટીકા, સિંદૂરપ્રકર ટીકા, શારદીયનામમાલાકોષ, ધાતુપાઠ, તેમ વૈદ્યક વિગેરે અનેક ગ્રંથો બનાવ્યા છે. આ સમયમાં તપાગચ્છીય શ્રીવિજયસેનસૂરિના ઉપાધ્યાય ધર્મસાગરગણિના ઉત્સૂત્રપ્રરૂપેલા ગ્રંથોને આચાર્યાદિએ મળી જલ શરણ કર્યો

૬૨ શ્રીવિમલચંદ્રસૂરિ—રાજનગરવાસી શ્રીશ્રીમાલિ જ્ઞાતિય, સંઘવી રાજપાલ પિતા, સુખમાદે માતા, વિક્રમ સંવત્ ૧૬૫૬ ના વૈસાખ સુદિ ૬ દિને દીક્ષા, વિક્રમ સં. ૧૬૬૯ ના વૈસાખ સુદી ૬ દિને સ્થંભતીર્થે સૂરિપદ, વિક્રમ સં. ૧૬૭૪ ના આસો સુદિ ૧૩ દિને રાજનગરે સ્વર્ગે ગયા. એમના ગુરૂભાઇના શિષ્ય શ્રીવત્સરાજ મુનીશ્વરે શાંતિનાથચરિત્ર સંસ્કૃત તેમજ સ્તોત્રો ઘણાં રચ્યાં છે.

૬૩ શ્રીજયચંદ્રસૂરિ—વિકાનેરવાસિ, રાકાગોત્રીય, ઓશવાલ જેતાશાહ પિતા, જેતલદે માતા, વિક્રમ સંવત્ ૧૬૬૧ ના મહા સુદિ ૫ દિને વિકાનેરમાં દીક્ષા, વિક્રમ સં. ૧૬૭૪ ના આસો સુદિ ૧૩ દિને સ્તંભતીર્થે આચાર્યપદ, વિક્રમ સં. ૧૬૯૯ ના અષાડ સુદિ ૧૫ દિને સ્વર્ગવાસ. આ વખતે શ્રીમાનકીર્તિસૂરિના શિષ્ય શ્રીઅમરકીર્તિસૂરિયે સંબોધસિત્તરિ ઉપર ટીકા રચી છે.

૬૪ શ્રીપદ્મચંદ્રસૂરિ—રાજનગરવાસિ, વીશા-

શ્રીમાલિ શઘવી શિવજી પિતા, સુરિમાદે માતા, વિક્રમ સંવત્ ૧૬૮૨ વર્ષે જન્મ, વિક્રમસં. ૧૬૯૮ ના ફાગણ સુદિ ૩ દીક્ષા, વિક્રમ સં. ૧૬૯૯ ના વૈસાખ સુદિ ૩ દિને આચાર્યપદે, વિક્રમ સંવત્ ૧૭૪૪ ના આસો વદિ ૧૦ નો સ્વર્ગવાસ.

૬૫ શ્રીમુનિચંદ્રસૂરિ–જોધપુરવાસિ, સોનિગોત્રે ઓશવાલ વિક્રમ સંવત્ ૧૭૨૨ માં દીક્ષા, વિક્રમ સંવત્ ૧૭૩૭ સ્તંભતીર્થે આચાર્યપદ, વિક્રમ સંવત્ ૧૭૫૧ ના આસો સુદિ ૧૦ દિને વીરમગામમાં સ્વર્ગે ગયા.

૬૬ શ્રીનેમિચંદ્રસૂરિ—સૂરપુરવાસિ, નાહર ગોત્રીય, ઓશવાલ શાહ ભારમલ પિતા, ભક્તાદે, માતા, વિક્રમ સંવત્ ૧૭૫૦ વીરમગામમાં આચાર્ય પદ, વિક્રમ સંવત્ ૧૭૯૭ ના વૈશાખ વદિ ૫ દિને બીકાનેરમાં સ્વર્ગવાસ.

૬૭ શ્રીકનકચંદ્રસૂરિ—દહીરવાસ ગામ, વાસિમુર્પુત ગોત્રીય, શાહ ભાઇદાસ પિતા, મહિમાદે

માતા, વિક્રમ સંવત્ ૧૭૪૬ ના શ્રાવણ શુદિ ૩ દિને જન્મ, વિક્રમ સંવત્ ૧૭૫૭ દીક્ષા, વિક્રમ સંવત્ ૧૭૬૬ ના મહા શુદિ ૧૩ બીકાનેરમાં આચાર્યપદ, વિક્રમ સંવત્ ૧૭૯૭ નાવીકાનેરમા ભટ્ટારક પદ વિક્રમ સંવત્ ૧૮૧૦ ના મહા શુદિ ૯ દિને બીકાનેરમાં સ્વર્ગવાસ.

૬૮ શ્રીશિવચંદ્રસૂરિ—ગુર્જરદેશે માંડલ ગામવાસિ શ્રીમાલ ગાંધી દીપા પિતા, ધનબાઈ માતા, વિક્રમ સંવત્ ૧૮૦૯ આચાર્યપદ.

૬૯ શ્રી ભાનુચન્દ્રસૂરિ—ઉન્નેણુ વાસિ, ભણુશાલિ ગોત્રે ઓશવાલ વિક્રમ સંવત્ ૧૮૧૯ માં આચાર્ય પદ, વિક્રમ સંવત્ ૧૮૩૭ વીરમગામમાં સ્વર્ગવાસ.

૭૦ શ્રીવિવેકચંદ્રસૂરિ—ઝાલોર વાસિ ઓશવાલ, સંઘવી ગોત્ર, વિક્રમ સંવત્ ૧૮૩૭ ના માગસર શુદિ ૫ દિને વીરમગામમાં આચાર્યપદ, વિક્રમ સંવત્ ૧૮૫૪ ના આસો વદિ ૧૩ દિને ઉન્નેણુમાં સ્વર્ગવાસ.

૭૧ શ્રીલબ્ધિચંદ્રસૂરિ—ઓશવાલ જ્ઞાતિ, છાજેડ ગોત્રીય, વિક્રમ સંવત્ ૧૮૪૯ ના ફાગણ શુદિ ૩ દિને ખંભાતમાં દીક્ષા. વિક્રમ સંવત્ ૧૮૫૪ ઉજ્જેણમાં શ્રાવણ શુદિ ૯ દિને આચાર્યપદ. એમણે મરૂધર, માળવા, બંગાલ, ગુર્જર, વિગેરે દેશોમાં વિહાર કર્યો હતો. વિક્રમ સંવત્ ૧૮૮૩ ના કાર્તિક વદિ ૧૦, બીકાનેરમાં સ્વર્ગવાસ. એમના મહોપાધ્યાય શ્રી સાગરચંદ્ર ગણિના શિષ્ય મહોપાધ્યાય શ્રી જિનચંદ્ર ગણિ થયા કે જેઓ પૂનામાં પંડિતોની સભામાં બે હોઠ ભેગા કર્યા સિવાય અસ્ખલિત સંસ્કૃત વાણી બોલ્યા તેથી ત્યાં પંડિતોએ તેમને જગત્પંડિત એવું બિરૂદ આપ્યું. વળી આ મુનીશ્વર પાલીતાણે ગયા ત્યાં કાગડાઓની આશાતનાને જોઇ પોતાની શક્તિવડે આશાતના ટાળી કાગડાઓને આવતા બંધ રાખ્યા. તે હજી પણ આવતા નથી. રાજનગરમાં મરકીના ઉપદ્રવને બંધ કર્યો હતો, તેમજ એમણે સિદ્ધાંત રત્નિકાવ્યાકરણ રચ્યું અને પદ્યગદ્ય ગ્રંથો ઘણા રચ્યા છે.

પૃથ્વીચદ્ર-ગુણસાગરનું ચરિત્ર ગદ્ય રચતાં શ્રીક્ષમા-કલ્યાણકજીને ઘણી સહાયતા આપી છે એમનો મુબઈમા દેહત્યાગ થયો છે.

૭૨ શ્રીહર્ષચદ્રસૂરિ--બગાલ દેશે સાધાસણ ગામવાસિ ઓશવાલ જ્ઞાતિ, સઘવી ગોત્રે, શગતાશાહ પિતા; વખતાદે માતા, વિક્રમ સંવત્ ૧૮૮૧ ના મહા શુદિ ૧૩ ને દિને દીક્ષા. વિક્રમ સવત્ ૧૮૮૩ના મહા શુદિ ૧૦ ના આચાર્યપદ, વિકાનેરમા વિક્રમ સવત્ ૧૮૮૩ ના મહા શુદિ ૫ દિને ઉજ્જેણમા ભટ્ટારકપદ. વિક્રમ સંવત્ ૧૯૧૩ ના ફાગણ શુદિ ૧૩ દિને સ-એશ્વરમાં સ્વર્ગવાસ. આ આચાર્યના શિષ્ય ત્યાગી, વૈરાગી, નિગ્રથ ચૂડામણિ શ્રીકુશલચદ્રગણિ થયા. કચ્છ દેશે કોડાય ગામવાસિ જ્ઞાતિ વીશા ઓશવાળ સા જેતસિંહ પિતા, ભીમબાઇ માતા, વિક્રમ સવત્ ૧૮૮૭ માં જન્મ, વિક્રમ સવત્ ૧૯૦૭ ના માગશર શુદિ ૨ દિને દીક્ષા. પાલીતાણે, ગુર્જર કાઠીયાવાડ ફ-રતાં જામનગર થઇ કચ્છમાં ગયા. ત્યાં ઢુઢીઆનો ઘણો

પરિબળ થઈ ગયેલો જોઇને ઘણા વખત સુધી ઉપદેશ આપી ઢુંઢી આને સમજાવી શ્રાવક કર્યા. એ મહાત્માએ ઘણા સાધુ અને સાધ્વીઓને દીક્ષા આપી વિક્રમ સવત્ ૧૯૭૦ ના ભાદરવા શુદિ ૧૦ દિવસે કચ્છ કોડાયમાં સ્વર્ગે ગયા

૭૩ શ્રીહેમચદ્રસૂરિ–કચ્છ કોડાય વાસી ઓશવાળ જ્ઞાતિ, શાહ ડુંગરશી પિતા, વિક્રમ સવત્ ૧૯૧૫ વિકાનેરમાં આચાર્ય પદ, વિક્રમ સવત્ ૧૯૬૭ વિકાનેરમાં સ્વર્ગે ગયા.

૭૪ શ્રીભ્રાતૃચદ્રસૂરિ તથા શ્રીદેવચદ્રસૂરિ–એ બે આચાર્યને પાટે થાપ્યા. શ્રીભ્રાતૃચદ્રસૂરિ–મરૂધર દેશે, વાંકડીયા વડગામ વાસિ, જ્ઞાતિ બ્રાહ્મણ, દાનમલ પિતા, વિજયમાતા, વિક્રમ સવત્ ૧૯૨૦ માં જન્મ, વિક્રમ સ. ૧૯૩૬ વીરમગામમાં દીક્ષા, ૧૯૩૮માં મડલાચાર્ય શ્રીકુશલચંદ્રગણિ પાસે માંડલમાં ક્રિયોદ્ધાર, વિક્રમ સં. ૧૯૬૭ ના વૈશાખ સુદિ ૧૩ શીવગજમા આચાર્યપદ. ૧૯૭૨ ના વૈશાખ વદિ ૮ રાજનગરમાં

તે સમયમાં ઘણુા આચાર્ય તથા સાધુઓ વિહાર કરવામા શિથિલ થયા હતા ક્રિયાહીન થકા પોશાલધારી થયા, કલિકાલને યોગે કરી સમ્યક્‌ક્રિયા ટાલી પોતાની સ્વેચ્છાયે નવનવી વાત અગીકાર કરી વિચરતા હતા

તે અવસરે શ્રીજયસિહસૂરિ દત્રાણુા ગામે આવ્યા તિહા પ્રાગ્વાટજ્ઞાતીય દ્રોણુ નામે વ્યવહારિયો રહેતો હતો. તેનો ગોહુ નામે પુત્ર હતો તે સવત્‌ ૧૯૩૬ મા જન્મ્યો, અને ૧૧૪૬ માં દીક્ષા લીધી, પછી સકલશાસ્ત્ર ભણુવા માડયા તે જેવારે શ્રીદશવૈકાલિક સૂત્ર ભણુતા હતા ત્યારે તેમા—

सीओदगं न सेविज्जा, सिलावुट्ठिहिमाणिय ॥
उसणोदगं तह फासुयं, पडिगाहिज्ज संजए ॥ १ ॥

એ ગાથા ભણીને પછી તેનો અર્થ વિચારવા લાગ્યા તે આવી રીતે જે સીઓદગ ન સેવિજ્જા એટલે શીતોદક જે સચિત્તપાણી તે ન સેવવુ. શિલાવુઠ્ઠિહિમાણિય એટલે વૃષ્ટિહિમની ભણી એ હિમ ન સેવવુ,

અને ઉસણોદગં તહફાસુયં એટલે ઉષ્ણોદક. તે તાતું-પાણી તેમ ફાસુ પાણી તે સંજએ એટલે સાધુને પડિગાહિજ્જ એટલે લેવું. એવો અર્થ વિચારી સચિત્ત ટાઢા પાણીથી ભરેલા માટલા બેહેડા પ્રમુખ ઉપાસરામાં દેખીને ભણવાનું પડતું મૂકી ગુરૂપાસે આવી પૂછવા લાગા કે, હે ભગવન્! આપણે શું કહિયે છીએ? અને શું કરીયે છીએ? એમ કહી પૂર્વોક્ત શ્રીદશવૈકાલિકોક્ત ગાથા કહી સંભલાવી, તેવારે ગુરૂયે કહ્યું. હે વત્સ! સૂત્રમાં ચોથા આરાની ક્રિયા કહી છે તે આજના પાંચમા દુષ્ષમ આરામાં પલે નહી, તેવારે શિષ્યે પૂછયું, હે સ્વામિન્! સૂત્રમાં જે પ્રમાણે ક્રિયા કહી છે તે પ્રમાણે જ ક્રિયા કોઇ સાધુ પાલે તો તેને લાભ છે કે નથી? તે સાંભલી ગુરૂયે કહ્યું એ પ્રમાણે જે પુરૂષ ક્રિયા પાલે તેને ધન્ય છે. તે વારે શિષ્યે પણ ગુરૂ પાસેથી સર્વ સિદ્ધાંત વાંચી સમસ્ત ક્રિયા કરવાની ખરેખરી રીત સમજી લઈ તહત્તિ કરીને શુદ્ધમાર્ગ આદર્યો. તેને શુદ્ધ ક્રિયાવાન્

તથા બહુશ્રુત જાણીને ગુરૂયે ઉપાધ્યાયપદ આપ્યું, અને શ્રીવિજયચંદ્ર એવુ નામ દીધું. તે શ્રીવિજયચંદ્ર ઉપાધ્યાયે ગુરૂ પાસે આજ્ઞા માગી ત્રણ સાધુને સાથે લઈને ચારે જણે ક્રિયાઉદ્ધાર કરવા માટે વિહાર કર્યો. પોતે સર્વ લોકોને ખરેખરૂ સિદ્ધાંત શૈલીપૂર્વક સત્ય ઉપદેશ કરવા લાગ્યા. છઠ્ઠ અઠ્ઠ માદિક તપ કરે, આહારના બેતાલીશ દોષ ટાલી શુદ્ધ આહાર લીયે. એકદા કયાંય શુદ્ધાહાર ન મળ્યો, અને વિના આહારે ત્રીશ દિવસ નિકળી ગયા તોપણ શુદ્ધક્રિયાથી ચળ્યા નહી. એક માસ વીત્યા પછી પણ શુદ્ધાહાર ન મળ્યો, તે વારે પાવાગઢે આવી શ્રીવીર-પ્રભુનાં દર્શન કરી દેરાસરની બાહિર શુદ્ધ નિર્જીવ શિલા દેખી તેની ઉપર સાગારિક એટલે આગાર સહિત અનશન કર્યું. તે આવી રીતે કે સવારે પારણું છે માટે જો શુદ્ધ આહાર મળે તો લેવો, અને કદાપિ શુદ્ધ આહાર ન મળે તો પછી જાવજ્જીવ આહાર ન લેવો.

એવામાં ચક્રેશ્વરી દેવી અને પદ્માવતી દેવીયે મહાવિદેહમાં શ્રીસીમંધરસ્વામી પાસેથી વખાણ સાંભળી રહ્યા પછી પૂછયું કે, હે સ્વામિન્ ! આજના સમયમાં ભરતક્ષેત્રને વિષે શુદ્ધ ક્રિયાધારી કોઇ સાધુ હશે ? તે વારે ભગવાને કહ્યું જે વિજયચંદ્ર ઉપાધ્યાય શુદ્ધાચારના પાળનારા હાલમાં પાવાગઢ ઉપર છે. એવું પ્રભુના મુખથી સાંભળી તત્કાળ ચક્રેશ્વરી દેવી પાવાગઢે આવી. તે સમયમાં ભરતક્ષેત્રને વિષે પાછલી બે પ્રહર રાત્રી રહી છે, તે વખતે ચક્રેશ્વરીદેવીયે આવીને વિજયચંદ્ર ઉપાધ્યાયને વાંદ્યા. નમસ્કાર કરી જ્ઞાનપ્રસુંછ્ જોયું અને હર્ષિત મને કરી ઉપાધ્યાયના મુખ આગળ ઉભી રહી. તેમની શુદ્ધ ક્રિયા દેખીને એવી રીતે કહેવા લાગી કે, જેવા સીમધરસ્વામીયે તમોને ક્રિયાધારી કહ્યા તેવાજ મેં તમોને દીઠા, માટે હે સ્વામિન્ ! તમે વિધિપક્ષગચ્છ એવું નામ સ્થાપીને સર્વ લોકને ધર્મનો માર્ગ વિધિસહિત પ્રગટ કરી આપો, અને ઉત્સૂત્રની પ્રરૂપણા જે ચાલે છે, તેને મૂળથી

કાપી નાખો. એવું દેવીનું વચન હૃદયમાં ધારણ કરીને ઉપાધ્યાયજી પાવાગઢથી ઉતર્યા, તિહાં દેવીયે ઉપદિષ્ટ કર્યું હતું જે ભાલેજ નગરે જાજો. તિહાં તમોને શુદ્ધમાન આહાર મળશે. તેણે કરી પારણું કરજો. તે દેવીના વચનને અનુસારે ઉપાધ્યાયજી પણ ભાલેજનગરે ગયા. તિહાં શુદ્ધમાન આહાર વહોરીને પારણું કર્યું, અને તે ગામના રહેવાસી યશોધન ભણસાલીને પ્રતિબોધ આપ્યો. તિહાં ધર્મ સંબંધિ શુદ્ધ માર્ગનો ઉપદેશ કર્યો. તે ભવ્યજીવોના હૃદયમાં વસ્યો. તિહાં યશોધન ભણસાલીયે ભરતચક્રવર્ત્તિની યુક્તિ જેવું નવું દેરાસર કરાવ્યું. તેનો વિધિસહિત પ્રતિષ્ઠાનો મહોત્સવ થાય છે. તિહાં લાખો ગમે લોક જોવાને એકઠા થયા છે. તેમાં કેટલાએક તો હાસ્ય કરવા આવ્યા હતા. જે આ વળી નવી રીત સિદ્ધાંતિક મતે ચાલનારની નીકળી છે, માટે એને કોઈરીતે વિઘ્ન કરી પ્રતિષ્ઠાનો વિધિ થતો બંધ કરાવીયે.

એવામાં આકાશથી દેવવાણી થઈ. જે અહો

લોકો ! તમે વિધિપક્ષગચ્છનું નામ અનુસરો, અને એ ગચ્છના માર્ગને અનુસરી ક્રિયાપ્રમુખમાં પ્રવર્ત્તો કે જેમ સંસારસમુદ્ર થકી તરીને પાર પામો, એવી વાણી સાંભળી અંતરાય કરવા આવનારા જનોનાં વદન શ્યામ થઈ ગયાં, અને હજારો શ્રાવકો તિહાં વિધિ સહિત શુદ્ધ ક્રિયાનું આચરણ કરવા તત્પર થયા. શુદ્ધ સિદ્ધાંત માર્ગ આદરતા હવા. એ વિક્રમ સંવત્ ૧૧૬૯ મે વર્ષે શ્રીવિધિપક્ષગચ્છ નામ સ્થાપન થઈને એનો મહિમા વિસ્તાર પામ્યો.

વળી દેવીયે પ્રથમ પાવાગઢની ઉપર ઉપાધ્યાયજીને એવું કહ્યું હતું. જે સ્વામી તમે ભાલેજનગરે જાજો. તિહાં યશોધન ભણસાલીયે દેરાસર કરાવ્યું છે, તેના મહોત્સવ ઉપર શ્રીસંઘ આવશે તેના તંબૂમાં તમોને શુદ્ધ આહાર મળશે, તે લેજો. તમારાથી શ્રીજિનશાસનનો મ્હોટો ઉદય થાશે, માટે અનશન કરશો માં. તે દેવીના કહેવા પ્રમાણે પ્રભાતે તિહાં સંઘ આવ્યો. તેમણે સાધુને વહોરવા માટે વિનંતી કરી

તેડીને લઇ ગયા. ચક્રેશ્વરીજી પોતે આહાર વહોરાવવા આવ્યાં. સોનામહોરોનો થાળ ભરીને દેવીયે કહ્યુ આ વહોરો. સાધુયે બે વાર કહ્યુ આ અમોને લેવુ કલ્પે નહી, તે વારે ત્રીજીવાર થાળમા શ્રાવકો ચોખા ભરી લાવ્યા તે વહોર્યા. તે વારે દેવીયે વર દીધો કે આજથી વિધિપક્ષગચ્છના શ્રાવક જે જે ગામ હશે તે તે ગામમાં એક, બે, ત્રણ અથવા ચાર જણની પાસે પ્રાયે સોનૈયા અવશ્ય હશે,એમ કહી દેવી અદૃશ્ય થઇ

પછી ઉપાધ્યાયે સાધુઓની સાથે માલવદેશે વિહાર કર્યો સર્વ મળી એકવીશસેં ૨૧૦૦ સાધુઓને દીક્ષા દીધી તથા અગીઆરસે સાધ્વીઓને દીક્ષા આપી તે વાત ગુરૂયે સાંભળી તે વારે વિજયચદ્ર ઉપાધ્યાયજીને તેડાવી લઇ આચાર્યપદ આપ્યુ. તે સડતાલીશમા પાટે શ્રીઆર્ય રક્ષિતસૂરિ ક્રિયા ઉદ્ધારક થયા અને એ સૂરિથી શ્રી ચક્રેશ્વરી દેવીની પ્રાર્થનાથી વિધિપક્ષગચ્છ એવુ નામ સ્થપાયુ. તે આચાર્યથી માંડીને શ્રી મેરતુગ સૂરિ થયા તિહાં સુધી જેટલા આચાર્ય-

ના પાટ થયેલા છે તે સર્વ આચાર્યોના વખાણ સાભળવા માટે એક ચક્રેશ્વરી બીજી પદ્માવતી અને ત્રીજી મહાકાલી એ ત્રણ દેવીયો નિત્ય પ્રત્યે આવતી હતી

એકદા શ્રીવિજયચદ્ર ઉપાધ્યાય જિણૂપ નગરે ગયા તિહાં કોડી વ્યવહારીયાને પ્રતિબોધ્યો

यतः—

ास्स सुया समयसिरि इग कोडिटंकमुल्ललंकारं ।
परिहरिय गहिय दिक्खा, पण निस सहियर परिवरिय ॥
अण्णोवि य तत्थ जणा, गुरुवयणरसेण लीण पडिबुद्धा।
ते सव्वदेसविरइ, वेरंगवसेण पडिवन्ना ॥ २ ॥

અર્થ —તે કોટી વ્યવહારિયાની સમયશ્રી નામે પુત્રી હતી. તેણે એક ક્રોડ સોનામ્હોરનુ ઘરેણું પહેર્યું હતું, તેનો ત્યાગ કરી પોતાની પચ્ચીશ સખીયો સાથે પરવરી થકી ગુરૂ પાસેથી દીક્ષા લેતી હવી, વળી બીજા પણ ઘણા મનુષ્ય ગુરૂના વચનરૂપ રસે કરી લયલીન થયા કેટલાએક દેશવિરતિપણું અંગીકાર કરી વૈરાગ્ય

વશે શ્રાવકપણું પડિવજતા હવા, અને કેટલાએક સર્વવિરતિપણું અંગીકાર કરીને સાધુ થયા.

હવે તે કોડી વ્યવહારીયો મહાૠદ્ધિવંત હતો તેણે એક આવાસ કરાવ્યો તેના ચોરાસી બારણા કર્યા તથા વલી પાંચશેં ઘોડી વછેરા સહિત જેસંગ રાજાયે દીધી. વલી તે ઘોડા ઘોડીને અર્થે અઢાર ગામ મોહોર છાપ કરીને રાજાયે આપ્યા. અને તે વ્યવહારીયાને રાજાયે પોતાનો ભંડારી કરી થાપ્યો.

હવે તે કોડી વ્યવહારિયાએ પડિક્કમણું કરતાં હેમાચાર્યજીને છેહેડાયે કરી વાંદણા દેવા માંડ્યા. તે વારે કુમારપાલ રાજાએ ગુરૂને પૂછ્યું. એ શ્રાવક વઆંચલે કેમ વાંદણા આપે છે ? તેમને શ્રીહેમચંદ્રાચાર્યે કહ્યું કે, એ જે પ્રમાણે વાંદણા આપે છે તે પ્રમાણે જ ખરેખરો સિદ્ધાંતનો માર્ગ છે, તેવારે કુમારપાલ રાજાયે વિધિપક્ષગચ્છ એવું નામ સાર્થક જ છે એમ કહીને પ્રશસા કરી વિધિપક્ષગચ્છ નામ રાખવાને ઉત્સુક થઈ અચલગચ્છ નામ થાપ્યં છે

હવે ઉપાધ્યાય થિરાદ્રગામે પહોતા તે અવસરે ણુદેશે સોપારાપુર પાટણે કોટિદ્રવ્યનો ધણી દાહડ નામે શેઠ રહે છે, તેની નેઢી નામે ભાર્યા છે, તેનો જેસિંહકુમાર નામે પુત્ર છે, તે સંવત્ ૧૧૭૯ માં જન્મ્યો; પછી મહોટો થયો તેવારે શ્રીજંબુસ્વામીનું ચરિત્ર સાંભળી વૈરાગ્ય પામ્યો. તદનતર માવિત્રનું મન મનાવી ત્રંબાવતી નગરીયે ગયો. ત્યાંથી અણહિલપુર પાટણે આવ્યો. ત્યાં જેસિંઘ રાજાને એક લાખ દ્રવ્યનો હાર ભેટ આપ્યો. રાજાએ તેમને પૂછ્યું તમે ઇહાં કેમ આવ્યા છો ? તેણે કહ્યું ચારિત્ર લેવું છે. તેવારે રાજાયે કહ્યું તમે થિરાદ્રે જઈને શ્રીવિજયચંદ્ર ઉપાધ્યાયજી પાસેં દીક્ષા લ્યો. તેવારે જયસિંઘકુમર થિરાદ્રે આવ્યા ઉપાસરે ગયા પણ તે વખત ગુરૂ દેવદર્શને ગયા હતા. એટલામાં જેસિંઘકુમારે ઠવણી ઉપર પડેલું પુસ્તક દેખીને એકવાર વાંચ્યું એટલે સાતશેં ગાથા દશવૈકાલિકની કંઠે થઈ ગઇ. એટલામાં ગુરૂ પણ દેવદર્શન કરી આવ્યા તેમને વાંદીને જેસિંઘકુ-

મરે પોતાને ચારિત્ર લેવાની વાત કહી તેમને ગુરૂયે સંવત્ ૧૧૯૭ માં દીક્ષા દીધી.

જેસિંઘકુમર દીક્ષા લીધા પછી ત્રણ વર્ષમાં ત્રણ કોટી ગ્રંથ ભણ્યા, પછી મહાઉર નગરેં સંવત ૧૨૦૨ ના વર્ષે શ્રીજયસિંઘસૂરિયે શ્રીવિજયચંદ્ર ઉપાધ્યાયને આચાર્યપદે થાપી તેનું આર્યરક્ષિત સૂરિ એવું બીજું નામ દીધું.

તે આર્યરક્ષિત સૂરિજી પૃથ્વીપીઠને વિષે વિચરતા ઘણા સાધુ સાધ્વીને પરિવારે વિહાર કરતા સર્વ મલી એકવીશસો સાધુને દીક્ષા દીધી, તથા ઇગ્યારસોને ત્રીશ સાધ્વીયોને દીક્ષા દીધી, બાર સાધુને આચાર્ય પદે સ્થાપ્યા, વીસ સાધુને ઉપાધ્યાય પદે સ્થાપ્યા, સીતેર સાધુને પંડિતપદે સ્થાપ્યા, એકસોને ત્રણ સમયશ્રી આદિક સાધ્વીયોને શ્રીમહત્તરાપદે સ્થાપન કરી. બ્યાસી વડેરી સાધ્વી પવત્તણી થાપી. સર્વ મલી ૩૫૧૭ સાધુ આદિકનો પરિવાર થયો. ઇત્યાદિ થાપના કરીને પછી ભિંણુપ નગરે આવ્યા તિહાં પોતાની પાટ જે-

સિંઘ સાધુને સ્થાપી તેમનું જયસિંહસૂરિ નામ સ્થાપન કરી પછી સંવત્ ૧૨૩૯ માં શ્રીઆર્યરક્ષિત સૂરિનું નિર્વાણ થયું. એમનું સર્વ મલી એકશો વર્ષ આયુ હતું. તે પૂર્ણ કરી સ્વર્ગે ગયા.

પછી અડતાલીશમા પટ્ટધર શ્રીજયસિંહ સૂરિ થયા, તે પૃથ્વીપીઠને વિષે વિહાર કરતા હતા, તે વખત પાટણમાં જેસિંઘરાજાને પાટે કુમારપાલ રાજા બેઠા જેણે શ્રીહેમાચાર્યની વારમાં અઢારદેશોમાં જીવદયા પળાવી તે ગ્રંથોમાં પ્રસિદ્ધ છે. એ વખતે અણુહિલપુર પાટણમાં અચલગછનું નામ ગર્જારવ કરતું હતું.

गाथा—

तप्पट्टि पउमहंसो, गणाहिवो सूरिराय जयसिंहो ।
कच्छवि गाम दुगंतर, गच्छेसो परिकरेण जुओ ॥१॥

અર્થઃ—હવે તે શ્રીજયસિંહસૂરિ કહેવા શોભનિક છે, કે જેમ પદ્મસરોવરે રાજહંસ શોભાને ધરે છે, તેમ ગણાધીશને વિષે શ્રીજયસિંહસૂરિ શો-

ભાને ધરતા હવા. તે આચાર્ય પૃથ્વીને વિષે ઘણા સાધુને પરિવારે વિહાર કરે "ગામે ઈકરાઇયં, ણગરે પંચરાઇયં" ગામે એકરાત્રી નગરે પંચરાત્રી એવી રીતે ઘણા ભવ્યજીવોને ધર્મોપદેશ દેઇ ધર્મ પમાડી સંસાર સમુદ્રથી તારતા થકા વિચરતા હતા.

એકદા કોઇક દુર્મતિયે શ્રીજયસિંહસૂરિને જીવથી ઠાર મારી નાખવાને માટે ઘણા માણસ મોકલ્યા. તે તિહાં આવ્યા. તેને ચક્રેશ્વરી દેવીયે થંભાવી રાખ્યા સર્વ મૂર્છાગત થઇ પડ્યા તે જોઇ તેમના માતા પિતા ભાઈ પ્રમુખ સર્વ સગાં વહાલા આવીને ગુરૂના પગ ધોઇ તેનું પાણી છાંટયું તેથી તે સચેત થયા.

તેમજ વલી બીજા કોઈ કુમતિયે પણ ગુરૂને મારવાને માટે માણસ મોકલ્યા તેપણ આવ્યા કે, તે સર્વને અકસ્માત્ પેટપીડા ઉપની. તેમને પણ તેમજ પગ ધોઇ પાણી પીવરાવ્યું કે પેટપીડા મટી ગઇ. વલી એ ગુરૂયે સર્વ સાલવીની જ્ઞાતિના લોકો દિગમ્બર હતા, તેને પ્રતિબોધીને શ્વેતાંબર શ્રાવક કીધા

તેની કથા નીચે પ્રમાણે—

એકદા' કુમારપાલરાજા પીતાંબર પહેરીને શ્રી પાર્શ્વનાથજીની પૂજા કરે છે, એવામાં કોઇક સુંગીપટ્ટણુથી રાજાનો મિત્ર વ્યાપારી દેરાસરે દર્શન કરવા આવ્યો. તે, રાજાને પટોલું પહેરેલો દેખીને કહેવા લાગ્યો. હે રાજન્! એ પટોલું પવિત્ર નથી, પણ બીજાયે પહેરી ઉતારેલું છે, રાજાયેં પૂછ્યું, તેં કેમ જાણ્યું? તેવારે પરદેશી બોલ્યો કે, અમારા ગામ સુંગીપટ્ટણનો રાજા મદનબ્રમ છે, તે જેટલાં ચીર ઉતરે તેટલા સર્વ એકવાર પોતાની સજ્જાયેં પાથરે, પછી તે ધણીને આપે. તદનંતર વ્યાપારીઓ લઇને પરદેશમાં જઈ વેંચે, તે માટે એ વસ્ત્ર ઉતારેલું છે, તેથી પૂજાદિક પવિત્ર કામમાં એ પહેરવું યોગ્ય નથી. તે વાત મનમાં રાખીને કુમારપાલ રાજાયે પોતાના સેવકોને મુંગીપટ્ટણગામે સાલવીને તેડવા માટે મોકલ્યા. તેણે સુંગીપટ્ટણે જઇ સાલવીને પાટણ આવવા કહ્યું. તેવારે સાલવીયે કહ્યું—અમારા દેવ શ્રીનેમિનાથ તથા-

આદીશ્વર ભગવાન્ અને ગૌતમસ્વામી તથા અમારા ગુરૂ છત્રસેન ભટ્ટારક પ્રમુખ સર્વને તેડીને સમસ્ત જ્ઞાતિલા એકઠા મલીને અમે આવીયે. તે વાત કુમારપાલના સેવકોયે કબૂલ કરી. તેવારે સર્વ સાલવીને તેડી પીરાણુ પાટણે આવ્યા. કુમારપાલને મલ્યા, રાજા હર્ષવંત થયો, સર્વને રહેવા માટે જગા આપી. તેમની વસ્તીથી પાટણમાં નવા સાત પુરા વસાવ્યા.

હવે રાજા પવિત્ર પટોલું પહેરી પૂજા કરે, પણ સાલવી લોકો દિગમ્બર ધર્મના પાલનારા છે. તે દેરાસરમાં રાત્રે શ્રીનેમિનાથની પૂજા કરે તે રાજાને ગમે નહી. તેથી રાજાયે હેમાચાર્યને કહ્યું જે તમે આ સાલવીના ગુરૂ ભટ્ટારકની સાથે વાદ કરીને એને હટાવો. તો એ સાલવીને શ્વેતાંબર કરીયે. તેવારે હેમાચાર્ય બોલ્યા જે એની પાસે ઘટ સરસ્વતી છે, માટે એને અંચલગચ્છાચાર્ય શ્રીજયસિંહસૂરિ જીતશે. બીજાથી ન જીતાય. તેવારે કુમારપાલ રાજા જયસિંહસૂરિ પાસે આવ્યા, અને વિનતિ કરી કે મહારાજ

તમે દિગમ્બરોને જીતો, તેવારે ગુરૂયે કહ્યું, મહારાથી દરબારમાં અવાય નહીં. માટે ઇહાંજ તેઓને તેડાવો, અને વાદ કરતી વખતે તમો પણ આવીને ઇહાં બેશો. પછી રાજાયે દિગમ્બરના ભટ્ટારકને તેડાવ્યા. તિહાં આવીને પડદો બંધાવી કુંભ થાપના કરી ઘટ સરસ્વતી કુંભમાં થાપી અને પોતે તેના મુખ આગલ બેઠા. હવે સરસ્વતી વાદ કરે અને ગુરૂ ઉત્તર આપે, એમ નિત્યપ્રત્યે સવા પહોર પર્યંત વાદ કરે, પછી રાજા પોતાને સ્થાનકે જાય. એમ વાદ કરતાં છ દિવસ થયા. સાતમે દિવસેં રાજા કહેવા લાગ્યો, હે સ્વામિન્! રાજા સંબંધી કાર્યનો વિનાશ થાય છે, તેમાટે તરત જીતી લ્યો. તો રૂડું. તેવારે ગુરૂએ સાતમે દિવસે શિષ્યને શીખવી ઘટ ભાંજી નખાવ્યો, એટલે એકજ પ્રશ્નમાં દિગમ્બરાચાર્યને જીતીને પોતાનો શિષ્ય કર્યો. સાલવી સર્વ શ્વેતાંબરી શ્રાવક કીધા. શ્રીનેમિનાથ પ્રમુખની પ્રતિમાને કંદોરો કરાવી શ્વેતાંબર પ્રભુ કર્યા. તે શ્રીનેમિનાથની પ્રતિમા પીરાણુ પાટ-

ણુમાં ત્રિસેરી પોલમધ્યે છે, અને આદીશ્વર ભગવાનની મૂર્ત્તિ શ્રીરાજનગરે ઇલમપુરમાં છે. તથા પદ્માવતી દેવીની પણ ઇલમપુરમાં સ્થાપના થઇ; પણ તે હમણા જમાલપુરમાં છે, અને તે દિગમ્બરી શાખાના યતિ હમણા પણ હર્ષના સ ઘાડાના કહેવાય છે. તે સર્વ અચલગચ્છમાં જાણવા.

એકદા શ્રીજયસિંહસૂરિ વિહાર કરતાં માહવ-પુરે ગયા, તિહાં ધનકુમરને પ્રતિબોધીને દીક્ષા દીધી. તે ધન સાધુ ઘણા શાસ્ત્ર ભણીને સર્વસૂત્રના પાર-ગામી થયા, શ્રીજયસિંહસૂરિ (૧૧૭૯) માં જન્મ્યા. (૧૧૯૩) માં દીક્ષા લીધી, (૧૨૩૬) માં આચાર્ય પદ મળ્યું, (૧૨૬૮) માં નિર્વાણ પામ્યા. સર્વ મળી ૭૯ વર્ષાયુ ભોગવી ધર્મઘોષસૂરિને પાટે સ્થાપી સ્વર્ગે ગયા.

ઓગણ પચ્ચાશમાં પટ્ટધર શ્રીધર્મઘોષસૂરિ થયા. તેમની કથા નીચે પ્રમાણે–માહવપુર નગરે શ્રીચંદ્રવ્યવ-હારીઓ રહેતો હતો. તેની રાજલદે નામા ભાર્યા, તેનો પુત્ર ધનકુમરહતો, તે સંવત્ (૧૨૦૮) માંજન્મ્યા, અને

તેણે (૧૨૧૬) માં દીક્ષા લીધી, જેણે સંભરીદેશના રાજા જે દારૂનો તથા આહેડાનો વ્યસની હતો, તેને પ્રતિબોધીને શ્રીપાર્શ્વનાથની પ્રતિમાને પૂજતો કીધો. એ આચાર્યને સંવત (૧૨૩૪) માં શાકંભરી નગરીમાં આચાર્યપદ મળ્યું.

એ આચાર્યે કુમતિયોના ઉન્માદ તોડ્યા. એકસો અઢાર પ્રશ્નોત્તરરૂપ એક ગ્રંથ સિદ્ધાંત રીતિએ રચ્યો. તેમજ શતપદી ગ્રંથની રચના કરી, તથા બીજા પણ અનેક ગ્રંથો તેમણે રચેલા છે. જે માંહેલા ઘણું કરી ચરિત્રાનુવાદ ઉપર ઘણા ગ્રંથ છે. ઘણા લોકોને શુધ્ધોપદેશ દઈ ધર્મ પમાડ્યો, જ્ઞાનવૃદ્ધિ કરી, એ આચાર્ય (૧૨૬૮) માં નિર્વાણ પામ્યા. સર્વાયુ ૫૯ વર્ષ ભોગવી સ્વર્ગે ગયા.

પચાશમા પટ્ટધર શ્રીમહેંદ્રસૂરિ થયા. તેમની કથા નીચે પ્રમાણે—થરાદ્ર નામે નગરમાં દેવપ્રસાદ નામે શ્રેષ્ઠિ રહેતા હતા, તેની શ્રીદેવી નામે ભાર્યા હતી તેમના પુત્ર મહેંદ્ર સંવત (૧૨૨૮) માં જન્મ

( ૧૨૩૭ ) માં દીક્ષા લીધી, ( ૧૨૬૩ ) માં આચાર્ય પદ મળ્યું, અને ( ૧૨૬૯ ) માં ગચ્છનાયક પદ મળ્યું, એ ગુરૂની વારે કોઇ ગામના શ્રાવકના મનમાં જૂદા જૂદા ચોરાસી સંદેહ હતા. તેનો નિર્ણય કરવા ગુરૂને પ્રશ્ન પૂછવા આવ્યા તે વખત ગુરૂ વખાણ વાચવા બેઠેલા હતા. તિહાં જે શ્રાવકના મનમાં સદેહ હતો તેજ વાત વંચાતી હતી, તેથી તે વખાણ સાંભળતાંજ શ્રાવકના સર્વ સંદેહ મટી ગયા, એવા અતિશયવાલા ગુરૂ હતા. તે સંવત્ ( ૧૩૦૯ ) ના વર્ષમાં **તથરવાડે** નિર્વાણ પામ્યા. સર્વ મળી ( ૮૨ ) વર્ષનું આયુ ભોગવી સ્વર્ગે પહોંચ્યા.

એકાવનમા પટ્ટધર શ્રીસિંહપ્રભસૂરિ થયા, તેની કથા કહે છે:—**વીજાપુર** નગરીયે અરિસિંહ શ્રેષ્ઠી તેની પ્રીતિમતી ભાર્યા તેમના પુત્ર હતા, તે સંવત્ ( ૧૨૮૩ ) માં જન્મ્યા. ( ૧૨૯૧ ) માં દીક્ષા લીધી, જેણે શિષ્યાવસ્થામાંજ ગુરૂ સાથે વાદ કરવા આવનારાઓને બુદ્ધિયે કરી હરાવ્યા. સંવત્ (૧૩૦૯) માં આ-

ચાર્યપદ અને ગચ્છનાયકપદ મળ્યું, સંવત્ ૧૩૧૩ માં નિર્વાણ પામ્યા. સર્વ મળી ત્રીશ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

બાવનમા પટ્ટધર શ્રીઅજીતસિંહસૂરિ થયા, તે-તેડોડ ગામે જિનદેવશેઠની જિનદેવી ભાર્યાના પુત્ર હતા. તે સંવત્ ૧૨૮૩ માં જન્મ્યા. ૧૨૯૧ માં દીક્ષા લીધી, સંવત્ ૧૩૧૪ માં શ્રીઅણહિલપુર પાટણે આચાર્યપદ મળ્યું. જેણે સુવર્ણનગરીના સ્વામી સમરસિંહ રાજાને પ્રતિબોધિને દેશમા થતી જીવહિંસાને બંધ કરાવી. ત્યાંના સર્વ લોક કુમારપાલનો વારો સંભારવા લાગ્યા. એ ગુરૂએ પન્નર આચાર્યપદની સ્થાપનાનો મહોત્સવ એક લગ્ને કરાવી આનંદ નીપજાવ્યો. સંવત્ ૧૩૧૬ માં જાલોર ગામે ગચ્છનાયકપદ મળ્યું. સંવત્ ૧૩૩૯ માં નિર્વાણ પામ્યા. સર્વ મળી છપન્નવર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

ત્રેપન્નમા પટ્ટધર શ્રીદેવેંદ્રસિંહસૂરિથયા. તે પાલણપુર નગરે શ્રીમાલિજ્ઞાતે સાંતુશેઠની સંતોષશ્રી

ભાર્યાના પુત્ર હતા. સંવત્ ૧૨૯૯ માં જન્મ્યા. સ. ૧૩૦૬ માં થિરાદ્રગામે દીક્ષા લીધી સં. ૧૩૨૩ માં તિમિરપુરે આચાર્યપદ મળ્યું, સ. ૧૩૩૯ માં ગચ્છનાયક પદ મળ્યું. જેમના વ્યાખ્યાનની અદ્ભુત વાણી સાંભળવા માટે અન્ય ગચ્છાતરના ઉપાધ્યાય તથા પંડિતોની સભાઓ વ્યાખ્યાનાવસરે નિત્ય પ્રત્યે ભરાતી હતી, એ આચાર્ય સં. ૧૩૭૧ માં અણુહિલપુરપાટણે નિર્વાણ પામ્યા. સર્વ મળી બોતેર વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

ચોપન્નમા પટ્ટધર શ્રીધર્મપ્રભસૂરિ થયા. તે ભિન્નમાલનગરે લીંબાશેઠની વિજલદે નામા સ્રીના પુત્ર હતા. તે સંવત્ ૧૩૩૧ માં જન્મ્યા, સં. ૧૩૪૧ માં જાલોર મધ્યે દીક્ષા લીધી, સં. ૧૩૫૯ માં આચાર્યપદ મળ્યું, સં. ૧૩૭૧ માં અણુહિલ્લપુરપાટણે ગચ્છનાયકપદ મળ્યું. એમની વારે શ્રીભુવનતુંગસૂરિ શાખાચાર્ય થયા. તે જુનાગઢ ગામે ગયા, તિહાં રાઉલ શ્રીખેંગારની સમક્ષ તક્ષનાગને પ્રત્યક્ષ આણીને શોલ ગારૂડીઓના વાદ જીત્યા, અને જાવજ્જીવ સૂધી સર્પને પકડવા તથા

સોટી ગ્રામે નિર્વાણ પામ્યા. સર્વ મળી ત્રેશઠ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

પંચાવનમા પટ્ટધર શ્રીસિંહતિલકસૂરિ થયા જેમના દર્શન થકી સર્વ પ્રકારનાં દુઃખ દૂર થઇ જાય એવા હતા. તે મરૂદેશે અર્ઈવપુરનગરે આશાધર શેઠની ચાંપલદે ભાર્યાની કૂખે સંવત્ ૧૩૪૫ માં જન્મ્યા. સં ૧૩૫૨ માં દીક્ષા લીધી. સં. ૧૩૭૧ આનંદપુરે આચાર્યપદ મળ્યું. સં. ૧૩૯૩ માં ગચ્છનાયકપદ શ્રીપાટણ માં મળ્યું. સંવત્ ૧૩૯૫ માં શ્રીસ્તંભતીર્થે નિર્વાણ પામ્યા. સર્વ મળી પચ્ચાસ વર્ષાયુ ભોગવી સ્વર્ગે પહોંચ્યા.

છપ્પનમા પટ્ટધર શ્રીમહેંદ્રસૂરિ થયા. તે વડગામને વિષે આશા નામે શેઠની જીવણાદે ભાર્યાની કૂખે સં. ૧૩૬૩ માં જન્મ્યા. સં. ૧૩૭૫ માં શ્રીવીજાપુરે દીક્ષા લીધી. સં. ૧૩૯૩ માં અણહિલ્લપુરપાટણે આચાર્યપદ પામ્યા. સં. ૧૩૯૮ માં ખંભાતબંદરે ગચ્છનાયકપદ પામ્યા. એકદા મરૂસ્થલે નાણી ગ્રામે શ્રાવકોયે

ચોમાસુ રાખ્યા, તિહાં ગ્યાસીમે દિવસે વિઘ્ન થયુ. જાણીને ધર્મની વાહર કરાવી, એટલે આશ્વિન શુદિ આઠમની તિથિયે મધ્યરાત્રિને અવસરે ગુરૂમહારાજ કાયોત્સર્ગમા બેઠા છતા તેમને કાલદારૂણ સર્પ ડસ્યો તેવારે મત્ર, તત્ર અને બીજી પણ અનેક જગલની ઔષધીઓ કરવાનો ભ્રમ ત્યાગીને એકાંતે દૃઢ મન રાખી એકજ શ્રીપાર્શ્વનાથ ભગવાનનુ ધ્યાન કર્યું, તેમાજ નિશ્ચલ રહ્યા. તે જેવારે દશ પ્રહર ધ્યાનમાં ગયા તેવારે લહેર વાજી, પણ ધ્યાનને બલે તે સર્પે પ્રાણ તજ્યો. સમગ્ર વિષવ્યાપ ટાળ્યો, આકાશે જય જયારવ પ્રવર્ત્યો, સમસ્ત લોક આનદ પામ્યા. એમની વારે શાખાચાર્ય શ્રીઅભયદેવસૂરિ થયા. તેના ઉપદેશથી પાટણનો રહેવાસી મીઠડિયા ગોત્રનો શા૦ એતો નોડી, તેણે સવત્ ૧૪૩૨ મે વર્ષે શ્રીપાર્શ્વના થજીની પ્રતિમા ભરાવી. જે શ્રીગોડીપાર્શ્વનાથ જયવતા વર્ત્તે છે, એનો વિશેષ અધિકાર એજ પુસ્તકમા શ્રીગોડીપાર્શ્વનાથજીનું ચોઢાળીયુ છે, તેમાથી જોઇ લેવો. એવા શ્રીમહેદ્રપ્રભસૂરિ થયા.

यतः—

सव्वे वहंतु गव्व, कुणंतु पढतु पढमं जे ॥

पण तुह महिंदसूरि, सासमुविणांमि ण कोवि मुणी ॥१॥

એ આચાર્ય સ૦ ૧૪૪૪ મા વર્ષે નિર્વાણ પામ્યા સર્વ મળી એક્યાસી વર્ષાયુ ભોગવીને સ્વર્ગે ગયા

અત્તાવનમા પટ્ટધર શ્રીમેરૂતુગસૂરિ થયા તે આ કલિકાલમા અદ્ભુત સૌભાગ્યવાલા વિદ્યાના નિધાન, ક્ષાત્યાદિક ગુણે કરી પ્રધાન, મિથ્યાત્વક દકુદ્દાલ, પરબ્રહ્મ વિશાલ એવા અને પ્રભાવક થયા એ નાણીગ્રામે વોરા વઈરિસિહની સ્ત્રી નાલ્હુદેની તેની કૂખે ૧૪૦૩ ના વર્ષમા જન્મ્યા ૧૪૧૮ મે વર્ષે દીક્ષા લીધી, ૧૪૨૬ ની સાલમાં આચાર્યપદ પામ્યા, અને ૧૪૪૬ ની સાલમા ગચ્છનાયકપ૦ પામ્યા એ મણે શ્રીવોલાડગ્રામે સર્પનુ સર્વ વિઘ્ન પાર્શ્વનાથની સ્તવના કરીને નિવર્ત્તાવ્યુ. વળી ગુજરાતનો પાદશાહ મહંમદ લોલાડા ગામ ઉપરે મ્હોટી ફોજ લઈ ચડી આવ્યો, તેને શ્રીપાર્શ્વનાથના મહિમાથકી પાછો

ફેરવ્યો, ઈત્યાદિ એમનું માહાત્મ્ય વઢિયાર દેશમાં પ્રસિદ્ધ છે, તેની કથા નીચે પ્રમાણે—

એકદા શ્રીમેરૂતુંગસૂરિ વિહાર કરતા સંખેશ્વર પાસે લોલાડા ગામમાં ચોમાસુ રહ્યા હતા. તિહાં એક વખત લોલાડા કસબાના રહેવાસી સર્વ દસાડે વિવાહ ઉપર ગયા હતા. એવામાં ગુજરાતનો પાદશાહ ગામને ખાલી થયેલું જાણીને ચઢી આવ્યો. તે વારે ગામના લોકે નાસવા માંડયુ. શ્રાવકોએ આવીને શ્રીમેરૂતુંગસૂરિને કહ્યું કે હે સ્વામિન્! તમારી પોથી પાનાનો ભાર અમને આપો, તે અમે ઉપાડીશું, અને તમે પણ અમારી સાથે ચાલો. કેમકે અસુરલોકોનું લશ્કર આવ્યું છે, તે ગામ ભાંગી નાખશે, અને પોથી પાના સર્વ ભસ્મ કરી નાખશે, માટે આપણે અહીંથી જતા રહીએ. તે વારે ગુરૂએ કહ્યું કે ચોમાસું ઉતર્યા વિના અમારાથી વિહાર થાય નહી, તે સાંભળી શ્રાવકો બોલ્યા જે આ શૂન્ય ગામમાં તમારાથી કેમ રહેવાશે. તે વારે ગુરૂએ શ્રાવકો પાસેથી સવામણ

ચોખા મગાવી તેને મંત્રીને શ્રાવકોને આપ્યા અને કહ્યું કે, તમે મંત્રે કરી મંત્રિત કરેલા આ ચોખાની ધારાવાડી ગામને દેઇને પછી જેટલા શત્રુના અસવાર હોય તેટલા ફોજની સામા દોડજો; પણ પાછુ ફરી જોશો માં. શ્રાવકોએ તેમ કર્યું. તિહાં પછી જેટલા અક્ષત હતા, તેટલા અસવાર થઇ પડયા, જેટલા દોડયા તેટલા સર્વ બંધુકીયા થયા, પાદશાહ સૈન્ય દેખી હેબત ખાઇ પાછો ફરી ચાલ્યો ગયો. ગામ અભંગ રહી ગયું. જે વારે કસણાતી સર્વ વિવાહ ઉપરથી પાછા આવ્યા તે વારે સર્વ આવી શ્રીમેરૂતુંગસૂરિને પગે પડ્યા. સર્વ જનોએ મળીને ત્રાંબાના પત્ર ઉપર લેખ કરી આપ્યો, કે જ્યાંસુધી શ્રીવિધિપક્ષગચ્છનો યતિ આવે ત્યાંસુધી બીજા ગચ્છનો યતિ અહીં રહે નહીં, તે આજ દિવસ સુધી એમજ ચાલ્યું આવે છે.

હવે શ્રીમેરૂતુંગસૂરિએ વડનગરમાં નાગરવાણીયાના ત્રણુસો ઘર મિથ્યાત્વી હતા, તેમને શ્રાવક કીધા. તેની કથા કહે છે:—એકદા પ્રસ્તાવે શ્રીમેરૂ

તુંગસૂરિ વિહાર કરતા વીસલનગર, વડનગર આવ્યા. તિહાં ગામની બહાર તલાવ ઉપર આવી ઉતારો કર્યો. શિષ્ય આહાર વહોરવા માટે ગામમાં ગયા, વડનગરમાં તો નાગરવાણીયા સર્વે મિથ્યાત્વી વસે છે, તેણે સાધુઓને આહાર આપ્યો નહીં, અને નિભ્ર છના કરી બહાર કહાઢી મૂકયા. તેમણે ગુરૂ પાસે આવીને કહ્યું કે, સ્વામિન્! આ ગામમાં કોઇ શ્રાવક નથી, માટે આહાર મળતો નથી તેને ગુરૂએ કહ્યું, રૂડું થયું. આપણને તો તપવૃદ્ધિ થઈ, એજ મોટો લાભ થયો એમ જાણજો. થોડો વખત ગયા પછી માણસોમા મોટો પોકાર થયો, હાહાકાર વર્ત્યો. તે વારે ગુરૂએ પોતાના શિષ્યો પ્રત્યે કહ્યું કે, તમે જઇને પૂછી આવો, જે આટલો બધો કોલાહલ શાનો થાય છે? શિષ્યો પણ ગુરૂનું વચન તહત્તિ કરી પાછા જઈ ખગર કહાડીને ગુરૂ પાસે આવી કહેવા લાગ્યા કે, મહારાજ! આ નગરનો શેઠ કોટિધ્વજ છે તેનો એકજ પુત્ર હતો તે સર્પના ડંકથી મરણ પામ્યો છે, તેને અગ્નિદાહ દેવા

માટે ઘણા લોકો પોકાર કરતા જાય છે. તેમને ગુરૂએ કહ્યું, તેમને પૂછો કે, કોઇ રીતે મ્હારી પાસે તે મૃતકને તેડી આવો તો આપણે કાંઇ ઉપાય કરીએ. તે વારે શિષ્યોએ જઇને તેના સગા સંબંધીને કહ્યું જે એકવાર આ મૃતકને અમારા ગુરૂની દૃષ્ટિ આગળ લઇ આવો, પછી તમારે જેમ કરવુ હોય તેમ સુખે કરજો. એવુ સાંભળી તે પણ તરત આચાર્ય પાસે લઈ આવ્યા. તેમને ગુરૂએ કહ્યું કે એ જીવતો થાય તો અમને શું આપશો? નાગરવાણીયા બોલ્યા, એના ભારોભાર સોનું તથા તેટલુંજ રૂપું તમોને તોલી આપીશું. ગુરૂએ કહ્યું કે, અમારે સોનાનો તથા રૂપાનો ખપ નથી, પણ તમે જૈન ધર્મ પાળવાનું કબૂલ કરો, અને અમારા શ્રાવક થાઓ તો એને જીવતો કરીએ. તે સાંભળી સર્વ ત્રણસો ઘરના નાગરોએ મળી આચાર્યને લેખ કરી આપ્યો; પછી ગુરૂએ "ૐ નમો દેવદેવાય" એ સ્તોત્ર શ્રીજીરિકાપલ્લીપાર્શ્વનાથ સ્તુતિરૂપ બનાવ્યુ, તેના માહાત્મ્યથી તિહાં નવકુલ નાગ આવી ઉભા રહ્યા,

તેમાંથી જેણે છોકરાને ડક દીધો હતો તેને રાખ્યો, બીજા સર્વને શીખ દીધી. પછી તેજ ડક ઉપર તે સર્પને વળગાડીને છોકરાનુ વિષ ઉતાર્યુ, તેથી તે જીવતો થયો, આળસ મરડીને બેઠા તે જોઇ સર્વે નાગરોએ ગુરૂને પગે લાગીને ગળામાં પહેરેલી કઠીયો તોડી, સર્વ જૈનધર્મ અંગીકાર કરી શ્રાવક થયા, અને મ્હોટે મહોત્સવે કરી વાજતે ગાજતે ગુરૂને ગામમાં તેડી આવ્યા. તિહાં દેરાસર કરાવ્યુ, ઉપાસરો કરાવ્યો છે, અને ત્યાં યતિને રાખ્યા છે. તે આજ પર્યંત વડનગરમાં નાગરવાણીયાના ઘર શ્રાવકનાં છે. જે સ્થાનકે છોકરાનુ વિષ વમન કરાવ્યું તે સ્થાનકે અદ્યાપિ સુધી તૃણ પણ ઉગતા નથી, એક સમય વ્યાખ્યાન વાંચતા ગુરૂયેં ઓચીંતી મુહપત્તિ કાઢીને ચોળી. તેવારે વ્યાખ્યાન સાંભલનારા સંઘે પૂછયુ. મહારાજ એ તમેં શુ કર્યું? તેને ગુરૂયે કહ્યુ, શ્રીસિદ્ધાચલને વિષે શ્રીઋષભદેવના પ્રાસાદે ચંદ્રવો બલતો હતો, તે ઉલવી નાખ્યો. તે સાંભળી શ્રાવકોએ કાગલ લખી

પાલીતાણાથી ખમર મગાવી તો સત્ય વાત થઇ

શ્રીમેરૂતુગસૂરિ જેવારે રાત્રે ધ્યાન કરવા બેસતા તેવારે ચક્રેશ્વરી, પદ્માવતી, અને મહાકાલી એ ત્રણ દેવી સાક્ષાત્ એમની પાસે નિત્ય આવતી હતી એકદા કોઇએક શ્રાવક ગુરૂના ધ્યાનવેલાયે રાત્રીયે ગુરૂપાસે કોઇ કાર્યાર્થે આવ્યો તે દેવીયોને દેખી મનમા સદેહ આણી પાછો વળ્યો તેને ગુરૂયે સાદ કરી બોલાવી સ્થિર કીધો. તેવારે કલિયુગ જાણીને ગુરૂયે તે દિવસથી દેવીઓનુ આવાગમન બધ રાખ્યુ. એવા મહાપ્રભાવિક પુરૂષ શ્રીમેરૂતુગસૂરિ થયા

કાલિદાસ માઘ ઇત્યાદિકના બનાવેલા રઘુવશ, માઘ, કિરાત આદિક પચ કાવ્યની પેઠે એમણે જૈની પચકાવ્યના મહામહોટા પાચ ગ્રથ બનાવ્યા છે એક નાભિવશસભવ કાવ્ય, બીજો યદુવશ સભવકાવ્ય, ત્રીજો નેમિદૂતુ કાવ્ય, ઇત્યાદિ કાવ્ય, તથા નવીન વ્યાકરણની પણ રચના કીધી. તેમજ સૂરિમત્રકલ્પાદિક

બહુ ગ્રંથો નવીન કર્યા છે. એવા મહા ઉત્તમ પુરૂષ હતા. તથા એમની વારે જયશેખરસૂરિ શાખાચાર્ય થયા છે. તેમણે પણ અનેક દેશમાં વિહાર કરી ઘણા ભવ્યજીવોને પ્રતિબોધ્યા છે. તથા બાર હજાર શ્લોકો પ્રમાણ ઉપદેશચિંતામણિ ગ્રંથ તેમજ બીજો પ્રબોધચિંતામણિ, સંબોધસિત્તરી, આત્મબોધકુલક ઈત્યાદિક મહોટા મહોટા બાર ગ્રંથ નવીન કર્યા છે. તેમજ સેંકડોગમે લઘુ ગ્રંથો કર્યા છે.

વલી તેમના શિષ્ય શાખાચાર્ય શ્રીમાણિક્યસુંદરસૂરિ થયા છે. તેમણે ગુણવર્માચરિત્ર, સત્તરભેદી પૂજાની કથા, પૃથ્વીચંદચરિત્ર ચતુઃપર્વીકથા આદિક ઘણા ગ્રંથોની રચના કરી છે. એવા પુરૂષો એમના પરિવારરૂપ હતા. શ્રીમેરૂતુંગસૂરિ વિક્રમ સંવત્ ૧૪૭૧ માં નિર્વાણ પામ્યા. સર્વ મલી અડસઠ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

અઠ્ઠાવનમા પટ્ટધર શ્રીજયકીર્ત્તિસૂરિ થયા. તે તિમિરપુર નગરમાં ભૂપાલ શેઠની ભ્રમરાદે ભાર્યાની

કૂખેથી સંવત્ ૧૪૩૩ માં જન્મ્યા. સ. ૧૪૪૪ માં દીક્ષા લીધી સં. ૧૪૬૭ માં શ્રીખભાતળદરે સૂરિપદ મ'યુ, અને સ.૧૪૭૩ માં પાટણુ શહેરે ગચ્છનાયક પદ પામ્યા એ આચાર્યે, જોપણુ શ્રીમેરૂતુગ સૂરિયે દેવીનો આગમ નિષેધ કર્યો હતો, તોપણુ તે દેવીને આણુવા માટે શ્રીસિદ્ધાચલ તીર્થ ઉપર ઘણુા વર્ષ લગણુ આ યબિલ તપ કર્યું. દેવી મધ્યરાત્રીયે પ્રગટ થઈ કહે વા લાગી કે, હુ તમારી પાસે આવીશ, પણુ તમે મુજને ઓળખશો નહી. એમ કહી દેવી અદશ્ય થઈ બીજે દિવસે પ્રભાતે શ્રીખભાતથી સઘ આવ્યો, તેમાં દેવીયે શ્રાવિકાનું રૂપ ધારણુ કરી સુવર્ણુમુદ્રા મિશ્રિત પવા વહોરાવીને ગુરૂના મનોરથ પૂર્ણુ કર્યા એ આચાર્ય સવત્ ૧૫૦૦ માં નિર્વાણુ પામ્યા. સર્વ મલી ૬૭ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

ઓગણુસાઠમા પટ્ટધર શ્રીજયકેસરિસૂરિ થયા. તે પાંચાલદેશે શ્રીથામ નગરીમાં દેવસિહ નામા શેઠની લાખણુદે સ્રીની કૂખથી સવંત્ ૧૪૬૧ માં જન્મ્યા.

પ્રથમ માવિત્રનું આપેલુ નામ ધનરાજ હતું. સંવત્ ૧૪૭૫ માં દીક્ષા લીધી. સં. ૧૪૯૪ મા આચાર્યપદ પામ્યા. એમણે નદીની ઉપર વૃક્ષો ચલાવી ગુજરાતના બાદશાહને ચમત્કાર દેખાડી મુલ્લાને હરાવ્યો. પાદશાહે નવો ઉપાસરો કરાવી દીધો. તે હજી પણ અમદાવાદના જહ્‌વેરી વાડામાં કાયમ થયો છે. સંવત્ ૧૫૦૧ માં શ્રીચાંપાનેરમાં ગચ્છનાયક પદ પામ્યા. બાદશાહને છ માસ પર્યંત તાવ આવતો હતો. તે કોઇ વૈદ્યથી સારો ન થયો, પણ એમણે મંત્રબળે કરી છહેડાથી તાપને બાહર કાઢયો. બાદશાહે કહ્યુ એ તાપ કયાં છે. તે અમોને દેખાડો. તેવારે ગુરૂએ પોતાના રજોહરણે કરી શિલાની ઉપર ખંખેર્યું. એટલે શિલા બળી ભસ્મ થઇ ગઈ. તથા પોતાની ઠવણી શેષ પામેથી પાછી લીધી. જિનશાસનની ઉન્નતિ થઇ. શ્રી સંઘની ઇચ્છા પૂર્ણ થઇ એવા મહોટા મહિમાવંત એ આચાર્ય થયા. સંવત્ ૧૫૪૨ માં નિર્વાણ પામ્યા. સર્વાયુ એકયાસી વર્ષનુ ભોગવીને સ્વર્ગે ગયા.

સાઠમા પટ્ટધર શ્રીસિદ્ધાંતસાગરસૂરિ થયા. તે પાટણ નગરે સોની જાવડની પૂરલદે ભાર્યા, તેના સોનપાલ નામે પુત્ર, સંવત્ ૧૫૦૬ ની સાલમાં જન્મ્યાં, સંવત્ ૧૫૧૨ મા દીક્ષા લીધી. ૧૫૪૧ માં આચાર્યપદ પામ્યાં. ૧૫૪૨ મા વર્ષમાં ગચ્છનાયક પદવી પામ્યા. એ આચાર્યની વારે શ્રીચક્રેશ્વરી દેવી તંદુલ વોહરાવીને ગયા છે. તે દિવસથી પાછા આવતા નથી. સંવત્ ૧૫૬૦ મા નિર્વાણ પામ્યા. સર્વાયુ ચોપન વર્ષનું ભોગવી સ્વર્ગે ગયા.

એકસઠમાં પટ્ટધર શ્રીભાવસાગરસૂરિ થયા. તે મારવાડ દેશમાં નરસાણી ગ્રામે વોરા સાંગાની સિંગારદે ભાર્યાના પુત્ર ભાવડ નામે સંવત્ ૧૫૧૦ મે વર્ષે જન્મ્યા. સં. ૧૫૨૦ માં શ્રીખંભાયત બંદરે જયકેસરસૂરિને હાથે દીક્ષા લીધી. સં. ૧૫૬૦ માં શ્રીમાંડલ ગ્રામેં આચાર્યપદ અને ગચ્છેશપદ પણ મલ્યું. સં. ૧૫૮૩ માં નિર્વાણ પામ્યા. સર્વ મલી તહોંતેર વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

ઓગણસાઠમા પટ્ટધર શ્રીગુણનિધાનસૂરિ થયા તે પાટણ નગરે શ્રીમાલિ જ્ઞાતે મુગટમણી નગરાજ નામે શેઠની લીલાદે ભાર્યાના સોનપાલ નામે પુત્ર હતા, તે સંવત્ ૧૫૪૮ માં જન્મ્યા. ૧૫૫૨ મા શ્રીસિદ્ધાંતસાગરસૂરિના હાથે દીક્ષા લીધી, સ. ૧૫૮૪ માં શ્રીસ્તંભતીર્થે સૂરિપદ અને ગચ્છેશપદ મળ્યુ. સંવત્ ૧૬૦૨ માં નિર્વાણ થયા સર્વ મલી ચોપન વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

ત્રેસઠમા પટ્ટધર શ્રીધર્મમૂર્તિસૂરિ થયા. તે ત્રંબાવતી નગરીને વિષે શા. હંસરાજ વણિકની હાંસલદે નામે સ્ત્રી તેમના ધર્મદાસ નામે પુત્ર સંવત્ ૧૫૮૫ માં જન્મ્યા, પન્નરસો નવાણુમાં દીક્ષા લીધી. સંવત્ ૧૬૦૨ માં શ્રીઅમદાવાદ નગરે આચાર્યપદ પામ્યા. અને મહોત્સવ સહિત એજ વર્ષમાં ગચ્છનાયક પદ મળ્યું. એ આચાર્ય સર્વથા નવવિધ પરિગ્રહના ત્યાગી થઈ ક્રિયા ઉદ્ધાર કરતા હવા સંવત્ ૧૬ ૦ માં [illegible] નગરે નિર્વાણ પામ્યા સર્વ મળી

૫ ૨ચાશી વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

ચોસઠના પટ્ટધર શ્રીકલ્યાણસાગરસૂરિ થયા. તે લોલાડા ગ્રામે કોઠારી નાનિગની ભાર્યા નામિલદેના કોડણુ એવે નામે પુત્ર સ વત્ ૧૬૩૩ માં જન્મ્યા તેમ ણે સ વત્ ૧૬૪૨ માં ધવલપુરે દીક્ષા લીધી. સ. ૧૬૪૯ માં શ્રીઅમદાવાદે આચાર્યપદ પામ્યા. સ. ૧૬૭૦ માં શ્રીપાટણે ગચ્છેશપદ પામ્યા, એમણે કચ્છદેશના અધિ પતિને પ્રતિબોધ આપી, આહેડા મૂકાવ્યો. ઇત્યાદિક એમનાં અનેક માહસિક કૃત્ય વાચનારને આનંદ ઉપ જાવે તેવાં છે, તે મહોટી પટ્ટાવલીમાં લખેલાં છે.

વલી એ ગુરૂના ઉપદેશથી શ્રીનવાનગરમાં સવત્ ૧૬૭૬ મા લાલણ ગોત્રે ઓસવાલ જ્ઞાતે શા. વર્દ્ધમાન પદમસીયે નવલાખ મહમુદ્દી ખરચીને એક મહોટો જિનપ્રાસાદ કરાવ્યો. તેમાં ૯૧ મહોટાં બિંબ પધરાવ્યાં, તથા ૪૪૧ બીજા બિંબ ભરાવ્યાં. તથા શા. વર્દ્ધમાન પદમસીયે શ્રીશત્રુંજયતીર્થ ઉપર એક મહોટો જિ નાલય કરાવ્યો, અને બીજા પણ સાત દેરાસરની શ્રી

શત્રુંજયે પ્રતિષ્ઠા કરાવી.

વળી સંવત્ ૧૬૭૫ ના વૈશાખ શુદિ અષ્ટમી રવિવારે નવાનગરવાસી ઓસવાલજ્ઞાતિ, નાગડાગોત્રી, અચલગચ્છીય શા. રાજસીયે ૫૫૧ જિનબિંબ ભરાવી એક મ્હોટું બાવનજિનવાલુ ચૈત્ય કરાવ્યું છે. તેમની પ્રતિષ્ઠા વખતે પણ એજ આચાર્ય હતા. એક દેરાસર ઉપર નવ લાખ મહમુદ્દી ખરચી તથા એકવીશ પ્રાસાદ બીજા મ્હોટા કરાવ્યા. તેની ઉપર ચોરાસી લાખ કોરી ખરચી.

તથા એ આચાર્ય શ્રીઆગરામા ચોમાસું રહ્યા હતા. તિહાં એમના ઉપદેશથી કોનપાલ અને શોનપાલે ઘણું ધન સાત ક્ષેત્રે વાપર્યું. શ્રીસમેતશિખરજીનો સંઘ કાહાડ્યો, તિહાં વીશે તીર્થંકરના પગલા સમરાવી પ્રતિષ્ઠા કરાવી. સંવત્ ૧૬૭૧ માં યાત્રાકરી સંવત્ ૧૭૧૮ માં શ્રીભુજનગરે નિર્વાણ પામ્યા. એ આચાર્ય મ્હોટા અતિશયવાન્ થયા છે. સર્વ મલી પચ્ચાશી વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

પાંસઠમાં પટ્ટધર શ્રીઅમરસાગરસૂરિ થયા. તે મેવાડદેશે ઉદયપુર નગરે શ્રીમાલીજ્ઞાતે ચોધરી ચોધાની સોના નામે ભાર્યાના અમરચંદ નામે પુત્ર સંવત્ ૧૬૯૪ માં જન્મ્યા. સં. ૧૭૦૫ માં દીક્ષા લીધી સં. ૧૭૧૫ માં શ્રીખંભાત નગરે આચાર્યપદ પામ્યા એ ગુરૂની પાસે સંવત્ ૧૭૧૬ ના વર્ષે મહાવદિ ચોથે શ્રીદીવબંદરના રહેવાસી પ્રાગ્વાટગોત્રીય મંત્રી જીવાસુત માલજીયે પોતાની સ્ત્રી સહિત ચોથું વ્રત ગ્રહણ કર્યું. સંવત્ ૧૭૧૮ ના વર્ષમાં શ્રીકચ્છદેશે ભુજ નગરે ગચ્છેશ પદ પામ્યા. એમણે અનેક તીર્થોની યાત્રાઓ કરી ચોરાસી ગચ્છને હસ્ત મંડાવ્યા. અનેક દેશોમાં અનેક જિનચૈત્યોની પ્રતિષ્ઠાયે બિરાજ્યા હતા સંવત્ ૧૭૬૨ માં શ્રીધોલકે નિર્વાણ પામ્યા. સર્વ મળી અડશઠ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

છાસઠમાં પટ્ટધર શ્રીવિદ્યાસાગરસૂરિ થયા. શ્રીકચ્છદેશે ખીરસરાબંદરમાં શા. કર્મસિંહની ભાર્યા કમલાદે તેમના વિદ્યાધર નામે પુત્ર. સંવત્ ૧૭૪૭ ના

આશોવદિ ત્રીજે જન્મ થયો. સં. ૧૭૫૬ ના ફાલ્ગુન શુદિ બીજે દીક્ષા લીધી. સં. ૧૭૬૨ ના શ્રાવણશુકલ દશમીયે શ્રીધોલકે આચાર્યપદે થપાણા. તેનો મહોત્સવ વોરા અલેચંદે કર્યો. તથા શ્રીસૂરત ગ દરના રેવાસી શા. કપૂરચંદ સિંઘાયે ચોરાશી ગચ્છના યતીયોને પછેડીઓ ઓઢાડી. અને શ્રીસંઘમાં એકેક થાલી શેર સાકરની પ્રત્યેક ઘરદીઠ લાહણી કરી. તથા શ્રીઅમદાવાદના રેવાસી પારેખ વર્દ્ધમાન તથા બેન રૂકૂમીએ પણ થાલી તથા સાકરની લાહાણી કરી. તથા પારેખ ભગવાનદાસે મહુસુદીની લાહાણી કરી. તેમજ બીજા પણ ઘણા શ્રાવકે ખાંડ પ્રમુખની લાહાણીઓ કરી. એમને શ્રીમાતરગામમાં સંવત્ ૧૭૬૨ માં કાર્ત્તિક વદિ ચોથને બુધવારે ભટ્ટારક પદ મલ્યું. તેનો શા. સભાચંદે ઉત્સવ કર્યો. શ્રાવકોને પહેરામણી આપી, ગુરૂએ વિશેષાવશ્યક સૂત્રની વાંચના કરી. એ મહોટા અતિશયવાન્ થયા. સં. ૧૭૯૭ ના કાર્ત્તિક શુદ્ધિ પાંચમે નિર્વાણ પદ પામ્યા. સર્વ મળી પચ્ચાશ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

સડશઠમા પટ્ટધર શ્રીઉદયસાગરસૂરિ થયા. તે શ્રીનવાનગરમાં શા. કલ્યાણજીની ભાર્યા જયવંતીબાઇ તેમના પુત્ર ઉદયચંદ નામે હતા. સં. ૧૭૬૩ માં જન્મ્યા. સં. ૧૭૭૭ માં દીક્ષા લીધી. સં. ૧૭૯૭ માં આચાર્યપદ મળ્યું. એજ વર્ષના માગશિર શુદિ તેરસના દિવસે ગચ્છેશપદ મળ્યું. સંવત્ ૧૮૨૬ ના આશ્વિન શુક્લ બીજે નિર્વાણ થયા. સર્વ મળી ત્રેશઠ વર્ષાયુ ભોગવી શ્રીસુરત બંદરમાં દેવલોકે ગયા.

અડશઠમા પટ્ટધર શ્રીકીર્ત્તિસાગરસૂરિ થયા. તે શ્રીકચ્છદેશ મધ્યે ગામ શ્રીદેસલપુરે ઓસવંશ જ્ઞાતીય શાહ માલસિંહની ભાર્યા આસબાઇ તેમના પુત્ર કુંઅરજી. સં. ૧૭૯૬ માં સં. જન્મ્યા. ૧૮૦૪ માં શ્રીઉદયસાગરસૂરીશ્વરના શ્રાવકપણે શિષ્ય થયા. સં. ૧૮૦૯ માં શ્રી માંડવી બંદર મધ્યે દીક્ષા લીધી. સં. ૧૮૨૩ માં શ્રીસુરતમાં આચાર્યપદ મળ્યું. તેનો શા. ખુશાલચંદે તથા ભૂખણદાસે છ હજાર રૂપક ખરચીને મહોત્સવ કીધો, સં. ૧૮૨૬ માં શ્રીઅંજારમધ્યે

ગચ્છેશપદ મળ્યું. સં. ૧૮૪૩ ના ભાદરવા શુદિ ૭-ઠના દિવસે નિર્વાણ પામ્યા. સર્વ મળી ૪૮ વર્ષાયુ ભોગવી શ્રીસુરત બંદરમાં સ્વર્ગે ગયા.

ઓગણોત્તેરમા પટ્ટધર શ્રીપુણ્યસાગરસૂરિ થયા, તે ગુજરાતમાં ગામ શ્રીવડોદરાના પોરવાડ જ્ઞાતીય શા. રામસીની ભાર્યા બાઈ મીઠીબાઇ તેમના પુત્ર પાનાચંદજી થયા. તે સં. ૧૮૧૭ માં જન્મ્યા. સં. ૧૮૨૪માં શ્રીકીર્ત્તિસાગરસૂરિના શ્રાવકપણે શિષ્ય થયા. સં. ૧૮૩૬ માં શ્રીભુજપુરમાં દીક્ષા લીધી. સં. ૧૮૪૩ માં શ્રીસૂરત મધ્યે આચાર્યપદ તથા ગચ્છેશપદ મળ્યું. તેનો મહોત્સવ ઘણું દ્રવ્ય ખરચીને શા. લાલચંદે કીધો. સંવત ૧૮૭૦ ના કાર્ત્તિક શુદ્ધિ ૧૩ ના દિવસે શ્રીપાટણ મધ્યે નિર્વાણ પામ્યા. સર્વ મળી ત્રેપન વર્ષાયુ પૂર્ણ કરી સ્વર્ગે ગયા.

સિતેરમા પટ્ટધર શ્રીરાજેંદ્રસાગરસૂરિ થયા. એમનું જન્મ શ્રીસુરતમાં થયેલું. સં. ૧૮૯૨ ને વર્ષે માંડવીમાં નિર્વાણ પામ્યા.

એકોતેરમા પટ્ટધર શ્રીમુક્તિસાગરસૂરિ થયા. તે શ્રીમાલવદેશે ઉજ્જયણી નગરીના ઓસવાલ જ્ઞાતીય શા. ખીમચંદની ભાર્યા ઉમેદબાઈ તેમના પુત્ર મોતીચંદજી હતા. સં. ૧૮૫૭ માં જન્મ્યા. સં. ૧૮૬૭ ના વૈશાખ શુદિ ત્રીજે દીક્ષા લીધી. ૧૮૯૨ ના વૈશાખ શુદિ બારસે શ્રીપાટણ મધ્યે આચાર્યપદ તથા ગચ્છેશપદ મળ્યું. તેનો મહોત્સવ શેઠ નથુ ગોકલજીયે ઘણું દ્રવ્ય ખરચીને કીધો. એ આચાર્ય પૃથ્વીપીઠે વિચરતા થકા સંવત્ ૧૮૯૩ માં શ્રીપાલીતાણામાં શેઠ ખીમચંદ મોતીચંદે અંજનશિલાકા કરી તિહાં બિંબ ૭૦૦ ની પ્રતિષ્ઠા કરાવી. તિહાંથી વિહાર કરી શ્રીકચ્છદેશમાં આવ્યા. તિહાં શ્રીનલિનપુર નગરે શેઠ નરસિંહ નાથા લઘુજ્ઞાતીય નાગડા ગોત્રીય હતા, તેમણે જિન ચૈત્ય કરાવ્યાં. તેની પ્રતિષ્ઠા સંવત્ ૧૮૯૭ ના મહા શુદિ પંચમીને દિને શ્રીચંદ્રપ્રભુજી મૂલનાયક થાપી પ્રતિષ્ઠા કરાવી. શેઠ નરસિંહ નાથાયે સમસ્ત દશા તથા વીશા ઓસવાલની જ્ઞાતિમાં ઘર દીઠ એક

થાળી, એક શેર સાકર તથા એક રૂપકની લાણી કરી. છે મેડા કરી બાવન ગામનો મહાજન જમાડયો, તથા શ્રીસિદ્ધાચલજીની ઉપર દેરાસર કરાવ્યા, ધર્મશાળા કરાવી તથા શ્રીનલીયાને દેરાસરે રૂપાના કમાડ ચડા વ્યા ગામશ્રી સુથરીમાં શ્રી ધૃતકલ્લોલ પાર્શ્વ નાથજીના દેરાસરે રૂપાનાં કમાડ ચડાવ્યા નલી યા મધ્યે દાનશાલા કરી, હવે આચાર્ય તિહાથી વિહાર કરતા શ્રીભુજપરે આવ્યા તિહા ૧૮૯૭ ના ફાગુન શુદિ ૩ ના દિવસે, શા. ચાપસી ભીમશી વીમાઓશવાલે ઘણુ ધન ખરચીને ભરાવેલા ચિતા મણીજી પાર્શ્વનાથના બિંબની પ્રતિષ્ઠા કીધી તિહાંથી વિહાર કરતા શ્રીરાજનગરે આવ્યા તિહાથી ખંભા- યતની પાસે વટાદરા ગામે આવ્યા તિહાં ગોડીજીની પ્રતિષ્ઠા કરી. તિહાથી કચ્છદેશે જખૌબંદરે આવ્યા. સંવત્ ૧૯૦૫ ના મહાશુદિ પંચમીના દિવસે શા. જીવરાજ રતનસિંહે કરાવેલા શ્રીમહાવીર સ્વામીના ચૈત્યની પ્રતિષ્ઠા કરી. શેઠે ત્રણ લાખ કોરી ખરચી

પુસ્તકોનો ભંડાર કરાવ્યો, સન્મુખ ગૌતમસ્વામી બે સાધ્યા, કચ્છદેશ માંહેલા યતીયોને પછેડીયો આપી દેરાસર પાસે એક ઉપાસરો કરાવ્યો. તથા સંવત્ ૧૯૧૦ માં ગામ શ્રીનલિનપુરમાં શેઠ ભારમલ તેજસીયે નવીન જિનપ્રાસાદ કરાવ્યો. ઇત્યાદિ બીજા પણ ઘણા ચૈત્યોની પ્રતિષ્ઠા થઇ. સંવત્ ૧૯૧૪ માં નિર્વાણ પામ્યા. સર્વ મલી ૫૭ વર્ષાયુ ભોગવી સ્વર્ગે ગયા.

ખરતરગચ્છપટ્ટાવલિ—

આ ગચ્છમાં વીરપ્રભુથી એકતાલીશ પાટ સુધીની પરંપરા મળતી છે તે પછી—

૪૨ માં શ્રીજીનચન્દ્રસૂરિની પાટ ઉપર તેમના નાના ગુરૂભાઈ શ્રીઅભયદેવસૂરિ થયા, અભયદેવસૂરિજી મહારાજનો જન્મ ધારાપુરી નામના નગરમાં થયો હતો, તેમના પિતાનું નામ ધન્નાશેઠ હતું. અને તેમની માતાનું નામ ધનદેવી હતું, તેમણે યુવાવસ્થામાં શ્રી-જીનેશ્વરસૂરિજી પાસે દીક્ષા લીધી હતી. તેઓએ

બુદ્ધિબળથી થોડાજ વખતમા સકલ શાસ્ત્રનો અભ્યાસ કરી આચાર્યપદ પ્રાપ્ત કર્યુ હતુ.

તેઓશ્રીના શરીરમાં ગલતકોઢ થયો હતો અને શ્રીસ્થંભનપાર્શ્વનાથનુ "જયતિહુઅણ" નામનું સ્તોત્ર બનાવ્યું હતું. અને તેજ શ્રીસ્થભનપાર્શ્વનાથના સ્નાત્રજલથી તેમના કોઢ–રોગનુ નિવારણ થયું હતું, વીર સં. ૧૫૮૧, વિક્રમ સ. ૧૧૧૧, માં શ્રીસ્થંભન-પાર્શ્વનાથ પ્રગટ થયા હતા, તેઓએ વીર સ. ૧૫૯૦, વિક્રમ સં. ૧૧૨૦ મા શ્રીનવાંગસૂત્રોની ટીકા બનાવી હતી, શ્રીઅભયદેવસૂરિ ગુજરાતમાં કપડવજ ગામમાં વિ સં. ૧૧૬૭ મા કાલ કરીને દેવલોકમા ગયા.

૪૩ શ્રીઅભયદેવસૂરિની પાટઉપર શ્રીજીનવલ્લભ-સૂરિ થયા, તેઓ પહેલા કૂર્ચપુર ગચ્છીય ચૈત્યવાસી શ્રીજીનેશ્વરસૂરિના શિષ્ય હતા, એક વખત ગુરૂની પાસે દશવૈકાલિક ભણુતા વૈરાગ્ય ઉત્પન્ન થયો અને ગુરૂને પૂછ્યું કે સાધુનો આચાર તો આવા પ્રકારનો છે અને આપે શિથીલ આચાર કેમ ધારણ કર્યો છે

ત્યારે ગુરૂએ કહયુ કે મારો એવા પ્રકારનો કર્મોદય છે, ત્યારે શ્રીજિનવલ્લભસૂરિ ગુરૂને પુછીને શ્રીઅભયદેવ સૂરિજીના શિષ્ય થયા શુદ્ધ ચારિત્રનુ પાલન કરતા છતા સકલ શાસ્ત્રનો અભ્યાસ કરીને ગીતાર્થ થયા, તેઓશ્રીએ ચિત્તોડનગરની ચડિકાદેવીને પ્રતિબોધીને જીવહિસા છોડાવી, અને ચડિકાદેવી પણ તેમના પ્રતિ ભક્તિવાળી બની તેઓએ તેજ નગરમા બહોતેર (૭૨) જીનાલયમડિત શ્રીમહાવીરસ્વામીના દેરાસરની પ્રતિષ્ઠા કરી, તેમને પિડવિશુદ્ધિ પ્રકરણ, ષટ્શીતિ પ્રકરણ, સઘપટ્ટ આદિ અનેક ગ્રન્થો રચ્યા, તથા દશ હજાર વાગડી લોકોને પ્રતિબોધ આપીને શ્રાવક બનાવ્યા, તેમ ચિત્રકૂટ નગરમાં વિ સ. ૧૧૬૭ મા શ્રીઅભયદેવસૂરિજીની આજ્ઞાથી શ્રીદેવભદ્રાચાર્યે આચાર્યપદ આપ્યુ, અને તેઓ છ માસ સુધી આચાર્ય પદ ભોગવીને અતમા અણુમણુ કરીને દેવલોકમાં ગયા તે વખતે મધુકરા ખરતર શાખા નીકળી

૪૪ મા શ્રીજીનવલ્લભસૂરિની પાટ ઉપર શ્રીજી-

નદત્તસૂરિ થયા, તેમનો જન્મ ધંધૂકાનગરમાં હુંબડ ગોત્રીય વાછિગ નામે એક મંત્રિની ભાર્યા વાહડદેવીની કૂખથી ચન્દ્ર સ્વપ્ન સૂચિત સં. ૧૧૩૨ માં થયો હતો. તેમનું બાલ્યાવસ્થાનું નામ સોમચન્દ્ર રાખવામાં આવ્યું હતું, તેમને આઠ વર્ષની ઉમરે ગુરૂમહારાજનો ઉપદેશ સાંભળીને વૈરાગ્ય પ્રાપ્ત થયો અને માતપિતાની આજ્ઞા લઈને સં. ૧૧૪૧ માં 'વાચક ધર્મદેવગણિ પાસે દીક્ષા ગ્રહણ કરી, ત્યારબાદ સોમચન્દ્રમુનિએ ગુરૂ પાસે સંપૂર્ણ શાસ્ત્રાભ્યાસ કર્યો, સં. ૧૧૬૯ વૈશાખ વદિ છઠને (૬) દીવસે શ્રીદેવભદ્રાચાર્યે સૂરિમંત્ર આપીને શ્રીસોમચન્દ્રમુનિને આચાર્યપદ આપ્યું અને ત્યારબાદ જીનદત્તસૂરિ એવું નામ પ્રસિદ્ધ કર્યું; તેઓ વિહાર કરિને ચિત્રકૂટ નગરમાં ગયા અને ત્યાં ચિન્તામણિ પાર્શ્વનાથના દેરાસરના સ્થંભમાં રહેલુ વિદ્યામ્નાયનું પુસ્તક વિદ્યાબલથી પ્રગટ કરીને ગ્રહણ કર્યું. અને ત્યારબાદ ઉજ્જયિની નગરીમાં પધાર્યાં અને ત્યાંથી પણ મહાકાલના દેરાસરના સ્થંભમાંથી

સિદ્ધસેન દિવાકરનું વિદ્યામ્યાન પુસ્તક વિદ્યાબળથી ગ્રહણ કર્યું અને ત્રણક્રોડ શ્રીકારનો જાપકર્યો. તે વખતે તેમને ચોસઠ જોગણીઓને વશ કરી હતી, ઇત્યાદિ ઘણા ચમત્કારો તેમને જૈનશાસનની ઉન્નતિ વાસ્તે મંત્રબલથી બતાવ્યા હતા. શ્રીજીનદત્તસૂરિ મહારાજ સં. ૧૨૧૧. અષાઢ શુદિ એકાદશીને દીવસે અજમેર શહેરમાં અણુશણ કરીને કાલધર્મ પામીને દેવલોકમા ગયા તેઓ બડાદાદાજીના નામથી પ્રસિદ્ધ થયા છે. અને ગામોગામ શ્રાવક લોક તેમની પાદુકાનું પૂજન કરે છે.

૪૫ તેમની પાટે શ્રીજીનચન્દ્રસૂરિ થયા. તેમના પિતાનું નામ સાહરાસલક અને માતાનું નામ દેલ્હણદેવી હતું. તેમનો જન્મ સં. ૧૧૯૧ ભાદ્રવા શુદિ ૮ને દીવસ થયો હતો અને સ. ૧૨૧૧માં વૈશાખ શુદિ ૫. પાંચમને દીવસે વિક્રમપુરમાં શ્રી જીનદત્તસૂરિ મહારાજે આચાર્યપદ આપ્યું હતું. એક વખત શ્રીજીનચન્દ્રસૂરિજી મહારાજ ગૂજરાત તરફ વિહાર કર્તાહતા તે વખતે શ્રીમાલગોત્રીમ મદલપાલ વિગેરે

ના આગ્રહથી દિલ્લી શહેરમાં પધાર્યા અને ત્યાં દિલ્લી ના બાદશાહને ઘણા ચમત્કારો દેખાડીને પોતાનો ભક્ત બનાવ્યો. ત્યારબાદ તેઓ તેજ શહેરમા સં. ૧૨૨૩ ભાદ્રવા વદિ ૧૪ને દીવસે અણસણ કરીને સ્વર્ગે પધાર્યા, તેમનો શહેરની વચ્ચમાં અગ્નિ સંસ્કાર કરવામા આવ્યો હતો અને તે ઠેકાણે તેમની છત્રી કરવામાં આવી હતી. તેમના વખતમા શ્રીદેવચન્દ્રજી મહારાજ ના શિષ્ય સાડાત્રણક્રોડ શ્લોકના કર્ત્તા કલિકાલ સર્વજ્ઞ બિરૂદધારક, અને પાટણના મહારાજા કુમારપાલના પ્રતિબોધક શ્રીહેમચન્દ્રાચાર્ય થયા હતા સં. ૧૧૬૬ માં સૂરિપદ અને સં. ૧૨૨૯ દેવલોક ગયા. તેમનો વિશેષ અધિકાર કુમારપાળ ચરિત્રથી જાણવો,

૪૬ શ્રીજીનપતિસૂરિ તેમની પાટ ઉપર થયા, તેમના પિતા માલૂગોત્રીય શાહ યશોવર્દ્ધન હતા. અને માતાનું સૂહવદેવીનામ હતું. તેમનો જન્મ સં. ૧૨૩૦માં ચૈત્ર વદિ ૮ ને દીવસે મૂલ નક્ષત્રમાં થયો હતો, સં. ૧૨૨૮ ફાગણ વદિ અષ્ટમીને દીવસ દિલ્લી શહેરમાં

દીક્ષા થઇ હતી, સં. ૧૨૩૩ ના કાર્ત્તિક શુદિ ૧૩ તેરશને દીવસ શ્રીજયદેવાચાર્યે આચાર્યપદમાં સ્થાપન કર્યા હતા, ત્યારબાદ શ્રીજીનપતિસૂરિ વિહાર કર્તા એક વખત બબ્બર નામના નગરમાં ગયા અને ત્યાં ૩૬ છત્રીશ વાદિયોને જીતિને જૈનશાસનની ઘણી પ્રભાવના કરી, તથા આસાપુરમાં શ્રીમાલજ્ઞાતીય હાજીશાહે દેરાસર બનાવ્યું. તેની પ્રતિષ્ઠા વખતે એક યોગીએ જીનપ્રતિમાને સ્તંભિત કરી દીધી તે વખતે શ્રીજીનપતિસૂરિએ પોતાના ગુરૂશ્રી જીનચન્દ્રસૂરિજીનું આરાધન કર્યું ત્યારબાદ ગુરૂ પ્રગટ થયા અને ચૂર્ણ આપ્યું અને તે ચૂર્ણને જીનપતિસૂરિએ પ્રાતઃકાલમાં પ્રતિમા ઉપર નાખ્યું કે તરત પ્રતિમાજી ઉઠિગયાં, ત્યારબાદ યોગીગુરૂનો ચમત્કાર દેખીને પ્રસન્ન થઇને ચાલ્યો ગયો, તેથી ગુરૂનો ઘણો મહિમા વધ્યો. એક વખત ઉધરણ મંત્રિએ નાગપુરમાં જીનાલય બંધાવ્યું તેની પ્રતિષ્ઠાવાસ્તે મંત્રિએ પોતાના કુલગુરૂને બોલાવ્યા પરંતુ કોઇ કારણથી કુલગુરૂ મુહૂર્ત ઉપર આવી

શકયા નહિ ત્યારે મંત્રિની સ્ત્રીએ કે જે ખરતરગચ્છના શ્રાવકની પુત્રી હતી તેને મંત્રિના કુલગુરૂને હીનાચારી માનીને શુદ્ધ સંવેગરંગધારી શ્રીજિનપતિસૂરિને બોલાવ્યા અને તેઓશ્રીની પાસે પ્રતિષ્ઠા કરાવી અને મંત્રિ ઊધરણ પોતે કુટુંબ સહિત ખરતરગચ્છીય શ્રાવક થયો, એવી રીતે શ્રીજિનપતિસૂરિજી મહારાજ (૬૭) સડસઠવર્ષનું આયુ: પાલીને સ. ૧૨૭૭ માં પાલ્હણપુરમાં સ્વર્ગે ગયા. તેમના સમયમાં સ. ૧૨૧૩ માં અંચલગચ્છ નિકળ્યો, સં. ૧૨૨૬ માં સાર્દ્ધપૌર્ણમીયક મત ઉત્પન્ન થયો, સં. ૧૨૫૦ માં આગમિયા મત થયો, અને સં. ૧૨૮૫ ચિત્રવાળગચ્છના ચૈત્યવાસી શ્રીજગચ્ચંદ્રાચાર્યથી તપાગચ્છ પ્રચલિત થયો.

૪૭ મા શ્રીજિનપતિસૂરીશ્વરની પાટે શ્રીજિનેશ્વરસૂરિ થયા, તેમનો જન્મ સં. ૧૨૪૫ માર્ગશિર શુદિ એકાદશીને દિવસ ભરણી નક્ષત્રમા થયો હતો, તેમના પિતા મરોટનગરના ભંડારી નેમિચન્દ્ર હતા, તથા માતા લક્ષ્મી નામે હતાં, તેમનુ મૂલનામ અંબડ હતું.

તેમણે સં. ૧૨૫૫ માં ખેડનગરમાં દીક્ષા લીધી અને વીરપ્રભ એવું નામ રાખવામાં આવ્યું. સ. ૧૨૭૮ માઘ શુદિ છઠને દિવસે જાલોરનગરમાં માલૂગોત્રીય શાહ ખીમસીએ બાર હજાર રૂપયા ખર્ચ કરીને નંદી મહોત્સવ કર્યો અને સર્વદેવાચાર્યે સૂરિમંત્રવડે વીરપ્રભમુનિને આચાર્યપદ આપ્યું અને જિનેશ્વરસૂરિ નામ રાખવામાં આવ્યુ. તેમના વખતમાં સં. ૧૩૩૧ મા જિનસિંહસૂરિથી લઘુખરતર શાખા નીકળી સં. ૧૩૩૧ માં આસો વદિ છઠને દીવસે અણસણ કરી સ્વર્ગે ગયા.

૪૮ શ્રીજિનેશ્વરસૂરિની પાટે શ્રીજિનપ્રબોધ સૂરિ થયા, તેમના પિતાનું નામ શ્રીચંદ હતુ અને માતાનું નામ સિરિયાદેવી હતું. તેમનો જન્મ સ. ૧૨૫૫ માં થયો અને માતાપિતાએ પર્વત એવું નામ પાડયું. સ. ૧૨૯૬ માં ફાગણ વદિ પાંચમને દીવસ હસ્તનક્ષત્ર આવે છતે થિરાદ નગરમાં દીક્ષા ગ્રહણ કરી અને પ્રબોધમૂર્તિ એવું દીક્ષાનું નામ રાખવામાં

આવ્યું અનુક્રમે વાચકપદ પ્રાપ્ત કર્યું. સં. ૧૩૩૧ માં આસો વદિ પાંચમને દિવસે સંક્ષેપથી પાટ મહોત્સવ થયો. અને ત્યારબાદ સં. ૧૩૩૧ માં ફાગણ વદિ આઠમને દિવસ વિસ્તાર સહિત સ્વાતિનક્ષત્ર આવે છતે જાલોર નગરના માલૂગોત્રીય શાહ ખીમશી નામના શ્રાવકે પચ્ચીશહજાર રૂપીયા ખર્ચીને પાટમહોત્સવ કર્યો, એવી રીતે શ્રીજિનપ્રબોધસૂરિ નિર્મળ ચારિત્ર પાળીને સ. ૧૩૪૧ માં સ્વર્ગે ગયા.

૪૯ માં તેમની પાટે શ્રીજિનચન્દ્રસૂરિ થયા, તેમના પિતા સમિયાણા ગામમાં રહેતા હતા, અને તેમનું નામ છાજેડગોત્રીય મંત્રિદેવરાજ હતું. અને માતાનું નામ કમલાદેવી હતું. તેમનુ મૂલ નામ ખંભરાય હતું. અને તેમનો જન્મ સં. ૧૩૨૬ માં માગશર શુદિ ચોથનો થયો હતો. સં. ૧૩૩૨ માં જાલોર નગરમાં દીક્ષા થઇ અને સં. ૧૩૪૧ માં વૈશાખ શુદિ ૩ ત્રીજ સોમવારને દીવસ માલૂસગોત્રીય શાહ ખીમસીએ બારહજાર રૂપીયા ખર્ચ કરીને આચાર્યપદ મહોત્સવ

કર્યો, એવી રીતે જિનચન્દ્રસૂરિ દેશો દેશમાં વિચરતા ઘણા રાજ્ય સ્થાનમાં માનનીક થયાં. તેમાં મુખ્ય દીલ્હીનો બાદશાહ, તથા ચિતોડગઢનો રાજા, જેસલમેરનો રાજા, મંડોરનો રાજા, એ ચાર મોટા રાજાઓ તો મહારાજના પરમ ભક્ત થયા, મહારાજના ધર્મોપદેશથી પોતપોતાના રાજ્યોમાં જીવદયાદિક ધર્મોન્નતિ કરી. દરેક રાજાદિક લોકો ખરતરગચ્છને રાજગચ્છ કહેવા લાગ્યા. બાદશાહે પોતાની મોહરવાળા ફરમાન લખી આપ્યા તે આજસુધી ખરતરગચ્છના પ્રાચીન ભંડારોમાં વિદ્યમાન છે એવા શ્રીજિનચન્દ્રસૂરિ મહારાજ જૈનશાસનની ઉન્નતિ કરીને સં. ૧૩૭૬ માં કુસુમાણુ ગામમાં સ્વર્ગે ગયા, તે વખતથી ખરતર ગચ્છને રાજગચ્છ એવું બિરૂદ મળ્યું.

૫૦. તેમની પાટે શ્રીજિનકુશલસૂરિ થયા, તેમના પિતા સમિયાણા ગામના રહેવાસી છાજેહડ ગોત્રીય, મંત્રિ જીંહાગર હતા; અને માતાજયંતશ્રી હતાં. જન્મ સં. ૧૩૩૦ માં થયો હતો અને દીક્ષા

સં. ૧૩૪૭ માં થઈ હતી, ત્યારબાદ સં. ૧૩૭૭ ના જેઠ વદિ એકાદશીને દીવસે શ્રી રાજેન્દ્રાચાર્યે સૂરિમંત્ર દીધો. તે વખતે પાટણના રહેવાસી શાહ તેજપાળે નંદીમહોત્સવ કર્યો અને ૨૪૦૦ ચોવીશસો સાધુ સાધ્વી તથા ૭૦૦ સાતસો વેષધારી જૈન પડિતાદિકને વસ્ત્રાદિક દીધાં, તથા તે પ્રસંગે દિલ્લી નગરના રહેવાસી મહતીયાણા--ગોત્રીય વિજયસિંહ શ્રાવકે ત્યાં જઇને ઘણું દ્રવ્ય ખર્ચીને નંદીમહોત્સવ કર્યો, તથા સં. ૧૩૮૦ શાહ તેજપાળે સઘ કાઢયો તેની સાથે શત્રુંજય તીર્થની જાત્રા કરી, તે ઠેકાણે ગુરૂમહારાજે માનતુંગ નામે ખરતરવસીના મદીરમાં ૨૭ સત્તાવીશ આંગલ પ્રમાણ શ્રીઆદિનાથના બિંબની પ્રતિષ્ઠા કરી, તથા ભીમપલ્લિ નગરમાં ભુવનપાલે બનાવેલા ( ૭૨ ) બહોંતેર જિનાલય મડિત શ્રીવીરપ્રભુના દેરાસરની પ્રતિષ્ઠા કરી, તથા આગરા નગરમાં રહેવાવાલા શ્રીસંઘના આગ્રહથી શ્રીશત્રુંજયની જાત્રા કરીને અષાઢ વદિ ૭ સપ્તમીને દિવસ

પાટણ નગરમાં પધાર્યા. શ્રીજિનકુશલસૂરિ મહારાજને બારસે ( ૧૨૦૦ ) સાધુનો સંપ્રદાય થયો, તથા ૧૦૫ સાધ્વીઓનો સંપ્રદાય થયો, તથા ગુરૂમહારાજે શ્રીવિનયપ્રભાદિક શિષ્યોને ઉપાધ્યાય પદ દીધું, જે વિનય પ્રભ ઉપાધ્યાયે નિર્ધન થએલા પોતાના ભાઇને ફરી સંપત્તિ પ્રાપ્ત કરાવા મંત્રગર્ભિત ગૌતમરાસ બનાવીને દીધો તે રાસના ગણવાથી ફરી પોતાના ભાઇ ધનવાળા બન્યા, એવી રીતે ઘણા શ્રાવકોને પ્રતિબોધ આપીને શ્રીજિનકુશલસૂરિ સં. ૧૩૮૯ ના ફાગણ વદિ અમાવાસ્યાને દિવસ દેરાઉર નગરમાં આઠ દિવસનું અણસણ કરીને સ્વર્ગે ગયા, તેમનું હજુસુધી દાદાજી એવું નામ પ્રસિદ્ધ છે, દરેક નગરમાં તેમની પાદુકાની પૂજા થાય છે. તેમણે સોમવતી પૂર્ણિમાને દિવસ પહેલું દર્શન દીધું તેથી સોમવાર પૂનમને દિવસે વિશેષે કરીને પૂજા થાય છે.

૫૧ મા તેમની પાટે શ્રીજિનપદ્મસૂરિ થયા, તેમનો જન્મ છાજેડ વંશમાં સં. ૧૩૮૨ માં થયો

હતો, સં. ૧૩૮૯ જેઠ શુદિ છઠને દિવસે શ્રીદેરાઉર નગરમાં શાહ હરપાલે નંદીમહોત્સવ કર્યો તે વખતે આઠમે વર્ષે તરૂણપ્રભાચાર્યે સૂરિમંત્ર દીધો, એક વખત શ્રીજિનપદ્મસૂરિ બાહડમેરનગરમાં શ્રીમહાવીરસ્વામીના દેરાસરમાં દેવવંદન કરવા ગયા, ત્યાં દેવમંદિરનો દરવાજો નાનો અને પ્રતિમા મોટી દેખીને ( પંજાબ દેશના રહેવાવાલા હતા તેથી ) પંજાબી ભાષામાં કહ્યું " બૂહાનંઢા " એટલે દરવાજો નાનો છે, " વસહી બડ્ડી " એટલે પ્રતિમાજી મોટા છે. તો પ્રતિમાજી અંદર કેવી રીતે સમાયાં. એવી રીતે પ્રગટ બાલભાવવાળું વચન સાંભળી વિવેકસમુદ્ર ઉપાધ્યાયે કહ્યું, કે મૌન કરો, ત્યારબાદ શ્રીજિનપદ્મસૂરિ ત્રણ ઉપાધ્યાયની સાથે ગુજરાત દેશમાં પધાર્યા. ત્યાં પાટણની પાસે સરસ્વતી નદીના તટ ઉપર રાત્રિવાસ રહ્યા, પરંતુ તે વખતે ગુરૂમહારાજને એવા પ્રકારની ચિન્તા ઉત્પન્ન થઇ કે સવારે શ્રીસંઘની આગળ આવી ભાષાથી કેવી રીતે વ્યાખ્યાન કરી શકું ? એવા પ્રકારની ચિન્તા

કરતા હતા તે વખતે મધ્યરાત્રિએ સરસ્વતીનદીની અધિષ્ઠાયિકા સરસ્વતી દેવીએ પ્રગટ થઈને એવા પ્રકારનું વચન આપ્યું કે હે સ્વામિન્? આપ પ્રભાત સમયે સંઘની પાસે જે કાંઇ કહેશો તેથી સકલ સંઘ પ્રસન્ન થશે, ત્યારબાદ પ્રાત:સમયમાં સંઘની પાસે શ્રીજિનપદ્મસૂરિએ પોતાની ઇચ્છાથી "અર્હંતો ભગવંત ઇન્દ્ર મહિતા" ઈત્યાદિ નવીન કાવ્ય બનાવીને ઉપદેશ દીધો, ત્યારે શ્રીસંઘસમસ્ત શ્રીગુરૂમહારાજનો ઉપદેશ સાંભળીને ઘણોજ પ્રસન્ન થયો, અને " બાલધવલકૂર્ચાલ સરસ્વતી " એવા પ્રકારનું બિરૂદ પામ્યા, એવી રીતે શ્રીજિનપદ્મસૂરિ સં. ૧૪૦૦ ના વૈશાખ શુદિ ૧૪ ચૌદશને દિવસ પાટણ શહેરમાં સ્વર્ગે ગયા.

પર મા તેમની પાટે શ્રીજિનલબ્ધિસૂરિ થયા, તેઓ પાટણ શહેરના રહેવાવાલા હતા, તેમનો નવલખા ગોત્રીય શાહ ઇશ્વરદાસે નંદીમહોત્સવ કર્યો; અને તરૂણપ્રભાચાર્યે સૂરિમંત્ર દીધો. અનુક્રમે સર્વ સિદ્ધાન્તના શિરોમણિ અષ્ટવિધાન સાધક થયા, તેમનો સં. ૧૪૦૬

માં નાગપુર ગામમાં સ્વર્ગવાસ થયો.

૫૩ મા તેમની પાટે શ્રીજિનચન્દ્રસૂરિ થયા, તેમને સં. ૧૪૦૬ માઘ શુદિ ૧૦ દશમીને દિવસે નાગપુરના વાસી શ્રીમાલશાહ હાથીશાહે નંદીમહોત્સવ સહિત પદસ્થાપન કર્યા. અને તરૂણપ્રભાચાર્યે સૂરિમંત્ર દીધો, શ્રીજિનચન્દ્રસૂરિ સં. ૧૪૧૫ આષાઢ વદિ ૧૩ ત્રયોદશીને દિવસે સ્તંભતીર્થમાં સ્વર્ગે ગયા.

૫૪ મા તેમની પાટે શ્રીજિનોદયસૂરિ થયા, તેમનો જન્મ પાલણપુરમાં થયો હતો, તેમના પિતા માલૂગોત્રીય શાહ રૂંદપાલ હતા, અને માતાનું નામ ધારલદેવી હતું. તેમનો જન્મ સં. ૧૩૭૫ માં થયો હતો અને તેમનું સમરો એવું મૂલનામ હતું, અને સં. ૧૪૧૫ ના આષાઢ શુદિ ૨ બીજને દિવસ સ્તંભનતીર્થમાં લૂણીયા ગોત્રીય શાહ જેસલે નંદીમહોત્સવ કર્યો, અને તરૂણપ્રભાચાર્યે સુરિમંત્ર દીધો અને પદસ્થાપન કર્યા, ત્યારબાદ શ્રીસ્તંભનતીર્થમાં શ્રીઅજિતનાથસ્વામીની પ્રતિષ્ઠા કરી, તથા શત્રુંજયતીર્થની

જાત્રા કરીને ત્યાં પાંચ પ્રતિષ્ઠા કરી, એવી રીતે પાંચ તિથિના ઉપવાસ કરવાવાલા તથા બાર (૧૨) ગામમાં અમારી પડહ બજાવવાવાલા તથા અઠાવીસ સાધુના પરિવાર સહિત વિહાર કરતા શ્રીજિનોદયસૂરિ સં. ૧૪૩૨ ભાદ્રવા વદિ ૧૧ એકાદશીને દિવસે પાટણનગરમાં સ્વર્ગે ગયા, તેમના વખતમાં સ. ૧૪૨૨ માં વેગડખરતર શાખા નીકળી.

૫૫ શ્રીજિનોદયસૂરિની પાટે શ્રીજિનરાજસૂરિ થયા, તેમને સં. ૧૪૩૨ માં ફાગણ વદિ છઠને દિવસ પાટણ નગરમાં શાહ ધરણે નંદીમહોત્સવ કરીને સૂરિપદમાં સ્થાપન કર્યા. શ્રીજિનરાજસૂરિએ સવાલક્ષ પ્રમાણ ન્યાયશાસ્ત્રનો અભ્યાસ કર્યો અને સર્વ સિદ્ધાંતના પારંગામી થયા, તેમનો સ્વર્ગવાસ સં. ૧૪૬૧ માં દેલવાડા ગામમાં થયો.

૫૬ મા તેમની પાટે શ્રીજિનભદ્રસૂરિ થયા, તેમનો પ્રબંધ આવી રીતે છે. પહેલા સં. ૧૪૬૧ માં શ્રીસાગરચન્દ્રાચાર્યે શ્રીજિનરાજસૂરિની પાટે શ્રીજિન-

વર્દ્ધનસૂરિને સ્થાપન કર્યા, એકવખત જેસલમેરગઢમાં શ્રીચિન્તામણિપાર્શ્વનાથની પાસે રહેલી ક્ષેત્રપાલની મૂર્ત્તિને દેખીને સ્વામી સેવકનું બરાબર આસન અયુક્ત છે તેવી રીતે વિચાર કરીને ક્ષેત્રપાલની મૂર્ત્તિને ઉઠાવીને દરવાજામાં સ્થાપન કરી તેથી ક્રોધાયમાન થયેલા ક્ષેત્રપાલે જ્યાં ત્યાં શ્રીસૂરિજી મહારાજના ચતુર્થવ્રતનો ભંગ દેખાડવા માંડ્યો. એવી રીતે એક વખત આચાર્યમહારાજ ચિત્રકૂટ નગરમાં ગયા ત્યાં પણ ક્ષેત્રપાલે તેવી રીતેજ કર્યું, ત્યારે દરેક શ્રાવકે ચતુર્થવ્રતનો ભંગ જાણીને આ પૂજ્યપદને અયોગ્ય છે, એવી રીતે વિચાર કર્યો, ક્રમથી વ્યંતરપ્રયોગથી વર્દ્ધમાનસૂરિ ગ્રહિલ થયા અને પિપ્પલક ગામમાં જઇને રહ્યા કેટલા શિષ્યો તેમની પાસે રહ્યા ત્યારે સાગરચન્દ્રાચાર્ય પ્રમુખ સમસ્ત સાધુએ એકત્ર થઇને ગચ્છની સ્થિતિ રાખવા વાસ્તે કોઇ નવીન આચાર્યની સ્થાપના કરવી જોઇએ. એવી રીતે વિચાર કર્યો, ત્યારબાદ નવીન ગોરા નામના ક્ષેત્રપાલનું આ-

રાધન કરીને અને દરેક દેશના ખરતરગચ્છીય સં-
ઘની અનુમતિ હસ્તાક્ષર મંગાવીને અને સર્વ સાધુ
મંડળને એકત્ર કરીને ભાણુસોલ ગામ આવ્યા, ત્યાં
શ્રીજિનરાજસૂરિએ પોતાના એક શિષ્યને વાચક શ્રી-
શીલચન્દ્રગણિની પાસે અભ્યાસ કરવા રાખ્યો હતો,
તે સમસ્ત શાસ્ત્રનો પારંગામી થયો, તે ભણુસાલી ગો-
ત્રનો હતો, અને તેનું મૂળ નામ ભાદો હતું. સં.
૧૪૫૧ માં દીક્ષા ગ્રહણુ કરી, અનુક્રમે પચ્ચીશ વ-
ર્ષના થયા ત્યારે તેને યોગ્ય જાણીને શ્રીસાગરચન્દ્રા-
ચાર્યે સાત ભકારાક્ષર મેળવીને સં. ૧૪૭૫ માં માઘ
શુદિ પૂર્ણિમાને દિવસે ભણુશાલી નાલાશાહે સવા-
લાખ રૂપિયા ખર્ચ કરીને નંદીમહોત્સવ સહિત સૂ-
રિપદમાં સ્થાપિત કર્યા. સપ્ત ભકારના નામ. ૧ ભ-
ણુસોલ નગર, ૨ ભણુશાલિક ગોત્રીય, ૩ ભાદો નામ,
૪ ભરણી નક્ષત્ર, ૫ ભદ્રાકરણુ, ૬ ભટ્ટારક પદ, ૭
જિનભદ્રસૂરિ, એવી રીતે મહાપ્રભાવિક શ્રીજિનભદ્ર
સૂરિ વિચરવા લાગ્યા અને આબુજી, ગિરનારજી, જેસ-

લમેર, પ્રમુખસ્થાનોમાં નવીન ચૈત્યોની પ્રતિષ્ઠા કરાવી અને ઠેકાણે ઠેકાણે પુસ્તકભંડાર સ્થાપન કર્યા. અંતમાં સં. ૧૫૫૪ માગશર વદિ ૯ નવમીને દિવસ કુંભલમેરૂ નગરમાં દેવલોક ગયા. એમના વખતમાં સં. ૧૪૭૪ માં શ્રીજિનવર્દ્ધનસૂરિએ પિપ્પલક ખરતર શાખા કાઢી.

૫૭ શ્રીજિનભદ્રસૂરિની પાટે શ્રીજીનચન્દ્રસૂરિ થયા, તેમના પિતા જેસલમેર ગામના રહેવાવાળા ચમ્મગોત્રીય શાહ વચ્છરાજ નામે હતા, અને માતાનું નામ વાલ્હાદેવી હતું. સંવત ૧૪૮૭ માં જન્મ થયો હતો, સં.૧૪૯૨માં દીક્ષા થઈ હતી અને સં. ૧૫૧૪ વૈશાખ વદિ ૨ દ્વિતીયાને દિવસ કુંભલમેરૂ ગામના રહેવાસી કૂકડ ચોપડાગોત્રીય શાહ સમરસિંહે નંદીમહોત્સવ કર્યો અને શ્રીકીર્ત્તિરત્નાચાર્યે સૂરિમંત્ર આપી પદસ્થાપન કર્યા.

ત્યારબાદ વિહાર કરતા આબુજી ઉપર આવ્યા અને ત્યાં નવફૂણા પાર્શ્વનાથ પ્રભુના બિંબની પ્રતિષ્ઠા

કરી, અને ધર્મરત્નસૂરિ, ગુણરત્નસૂરિ વિગેરે અનેક મંડલાચાર્યો સ્થાપ્યા. ત્યારબાદ શ્રી જિનચન્દ્રસૂરિ વિ. સં. ૧૫૩૦ માં જેસલમેર નગરમાં દેવલોક પામ્યા. એમના વખતમા વિ. સં. ૧૫૦૮ અમદાવાદ શહેરમાં લોંકા નામના લહિયાએ પ્રતિમા ઉત્થાપન કરી, અને સ. ૧૫૨૪માં લુંપકમત ( લોંકામત ) શરૂ થયો, અને સં. ૧૫૩૩માં વેષ ધારક ભૂણા નામનો ઋષિ થયો, એની કિંચિત્ ઉત્પત્તિ લખીએ છીએ

અમદાવાદમાં દશાશ્રીમાળી લોંકાનામે એક લહિયો હતો, તે યતિયોનાં પુસ્તકો લખતો હતો. એક વખત તપાગચ્છના જ્ઞાનચન્દ્રજી યતિનું પુસ્તક લખ્યું જેમાં ઘણી ભુલ રહીગઈ ત્યારે જ્ઞાનચન્દ્રજી એ કેટલાંક કઠોર વચન કહ્યાં ત્યારે લોંકો લડવા લાગ્યો તે વખતે યતિજીએ ધક્કો દઇને લોંકાને બહાર કાઢી મુકયો, પછી લોંકો લીંબડી ગામમાં જઇને રાજકારભારી લખમસી નામના વણિક પાસે બુમ મુકયો, ત્યારે લખમસીએ હકીકત પુછી એટલે લોંકાએ કહ્યું

કે સાચો ધર્મ દેખાડતા તપાજતિએ મને મારો,
ત્યારે લખમસીએ કહ્યું કે તું તારો મત આંહિ ચલાવ,
હું તારા પક્ષનો છું. તે વખતે ઘણા લોકોને ગરીબ
થતા જાણીને દેરાસર તથા પ્રતિમાનું ઉત્થાપન કર્યું
અને મનમાં આવ્યા તે ગ્રન્થ માન્યા અને બત્રીશ
સૂત્રોને સાચાં કરીને માન્યાં; પરંતુ તેની અંદર પંચાં-
ગી પ્રમાણ તથા પ્રતિમાપૂજનના અધિકારને જુઠો
માન્યો, ૨૫ પચ્ચીશ વર્ષ સુધી ગૃહસ્થાવસ્થામાં લું-
પકમતની પ્રરૂપણા કરી પછી લોંકાના ઉપદેશથી એક
ભાણા નામના વાણિયાએ વેશ ધારણ કર્યો તેનું ભૂ-
ણાઋષિ નામ રાખ્યું, ત્યારબાદ પરિવાર વધ્યો. ઇતિ
લોંકામત ઉત્પત્તિ.

૫૮ મા શ્રીજિનચન્દ્રસુરિની પાટે શ્રીજિનસ-
મુદ્રસૂરિ થયા, તેમના પિતા વાહડમેર વાસી પારેખ
ગોત્રીય દેકોશાહ નામના હતા તથા દેવલદેવી માતાનું
નામ હતું. સં. ૧૫૦૬ માં જન્મ થયો હતો અને સં.
૧૫૨૧ માં દીક્ષા થઈ હતી. સં. ૧૫૩૦ માં માઘ

શુદિ તેરશને દિવસે જેસલમેરના વાસી સંઘપતિ સોનપાલે નંદીમહોત્સવ કર્યો અને શ્રીજિનચન્દ્રસૂરિએ પોતાના હાથે સૂરિમંત્ર આપીને પદ સ્થાપન કર્યા, ત્યારબાદ વિહાર કરતા પંચનદી, સોમયક્ષાદિના સાધક પરમ ચારિત્રવંત શ્રીજિનસમુદ્રસૂરિ વિ. સં. ૧૫૫૫ માં અમદાવાદ શહેરમાં દેવલોક પધાર્યા.

૫૯ શ્રીજિનસમુદ્રસૂરિની પાટે શ્રીજિનહંસ સૂરિ થયા, તેમના પિતા સત્રાવા નગરના વાસી. ચોપડા ગોત્રીય, શાહ મેઘરાજ હતા તથા કમળાદેવી માતાનું નામ હતું. તેમનો જન્મ સ. ૧૫૨૪ માં થયો હતો, સં. ૧૫૫૬ વૈશાખ શુદિ ૩ ને દિવસે રોહિણી નક્ષત્રમાં શ્રીવિકાનેર નગરમાં કરમશી મંત્રીએ લક્ષ રૂપિયા ખર્ચ કરીને આચાર્યપદનો મહોત્સવ કર્યો તથા ભાંડાસરજીના દેરાની પાસે મોટા શ્રીનેમિનાથજીના બિંબની પ્રતિષ્ઠા કરી. ત્યારબાદ એક વખત આગ્રા નગરના રહેવાવાળા ડુંગરસીજી, મેઘરાજજી, પોણુદત્ત પ્રમુખ સંઘે ઘણા આગ્રહ પૂર્વક વિનંતિ ક-

ષધારીએ વીજામત કાઢયો, તથા સં. ૧૫૭૨ માં નાગપુર તપામાથી નીકળીને પાર્શ્વચન્દ્રજીએ પોતાના નામથી પાર્શ્વચન્દ્ર મત સ્થાપન કર્યો.

૬૦ મા તેમની પાટે શ્રીજિનમાણિક્ય સૂરિ થયા, તેમના પિતા કૂકડ ચોપડા ગોત્રીય શાહ જીવરાજ નામના હતા અને પદ્માદેવી માતા હતાં. તેમનો જન્મ સ. ૧૫૪૯ માં થયો તથા દીક્ષા સં. ૧૫૬૦ માં થઈ તથા સ. ૧૫૮૨ ભાદ્રવા વદિ ૯ નવમીને દિવસે શાહ દેવરાજે નંદીમહોત્સવ કર્યો, અને શ્રી જિનહસસૂરિજીએ પોતાના હાથથી સૂરિમંત્ર આપીને પદ સ્થાપન કર્યા, ત્યારબાદ ગુજરાત, સિંધુ વિગેરે દેશોમાં વિહાર કર્યો અને પંચનદી સાધ્યો, ત્યારબાદ શ્રીજિનમાણિક્ય સૂરિએ કેટલાક વર્ષ સુધી જેસલમેરમાં વાસ કર્યો અને ત્યાં દરેક મુનિયો શિથિલાચારી થઈ ગયા અને પ્રતિમા ઉત્થાપક મત ઘણોજ પ્રસરી ગયો, તેથી વીકાનેરના રહેવાસી વચ્છાવત મંત્રિમ ગ્રામસિંહે ગચ્છસ્થિતિ રાખવા વાસ્તે શ્રીસૂરિજી મહારાજને

બોલાવ્યા અને સૂરિજીએ ક્રિયોદ્ધાર કર્યો, ત્યારબાદ સૂરિજીએ વિચાર્યું કે પહેલા દેરાઉર નગરમાં શ્રીજિનકુશલસૂરિજી મહારાજની યાત્રા કર્યા બાદ સર્વ પરિગ્રહ ત્યાગ કરીને વિહાર કરીશ, તેથી સૂરિજી યાત્રા માટે દેરાઉર નગરમા પધાર્યા અને ત્યાંથી ગુરૂ દર્શન કરીને પાછા આવતા રસ્તામાં પાણીના અભાવથી તૃષા પરિષહ અત્યન્ત થયો, ત્યારબાદ રાત્રિના વખતે પાણી મળ્યુ ત્યારે સૂરિજીએ વિચાર કર્યો કે મે આટલા વર્ષ સુધી ચોવિહાર પચ્ચખાણ કર્યું તેને એક દિવસ વાસ્તે કેવી રીતે ભગ કરૂ એવી રીતે વિચાર કરીને ત્યાંજ અણસણ કરીને સ. ૧૬૧૨ ના અષાઢ શુદિ ૫, પચમીને દિવસે કાલધર્મ પામીને સ્વર્ગે ગયા.

૬૧, તેમની પાટે શ્રીજિનચન્દ્રસૂરિ થયા, તેમના વડલી ગામવાસી રીહડગોત્રીય શાહ શ્રીમંત પિતા અને સિરિયાદેવી માતા હતાં, સ. ૧૫૯૪ માં જન્મ થયો અને સ. ૧૬૦૪ માં દીક્ષા થઈ હતી

અને સં. ૧૬૧૨ ભાદ્રવા શુદિ ૯ નવમીને દિવસ જેસલમેર નગરમાં રાઉલ માલેદેવકારિત નંદીમહોત્સવ વડે સૂરિપદમાં સ્થાપન થયા હતા. અને તેજ રાત્રિમાં શ્રીજિનમાણિકયસૂરિએ પ્રગટ થઈને સેવાની પોથીમાંથી આમ્નાયસહિત સૂરિમંત્રનાં પાનાં શ્રીજિનચન્દ્રસૂરિને દીધાં, ત્યારબાદ શ્રીજિનચન્દ્રસૂરિજીએ વચ્છાવત મંત્રિના પુત્ર કર્મચન્દ્રના આગ્રહથી વીકાનેર શહેરમાં પધારીને શિથિલાચારનો ત્યાગ કરીને ક્રિયોદ્ધાર કર્યો અને સુવિહિત સંવેગપક્ષ અંગીકાર કર્યો; પછી ત્યાંથી વિહાર કરીને ઠેકાણે ઠેકાણે પ્રતિમા ઉત્થાપક મતનું ખંડન કરતા છતા અમદાવાદ શહેરમાં પધાર્યા અને ત્યાં કાષ્ઠીના વ્યાપારથી

ચલાવતા અને મિથ્વ ... ત્પન્ન

સિવા અને સોમાજી

ધીને કુટુંબસહ ...

બે ભાઈયોએ શત્રું

દેશના જૈનોને એક

અને સં. ૧૬૧૨ ભાદ્રવા શુદિ ૯ નવમીને દિવસ જેસલમેર નગરમાં રાઉલ માલેદેવકારિત નંદીમહોત્સવ વડે સૂરિપદમાં સ્થાપન થયા હતા. અને તેજ રાત્રિમાં શ્રીજિનમાણિકયસૂરિએ પ્રગટ થઇને સેવાની પોથીમાંથી આમ્નાયસહિત સૂરિમંત્રનાં પાનાં શ્રીજિનચન્દ્રસૂરિને દીધાં, ત્યારબાદ શ્રીજિનચન્દ્રસૂરિજીએ વચ્છાવત મંત્રિના પુત્ર કર્મચન્દ્રના આગ્રહથી વીકાનેર શહેરમાં પધારીને શિથિલાચારનો ત્યાગ કરીને ક્રિયોદ્ધાર કર્યો અને સુવિહિત સંવેગપક્ષ અંગીકાર કર્યો; પછી ત્યાંથી વિહાર કરીને ઠેકાણે ઠેકાણે પ્રતિમા ઉત્થાપક મતનું ખંડન કરતા છતા અમદાવાદ શહેરમાં પધાર્યા અને ત્યાં કાકડીના વ્યાપારથી આજીવિકા ચલાવતા અને મિથ્યાત્વી કુલોત્પન્ન પોરવાડજ્ઞાતીય સિવા અને સોમાજી નામના બે ભાઇઓને પ્રતિબોધીને કુટુંબસહ ધનવંત શુદ્ધ શ્રાવક બનાવ્યા. એ બે ભાઈયોએ શત્રુંજયતીર્થની યાત્રા કરીને દરેક દેશના જૈનોને એક એક મહોર અને એક એક થા-

ણની પ્રભાવના કરી, ત્યારબાદ સૂરિજીએ અકબ્બર-બાદશાહને પ્રતિબોધ આપીને જીવહિંસા બંધ કરાવી તેમને અકબ્બરબાદશાહે 'યુગ પ્રધાન રાગગચ્છ' એવું બિરૂદ આપ્યું અને પહેલાની નકલ એક્નિ એવીજ રીતે નવમહોરવાળો પરવાનો લખી આપ્યો, જેની અંદર આ પ્રમાણે સારાંશ છે. કે મારા રાજ્યમાં જ્યાં શ્રીજિનચન્દ્રસૂરિજી મહારાજ પધારે ત્યાં રાજા-દિક દરેક લોકો ભક્તિ સાચવે અને સિદ્ધાચલજી, ગિરનારજી, શિખરજી પ્રમુખ દરેક તીર્થોમાં તથા જૈનોના દરેક ધર્મસ્થાનકોમાં કોઈ પણ જીવહિંસા-દિક કાર્ય કરે નહિ અને ગુરૂની આજ્ઞા પ્રમાણે દરેક કાર્ય કરે, ઇત્યાદિ પરવાનો ખરતરગચ્છના ભંડારોમાં છે, તથા અકબ્બરબાદશાહના આગ્રહથી તેજ વખતે ગુરૂ મહારાજે જિનસિંહસૂરિને આચાર્ય પદમાં સ્થાપન કર્યા તે વખતે અત્યન્ત પ્રમુદાનાપૂર્વક વચ્છા-વત મંત્રિ કર્મચન્દ્રે મહોત્સવ કર્યો અને નવ ગામ, નવ હાથી, પાંચસો ઘોડા, જૈનયાચકાદિકને દાનમાં

દીધાં, એવી રીતે સવાક્રોડ દ્રવ્ય ખર્ચ કર્યું, ત્યાર બાદ સૂરિજી મહારાજે સં. ૧૬૫૨ માં પંચ નદી સાધન કરી અને ત્યાં પાંચ પીર, માનભદ્ર, ખોડીયા- ક્ષેત્રપાલાદિ દેવોને સાધ્યા અને જૈન શાસનની ઘણી ઉન્નતિ કરી.

શ્રીજિનચન્દ્રસૂરિજીને સમયરાજ, મહિમારાજ, ધર્મ- નિધાન, રત્નનિધાન, જ્ઞાનવિમલ, ઇત્યાદિ ૯૫, પ- ચાણુ શિષ્યો થયા, ત્યારબાદ શ્રીજિનચન્દ્રસૂરિજી મ હારાજ સંપૂર્ણ ૭૫ પંચોતેર વર્ષ આયુ પાળીને સં. ૧૬૭૦ ના આસો વદિ ૨, બીજને દિવસે બેનાતટમ સ્વર્ગે ગયા, તેમના વખતમાં સં. ૧૬૨૧ માં ભાવ હર્ષ ઉપાધ્યાયથી ભાવહર્ષીય ખરતર શાખા નીકળી

૬૨ મા શ્રીજિ[illegible] ની પાટે, શ્રીજિનસિંહ સૂરિ થયા, તેમના [illegible] ગોત્રીય શાહ ચાં પસી નામના પિતા [illegible] ચતુરંગદેવી મા હતાં, સં. ૧૬૧૫ [illegible] પૂર્ણિમાને [illegible] ગામમાં [illegible] અને

સિંહ નામ રાખવામાં આવ્યું હતું, તથા સં. ૧૬૨૩ માગશર વદિ ૫, પંચમીને દિવસે વીકાનેરમાં દીક્ષા થઇ હતી, સં. ૧૬૪૦ માઘ શુદિ ૫, પાંચમને દિન જેસલમેરમાં વાચકપદ થયું, અને સં. ૧૬૪૯ ફાગણ શુદિ ૨, બીજને દિવસ લાહોર નગરમાં વીકાનેરના રહેવાસી વચ્છાવત મંત્રિ કર્મચન્દ્રે સવાક્રોડ દ્રવ્ય ખરચીને આચાર્યપદનો મહોત્સવ કર્યો, ત્યારબાદ સં. ૧૬૭૦ માં બેનાતટમાં સૂરિપદ મળ્યુ, અને સં. ૧૬૭૪ પોષ વદિ ૧૩ તેરશને દિવસ મેડતા નગરમાં સ્વર્ગે ગયા.

૬૩ તેમની પાટે શ્રીજિનરાજસૂરિ થયા, તેમના પિતા ચોપરા ગોત્રીય શાહ ધર્મસિંહ નામના હતા, અને માતાનું નામ ધારલદેવી હતુ, તેમનો જન્મ સ. ૧૬૪૭ વૈશાખ શુદિ ૭ સાતમને દિવસ થયો હતો. સં. ૧૬૫૬ માગશર શુદિ ૩ તૃતીયાને દિવસ વીકાનેરમાં દીક્ષા થઇ અને રાજસમુદ્ર દીક્ષાનું નામ રાખવામાં આવ્યું. તથા સં. ૧૬૬૦ માં આસાસોલી

દીધા, એવી રીતે સવાક્રોડ દ્રવ્ય ખર્ચ કર્યું, ત્યાર બાદ સૂરિજી મહારાજે સ. ૧૬૫૨ માં ૫ચ નદી સાધન કરી અને ત્યા પાચ પીર, માનભદ્ર, ખોડીયા ક્ષેત્રપાલાદિ દેવોને સાધ્યા અને જૈન શાસનની ઘણી ઉન્નતિ કરી.

શ્રીજિનચન્દ્રસૂરિજીને સમયરાજ, મહિમારાજ, ધર્મ નિધાન, રત્નનિધાન, જ્ઞાનવિમલ, ઇત્યાદિ ૯૫, ૫ ચાણુ શિષ્યો થયા, ત્યારબાદ શ્રીજિનચન્દ્રસૂરિજી મ હારાજ સપૂર્ણ ૭૫ ૫ચોતેર વર્ષ આયુ પાળીને સ ૧૬૭૦ ના આસો વદિ ૨, બીજને દિવસે બેનાતટમા સ્વર્ગે ગયા, તેમના વખતમા સ. ૧૬૨૧ મા ભાવ હર્ષ ઉપાધ્યાયથી ભાવહર્ષીય ખરતર શાખા નીકળી

૬૨ મા શ્રીજિનચદ્રસૂરિની પાટે, શ્રીજિનસિહ સૂરિ થયા, તેમના ગણધર ચોપડા ગોત્રીય શાહ ચા પસી નામના પિતા હતા, અને ચતુરગદેવી માતા હતા, સ. ૧૬૧૫ માગશર શુદિ ૧૫, પૂર્ણિમાને દિ વસે ખેતાસર ગામમાં જન્મ થયો હતો અને

શહેરમાં શ્રીજિનચન્દ્ર સૂરિએ વાચકપદ દીધું. સં. ૧૬૭૪ ફાગણ શુદિ ૭ સાતમને દિવસ મેડતા નગરમાં ચોપડા ગોત્રીય શાહકરણે મહોત્સવ કર્યો અને આચાર્ય પદ દીધું અને જિનરાજસૂરિ નામ થયું, ત્યારબાદ શ્રીજિનરાજ સૂરિએ ભણશાલિ થેરૂશાહે ઉદ્ધાર કરેલા શ્રીચિન્તામણિ પાર્શ્વનાથના ચૈત્યની પ્રતિષ્ઠા કરી ત્યારબાદ સં. ૧૬૭૫ વૈશાખ શુદિ ૧૩ ત્રયોદશી ને શુક્રવારને દિવસ શ્રીરાજનગર નિવાસી પોરવાડ જ્ઞાતીય સંઘપતિ સોમજીના પુત્ર રૂપજીએ બનાવેલા શ્રી શત્રુંજય તીર્થ ઉપર ચતુર્મુખ દેવાલયમાં શ્રીઋષભ ચૌમુખજી આદિ ૫૦૧ પાંચશોને એક જિનબિમ્બની પ્રતિષ્ઠા કરી, ઇત્યાદિ ઘણા સ્થળોમાં પ્રતિષ્ઠા કરીને જિનબિંબની સ્થાપના કરી, આચાર્યને શ્રીઅંબિકા દેવીએ વરદાન આપ્યું હતું, તથા ઘંઘાણી નગરમાં ઘણા વખત થયા જમીનમાં રહેલી પ્રતિમાને પ્રશસ્તિના અક્ષરો જોઈને પ્રગટ કરી, ઇત્યાદિ ઘણાં શાસનની ઉન્નતિનાં કાર્યો કર્યાં, તેઓશ્રીએ સમસ્ત તર્ક, વ્યાક-

રણ, છંદ, અલંકાર, કોશ, કાવ્યાદિ વિવિધ શાસ્ત્રનો અભ્યાસ કર્યો હતો; તથા નૈષધકાવ્ય ઉપર જૈનરાજી નામની ટીકા બનાવી હતી, શ્રીજિનરાજસૂરિ સં. ૧૬૯૯ અષાઢ શુદિ નવમીને દિવસ પાટણમાં સ્વર્ગે ગયા, એમના વખતમાં સં. ૧૬૮૬ માં જિનસાગરસૂરિથી લઘુ આચાર્ય ખરતર શાખા નીકળી.

૬૪ તેમની પાટે શ્રીજિનરત્નસૂરિ થયા, તેમના પિતા સેરૂણા ગામના રહેવાસી, લૂણિયા ગોત્રીય શાહ તીલોકસી નામના હતા, તથા માતા તારાદેવી નામે હતાં, તેમનુ જન્મનું નામ રૂપચન્દ્ર હતુ, તેઓશ્રીએ નિર્મલ વૈરાગ્યવડે માતપિતાની સાથે દીક્ષા ગ્રહણ કરી હતી, ત્યારબાદ સ. ૧૬૯૯ અષાઢ શુદિ ૭ સાતમને દિવસ શ્રીજિનરાજસૂરિએ પોતાના હસ્તથી સૂરિમંત્ર આપ્યો હતો, તેઓશ્રી શુદ્ધ ચારિત્ર પાલન કરીને સં. ૧૭૧૧ શ્રાવણ વદિ ૭ ને દિવસ આગ્રા શહેરમાં સ્વર્ગે પધાર્યા. તેમના વખતમાં સં. ૧૭૦૦માં ઉપાધ્યાય શ્રીરંગવિજયગણિથી રંગવિજય ખરતર

શાખા નીકળી તથા શ્રીસાર ઉપ
ખરતર શાખા નીકળી હતી.

૬૫ મા તેમની પાટે શ્રીજિ
તેમના ગણધર ચોપડા ગોત્રીય, શાહ ર
હતા તથા સુપીયાદેવી માતા હતા, તેમ
હેમરાજ હતુ, તથા દીક્ષાનુ નામ હર્ખ
સં. ૧૭૧૧ ભાદ્રવા શુદિ ૧૦ દશમીને દિવ
નગરમાં નાહટાગોત્રીય શાહ જયમલ્લ તેજસી
બાઇ કસ્તુરબાઇએ આચાર્ય પદવીનો મહોત્સવ
ત્યારબાદ સૂરિજીએ ચોધપુરવાસી શાહ મનોહર
કાઢેલા સઘની સાથે શ્રીશત્રુજય મહાતીર્થની
કરી તથા મનોહરદાસે બધાવેલા ચૈત્યશૃગાર
ઋષભાદિ ૨૪ તીર્થંકરના બિબોની પ્રતિષ્ઠા
ત્યારબાદ શ્રીજિનચન્દ્રસૂરિજી સં. ૧૭૮૩ મા
બદરમા ... તેમના વખતમા
પ્રચલિત

પાટે શ્રીજિનસુખ

તેમના ફ઼ોગપન નિવાસી શાહ લેચા વોહરા ગોત્રીય શાહ રૂપસી નામે પિતા હતા તથા સુરૂપા માતા હતાં, સં. ૧૭૩૯ માગસર શુદિ ૧૫ પૂર્ણિમાને દિવસ જન્મ થયો હતો, તથા સ. ૧૭૫૧ માઘ શુદિ ૫, પાંચમને દિવસે પુણ્યપાલસર ગામમાં દીક્ષા થઈ હતી, તેમનુ સુખ કીર્તિ દીક્ષાનુ નામ રાખવામા આવ્યુ હતુ. સ. ૧૭૫૬ અષાઢ શુદિ ૧૧ એકાદશીને દિવસ સૂરત બંદરના રહેવાસી ચોપડાગોત્રીય પારેખ દામોદરદાસે ઇગ્યાર હજાર રૂપીયા ખરચ કરીને પદમહોત્સવ કર્યો. એક વખત શ્રીસૂરિજી મહારાજ ઘોઘા બંદરમાં નવખંડા પાર્શ્વનાથની યાત્રા કરીને શ્રીસંઘની સાથે શ્રીસ્તંભન તીર્થ જવાને વાસ્તે વહાણ ઉપર બેઠા. તે વખતે માર્ગમાં સમુદ્રની મધ્યમાં વહાણનુ નીચેનુ પાટીયુ તુટવાથી વહાણ પાણીથી ભરાઇ ગયુ, તે વખતે સૂરિજીએ ઇષ્ટદેવતાનું આરાધન કર્યું ત્યારે દાદાજી શ્રીજિનકુશલ સૂરિજી મહારાજની સહાયનાથી અકસ્માત્ નવીન વહાણ પ્રગટ થયુ તેથી તે દ્વારા સમુદ્ર પાર ઉતરી ગયા

જયલક્ષ્મીને પ્રાપ્ત કરી, તથા શ્રીસિદ્ધાચલાદિ સકલ તીર્થોની યાત્રા કરી તથા શ્રીગૂઢાનગરમાં શ્રીઅજિતજિન ચૈત્યની પ્રતિષ્ઠા કરી હતી, શ્રીજિનભક્તિસૂરિજી કચ્છ દેશના શ્રીમાંડવીબંદરમાં સં. ૧૮૦૩ જેઠ શુદિ ૪ ચોથને દિવસ સ્વર્ગે ગયા, તે રાત્રિમાં અગ્નિસંસ્કાર ભૂમિમાં દેવતાએ દીપમાલા કરી, તે સમયે શ્રીરાજસોમ ઉપાધ્યાય, શ્રીરામવિજય ઉપાધ્યાય, શ્રીક્ષમાપ્રમોદ ઉપાધ્યાય વિગેરે શિષ્યમંડલ હતું.

૬૮ મા તેમની પાટે શ્રીજિનલાભસૂરિ થયા, તેમના વીકાનેરમાં રહેવાસી બોથરા ગોત્રીય શાહ પચાયણદાસ પિતા તથા પદ્માદેવી માતા હતાં, તેમનો જન્મ સં. ૧૭૭૪ શ્રાવણ શુદિ ૫, પંચમીને દિવસ બાપેઉગામમાં થયો હતો, અને મૂલનામ લાલચન્દ્ર હતું, સં. ૧૭૮૯ જેઠ વદિ ૬ છઠને દિવસ જેસલમેરમાં દીક્ષા થઇ હતી, લક્ષ્મીલાલ નામ રાખવામાં આવ્યું હતું, સં. ૧૮૦૪ જેઠ શુદિ ૫ પંચમીને દિવસ શ્રીમાંડવીબંદરમાં છાજેડ ગોત્રીય શાહ ભોજરાજ કૃત

અને પછી જહાજ અદૃશ્ય થઇ ગયું અને સ્તંભનતીર્થ તથા શત્રુંજયની યાત્રા કરી, ત્યારબાદ ત્રણ દિવસ અણુસણુ કરીને સં. ૧૭૮૦ જેઠ વદિ ૧૦ દશમીને દિવસ શ્રીરિણી નગરમાં સ્વર્ગે ગયા, તે રાત્રિમાં દેવતાએ અદૃશ્ય વાજીત્ર વગાડ્યાં અને તે સાંભળીને તે નગરનો રાજા તથા સર્વે લોકો આશ્ચર્ય પામ્યા.

૬૭ મા તેમની પાટે શ્રીજિનભક્તિસૂરિ થયા, તેમના ઈન્દ્રપાલનગર નિવાસી શેઠ ગોત્રીય શાહ હરચન્દ નામના પિતા હતા. તથા હરિસુખદેવી નામે માતા હતાં, સં. ૧૭૭૦ જેઠ શુદિ ૨. દ્વિતીયાને દીવસ જન્મ થયો હતો અને ભીમરાજ નામ પાડવામાં આવ્યું હતું; ત્યારબાદ સં. ૧૭૭૯ માં માઘ શુદિ ૭, સપ્તમીને દિવસ દીક્ષા થઇ અને ભક્તિક્ષેત્ર દીક્ષાનું નામ રાખવામાં આવ્યું, તથા સં. ૧૭૮૦ જેઠ વદિ ૩ તૃતીયાને દિવસે રિણીપુરમાં શ્રીસંઘકૃતમહોત્સવથી આચાર્યપદને પ્રાપ્ત થયા, ત્યારબાદ તેઓશ્રીએ સાદરીનગરમાં હસ્તિચાલનાદિકવડે પ્રતિપક્ષીઓને જીતીને વિ

જયલક્ષ્મીને પ્રાપ્ત કરી, તથા શ્રીસિદ્ધાચલાદિ સકલ તીર્થોની યાત્રા કરી તથા શ્રીગૂઢાનગરમા શ્રીઅજિતજિન ચૈત્યની પ્રતિષ્ઠા કરી હતી, શ્રીજિનભક્તિસૂરિજી કચ્છ દેશના શ્રીમાડવીબદરમાં સ ૧૮૦૩ જેઠ શુદિ ૪ ચોથને દિવસ સ્વર્ગે ગયા, તે રાત્રિમા અગ્નિસસ્કાર ભૂમિમા દેવતાએ દીપમાલા કરી, તે સમયે શ્રીરાજસોમ ઉપાધ્યાય, શ્રીરામવિજય ઉપાધ્યાય, શ્રીક્ષમાપ્રમોદ ઉપાધ્યાય વિગેરે શિષ્યમડલ હતુ.

૬૮ મા તેમની પાટે શ્રીજિનલાભસૂરિ થયા, તેમના વીકાનેરમા રહેવાસી બોથરા ગોત્રીય શાહ પચાયણદાસ પિતા તથા પદ્માદેવી માતા હતાં, તેમનો જન્મ સ. ૧૭૭૪ શ્રાવણ શુદિ ૫, પચમીને દિવસ બાપેઉગામમા થયો હતો, અને મૂલનામ લાલચન્દ્ર હતુ, સ. ૧૭૮૯ જેઠ વદિ ૬ છઠને દિવસ જેસલમેરમા દીક્ષા થઇ હતી, લક્ષ્મીલાભ નામ રાખવામાં આવ્યું હતુ, સ.૧૮૦૪ જેઠ શુદિ ૫ પચમીને દિવસ શ્રીમાંડવીબદરમાં છાજેડ ગોત્રીય શાહ ભોજરાજ કૃત

ન દીમહોત્સવપૂર્વક આચાર્યપદ થયું હતુ, ત્યારબાદ જેસલમેર, વીકાનેર, શ્રીગોડીપાર્શ્વનાથ, ધૂલેવા, આબુજી, સિદ્ધાચલજી વિગેરે તીર્થોની જાત્રા કરતા કરતા શ્રીસૂરતબ દર પધાર્યા, ત્યાં સ. ૧૮૨૭ વૈશાખ શુદિ ૧૨ દ્વાદશીને દિવસે આદિગોત્રીય શાહ નેમીદાસના પુત્ર ભાઈદાસે બનાવેલા નવીન ચૈત્યમંડન શ્રીશીતલનાથ, સહસફણાપાર્શ્વનાથ, શ્રીગોડીપાર્શ્વનાથ, આદિ ૧૮૧ બિંબોની પ્રતિષ્ઠા કરી, તથા સં. ૧૮૨૮ વૈશાખ શુદિ ૧૨, દ્વાદશીને દિવસે તેજ દેવમંદિરમાં શ્રીમહાવીરાદિ ૮૨ બ્યાશી બિંબોની પ્રતિષ્ઠા કરી અને છત્રીશ હજાર રૂપિયા ખર્ચ કર્યા, સ. ૧૮૩૪ આસો વદિ ૧૦ દશમીને દિવસ શ્રીગુઢાનગરમાં સ્વર્ગે ગયા.

૬૯ તેમની પાટે શ્રીજિનચન્દ્રસૂરિ થયા, તેમના પિતા વીકાનેરવાસી વચ્છાવત મહેતા રૂપચન્દ્ર નામે હતા, તથા કેસરદેવી માતાનુ નામ હતું, તેમનો જન્મ સં. ૧૮૦૯ મા કલ્યાણસર ગામમાં થયો હતો, તથા અનૂપચન્દ્ર નામ રાખવામાં આવ્યુ હતુ, સ. ૧૮૨૨

મ ડોવર ગામમાં દીક્ષા થઈ અને ઉદયસાર નામ રાખ્યું, સં. ૧૮૩૪ આસો વદિ ૧૩ તેરસને દિવસ શુભ લગ્નમાં ગૂઢાનગરમાં કૂકડ ચોપડા ગોત્રીય દોસી લખાશાહે મહોત્સવ કર્યો અને આચાર્યપદમાં સ્થાપન થયા, ત્યારબાદ, અયોધ્યા, ચંપાપુરી, પાટલીપુર, ચંન્દ્રાવતી, મુર્શિદાબાદ, સમેતશિખર, આદિતીર્થોની યાત્રા કરીને લખનઉ નગરમાં આવ્યા અને ત્યાં પ્રતિમાઉત્થાપક મત વધી જવાથી રાજા વચ્છરાજે આગ્રહ સાથ ચોમાસું રાખ્યા અને ત્યાં પ્રતિમા ઉત્થાપક મતનું સારી રીતે ખંડન કર્યું. તથા તે નગરના ઉદ્યાનમાં રાજા વચ્છરાજને પ્રતિબોધીને શ્રીજિનકુશલસૂરિજી મહારાજનો થુભ કરાવ્યો, ત્યાંથી વિહાર કરીને સર્વ તીર્થની યાત્રા કરતા સૂરત બંદર પધાર્યા અને તેજ શહેરમાં સં. ૧૯૫૬ જેઠ શુદિ ૩ ત્રીજને દિવસ સ્વર્ગે ગયા.

૭૦ તેમની પાટે શ્રીજિનહર્ષસૂરિ થયા, તેમના પિતા વાલેવા ગામવાસી મીઠડિયા વહોરા ગોત્રીય શાહ તિલોકચન્દ નામે હતા, તથા માતા તારાદેવી

નામે હતા, અને તેમનુ જન્મનુ નામ હીરચન્દ્ર હતુ સ. ૧૮૪૧ મા આઉગામમાં દીક્ષા થઈ અને હીતરગ નામ રાખવામાં આવ્યુ, તથા સ. ૧૮૫૯ જેઠ શુદિ ૧૫ પૂર્ણિમાને દિવસે શ્રીસૂરત બ દરમાં સઘે કરેલા ઉત્સવ સહિત આચાર્યપદને પ્રાપ્ત થયા, અને તેજ વખતે તેજ નગરમા શ્રીસઘે ચૈત્યબિબોની પ્રતિષ્ઠા કરાવી, તથા સ ૧૮૬૦ અક્ષય તૃતીયાને દિવસે દેવકોટના શ્રીસઘે બનાવેલા દેરાસરમાં ૧૫૦ બિબોની પ્રતિષ્ઠા કરી, તથા જાલોર નગરમા મ ત્રી અક્ષયરાજે બનાવેલા મ દિરની પ્રતિષ્ઠા કરી, તથા સ. ૧૮૬૬ ચૈત્ર શુદિ ૧૫ પૂર્ણિમાને દિવસે ગિડીયા સ ઘપતિ રાજારામ, લૂણીયા શાહ તિલોકચન્દે કાઢેલા સ ઘમા સવાલક્ષ શ્રાવક તથા ઇગ્યારસો ૧૧૦૦ સાધુઓની સાથે શ્રીસિદ્ધાચલજી, તથા ગીરનારજીની યાત્રા કરી, ત્યારબાદ સૂરિજી અનેક દેશોમા વિચરતા સ. ૧૮૭૦ સમેતશિખરજીની જાત્રા કરી, ત્યારબાદ દક્ષિણ દેશમા અ તરીક્ષપાર્શ્વ નાથ, મગશીપાર્શ્વનાથ, ધૂલેવાગઢ વિ

ગેરે સ્થળે તીર્થોની યાત્રા કરતા સ. ૧૮૮૭ અષાઢ શુદિ ૧૦ દશમીને દિવસ શ્રીવીકાનેર શહેરમાં શ્રીસીમધરસ્વામીના દેરામાં ૨૫ પચ્ચીસ બિંબની પ્રતિષ્ઠા કરી, સં. ૧૮૮૯ માઘ શુદિ દશમીને દિવસ શ્રીવીકાનેર નગરમાં સેઠિયા ગોત્ર શાહુ અમીચન્દે બનાવેલા સમેતશિખર–વૈભારગિરિ જિન મદિરની પ્રતિષ્ઠા કરી, તે વખતે જેસલમેર નિવાસી, વાફણા શાહ બાદરમલજી જોરાવરમલજીના મનમા સઘ કાઢીને શ્રીસિદ્ધગિરિ જવાનો વિચાર થયો તેથી પરિવાર સહિત વીકાનેર નગરમાં પધાર્યા, અને ત્યારબાદ શ્રી સઘની સાથે શ્રીસિદ્ધાચલજીની યાત્રા કરવા ગયા. વચમાં વર્ષાકાલ આવવાથી મડોવર નગરમાં ચોમાસું રહ્યા અને ત્યાજ સં. ૧૮૯૨ ના કાર્તિક વદિ ૯ ને રોજ ચાર પહોરનું અણસણ કરીને દેવલોક ગયા. તેમના વખતમાં શ્રીજિનમહેન્દ્રસૂરિથી મડોરિયા ખરતર શાખા ઉત્પન્ન થઇ, એવી રીતે ખરતર ગચ્છમાં ઇગ્યાર શાખાઓ ઉત્પન્ન થઇ.

૭૧ મા શ્રીજિનહર્ષસૂરિજીની પાટ ઉપર શ્રીજિનસૌભાગ્યસૂરિ થયા. તેમના મારવાડના સ્વાઇસેરડા ગામવાસી, કોઠારીગોત્રીય શાહ કરમચન્દ નામે પિતા તથા કરૂણાદેવી માતા હતાં, તેમનો જન્મ વિ. સં. ૧૮૬૨ માં થયો અને સૂરતરામ નામ રાખવામાં આવ્યું. સં. ૧૮૭૭ માં સિંધિયા દોલતરાવના લશ્કરમાં દીક્ષા ગ્રહણ કરી, અને સૌભાગ્યવિશાલ નામ રાખવામાં આવ્યુ, તથા સં. ૧૮૯૨ માગશર શુદિ ૭ સાતમને ગુરૂવારને દિવસ શુભ લગ્નમાં વીકાનેર નગરમાં આચાર્યપદ પ્રાપ્ત કર્યું, અને ખજાનચી શાહ લાલચન્દ સાલમસિંહે ઘણું દ્રવ્ય ખર્ચીને નંદીમહોત્સવ કર્યો, તે વખતે તેમનું શ્રીજિનસૌભાગ્યસૂરિ એવું નામ રાખવામાં આવ્યુ, તેઓશ્રીએ યાવજ્જીવ સુધી એકલઠાણાં કર્યાં અને શાલદુશાલા વિગેરે ઓઢવા નહિ તથા પગથી વિહાર કરવાનો નિયમ કર્યો હતો. તેઓશ્રીના આવા પ્રકારના ગુણો દેખીને વીકાનેરના મહારાજા શ્રીરત્નસિંહજી તથા સરદારસિંહજી વિગેરે

રાજાઓ અત્યન્ત ભક્તિવાળા થયા. તથા સ્વર્ણમુદ્રિકાવડે ચરણકમલની પૂજા કરવાવાળા થયા. ત્યારબાદ દરેક ગામોમાં વિહાર કરતા કરતા મુર્શિદાબાદ, અજીમગંજ નગરમા આવ્યા. અને ત્યાં સંઘના આગ્રહથી ચોમાસુ કર્યું, તથા શ્રીનેમિનાથજીના બિંબની પ્રતિષ્ઠા કરી. પછી ત્યાથી વિહાર કરીને દૂગડ બાબુ પ્રતાપસિંહજી પ્રમુખ સંઘના આગ્રહથી કલકત્તા પધાર્યા, ત્યાં બાબુ પ્રતાપસિંહજીએ ભારે ઉત્સવ કર્યો ત્યા કેટલાક દિવસ રહીને મુર્શિદાબાદ બાલુચરમાં આવ્યા અને ત્યા દૂગડબાબુ ઇન્દ્રચન્દ્રજીને સિદ્ધગિરિ જઈને નવાણુ જાત્રા કરવાનો ઉપદેશ દીધો જેથી ઇન્દ્રચન્દ્રજીએ તત્કાળ સંઘ કાઢયો અને તેની સાથે શ્રી સૂરિજી મહારાજ પણ છરી પાલતા વિહાર કરતા ચંપા નગરી પધાર્યા ત્યાં વીકાનેરના સંઘે બનાવેલા જિનમંદિરની ઘણા ઠાઠ પૂર્વક પ્રતિષ્ઠા કરી, પછી ત્યાથી વિહાર કરતા શિખરજી, બનારસ, પ્રમુખ દરેક તીર્થોની યાત્રા કરીને, જયપુર, કિશનગઢ, અજમેર, પાલી,

પચતીર્થી, આબુજી, તારંગાજી, વિગેરે સ્થળોની યાત્રા કરી. ત્યારબાદ સં. ૧૯૦૨ અષાઢ માસમાં શ્રી સિદ્ધગિરિ પધાર્યા ત્યાં ચોમાસુ રહીને નવાણુ યાત્રા કરી, ત્યાંથી ઘોઘા, ભાવનગર, અમદાવાદ, ધૂલેવાજી, વિગેરે ની યાત્રા કરીને વીકાનેરના રાજા શ્રીરત્નસિંહજી મહારાજ પ્રમુખ સર્વ સઘના આગ્રહથી સં ૧૯૦૨ ફાગણ વદ ૭ સાતમને દિવસ વીકાનેરમાં આવ્યા અને ત્યાં શ્રીસંઘે બનાવેલા શ્રીસુપાર્શ્વનાથસ્વામિના દેરાસરની સં. ૧૯૦૪ માઘ શુદિ દશમીને દિવસ પ્રતિષ્ઠા કરી. ત્યારબાદ સં. ૧૯૦૫ વૈશાખ શુદિ ૫ ને દિવસ શ્રીચિન્તામણિપાર્શ્વનાથજીના મદિરમાં જિનબિંબોની પ્રતિષ્ઠા કરી, સં. ૧૯૦૬ માગસર શુદિ ૧૩ને દિવસ મંડોવર ગામમાં ખરતરગચ્છ અધિષ્ઠાયક ગોરા નામના ક્ષેત્રપાલને પ્રસન્ન કર્યો. તથા સં. ૧૯૧૪ અષાઢ શુદિ ૧ એકમને દિવસ વીકાનેરમાં પ્રતિષ્ઠા કરી તથા સં. ૧૯૧૬ના વૈશાખ વદિ ૬ છઠને દિવસ નાલ ગામમાં દાદાવાડીમાં સઘે બનાવેલા નવીન મદિરની

તથા જિનબિંબોની પ્રતિષ્ઠા કરી, ઈત્યાદિ અનેક જ-
ગ્યાએ પ્રતિષ્ઠા વિગેરે શાસનની ઉન્નતિનાં કાર્યો કર્યા
એવા પ્રકારના આચાર્યશ્રી જિનસૌભાગ્યસૂરિજી વીકા
નેરમાં ચાર પ્રહરનું અણુસણુ કરી સં. ૧૯૧૭ માઘ
શુદિ ૩ ત્રિજને દિવસ સ્વર્ગે ગયા.

૭૨. શ્રીજિનસૌભાગ્યસૂરિની પાટે શ્રીજિનસિ-
હસૂરિ થયા, તેમના પિતા કુલટી ગામના રહેવાસી
ગોતાણી ગોત્રીય શાહ મનસુખ નામે હતા તથા જ-
યાદેવી માતાનું નામ હતું, સં. ૧૯૦૦ માં જન્મ
થયો હતો અને હિતરામ નામ પાડવામાં આવ્યું હતું.
સં. ૧૯૧૬ ફાગણુ વદિ ૫, પંચમીને દિવસે વીકાનેર
નગરમાં દીક્ષા લીધી અને ચોપડાકોઠારી ગેંવરચન્દ-
જીએ દીક્ષામહોત્સવ કર્યો અને હિતવલ્લભ એવુ દીક્ષાનું
નામ રાખવામાં આવ્યું, ત્યારબાદ આચાર્યપદ
થયું. તે વખતે વચ્છાવત અમરચન્દજી તથા ઝાલરા
પાટણુનિવાસી છાજેડ ભુરામલજી તથા ગોલચ્છા જ્ઞા-
નચન્દજી વિગેરેએ ઘણું દ્રવ્ય ખર્ચીને નંદીમહોત્સવ

કર્યો, તથા વિકાનેરના મહારાજાએ બે ચાર વખત સૂરિજીનાં દર્શન કર્યાં, તથા ગજનેરાદિ ગામમાં સૂરિજીની તથા સાધુમંડલની ભક્તિપૂર્વક સેવા કરી, ત્યાથી વિહાર કરીને મુર્શિદાબાદ ગયા ત્યાં સં. ૧૯૨૪ માં ફાગણ વદિ ૪ ચોથને દિવસ દુગડ પ્રતાપચન્દજીના પુત્ર રાવબહાદુર લક્ષ્મીપતિસિંહ, ધનપતિસિંહના કરાવેલા ૧ શ્રીઋષભદેવ, ૨ શ્રીવાસુપૂજ્ય, ૩ શ્રીનેમિનાથ, ૪ શ્રીમહાવીરસ્વામી, એ ચાર તીર્થંકરોની પાદુકાઓ શ્રીસમેતશિખરજી ઉપર ચાર ઠેકાણે પ્રતિષ્ઠા કરીને સ્થાપન કરી, સં. ૧૯૨૬ ફાગણ શુદિ ૭ સાતમને દિવસ અજીમગંજના સમસ્ત સંઘે રામબાગમાં કરાવેલા શ્રીઅષ્ટાપદજીના દેરાસરની તથા જિનબિંબોની પ્રતિષ્ઠા કરી અને શ્રીસંઘે ઘણુ દ્રવ્ય ખર્ચીને અઠ્ઠાઇમહોત્સવ કર્યો, ત્યાંથી વિહાર કરીને દીલ્હી, રીણી, રાજગઢ વિગેરે ઠેકાણે થઇને સં. ૧૯૨૯ મા જેઠ વદિ ૯ નવમીને દિવસે વિકાનેર નગરમાં પધાર્યા, ત્યાં સં. ૧૯૩૧ જેઠ શુદિ ૧૦ દશમીને દિવસે ઉપા

ધ્યાય શ્રી લક્ષ્મીપ્રધાનજીના ઉપદેશથી માણેકચોકમાં બંધાવેલા કુંથુનાથજીના દેરાની પ્રતિષ્ઠા કરી તથા સં. ૧૯૩૨ માં શ્રીચિન્તામણિજીના દેરાસરમાં ઉત્સવ સાથ જિનબિંબોની પ્રતિષ્ઠા કરી, ઇત્યાદિ ઘણાં શુભ કાર્યો આચાર્યશ્રીએ કર્યાં. ત્યારબાદ સં. ૧૯૩૫ કાર્ત્તિક વદિ ૧૨ બારસને દિવસ ચાર પ્રહરનું અણસણ કરીને વીકાનેર નગરમાં સ્વર્ગે ગયા.

૭૩ મા શ્રીજિનહંસસૂરિજીની પાટ ઉપર શ્રી જિનચન્દ્રસૂરિજી થયા, તેઓ ગોલચ્છાગોત્રીય છે. તેમનું આચાર્યપદ સં. ૧૯૩૫ માઘ શુદિ ૧૧ ને દિવસ થયું હતું, તે આચાર્યશ્રી હાલ વર્તમાન કાલમાં વિચરે છે.

ઇતિ ખરતર ગચ્છી પટ્ટાવલિ.



( છાપેલું પુસ્તક જૈનપ્રબોધ, પત્ર ૬૨૧ ભીમસિંહ માણેક.)

૧ દેવ દનિકગચ્છ.
૨ ધર્મઘોષગચ્છ.
૩ સંડેરાગચ્છ.
૪ કિન્નરસાગચ્છ.
૫ નાગોરીતપાગચ્છ.
૬ મલ્લધારીગચ્છ.
૭ ખડતપાગચ્છ.
૮ ચિત્રવાલગચ્છ.
૯ ઓશવાલથી તપા-
ગચ્છ થયો.
૧૦ નાણાવાલગચ્છ.
૧૧ પલ્લિવાડગચ્છ.
૧૨ આગમિયાગચ્છ.
૧૩ ઓકડીયાગચ્છ.
૧૪ ભિન્નમાલીયાગચ્છ.
૧૫ નાગેંદ્રગચ્છ.
૧૬ સેવતરીયાગચ્છ,
૧૭ ભંડેરાગચ્છ.
૧૮ જઇલવાલગચ્છ
૧૯ વડાખરતરગચ્છ.
૨૦ લહુડાખરતરગચ્છ.
૨૧ ભાણુસોલિયાગચ્છ
૨૨ વડગચ્છથી વિધિપક્ષ
ગચ્છ થયો.
૨૩ તપાબિરૂદગચ્છ
૨૪ સૂરાણાગચ્છ.
૨૫ વડીપોશાલગચ્છ.
૨૬ ભરૂઅચ્છાગચ્છ.
૨૭ કતબપુરાગચ્છ.
૨૮ સંખલાગચ્છ.
૨૯ ભાવડહરાગચ્છ.
૩૦ જાખડીયાગચ્છ.

| | |
|---|---|
| ૩૧ કોરંટવાલગચ્છ. | ૪૮ કમલકલશાગચ્છ. |
| ૩૨ બ્રાહ્મણીયાગચ્છ. | ૪૯ સોજંતરિયાગચ્છ. |
| ૩૩ મંડાહડાગચ્છ. | ૫૦ સોજતિયાગચ્છ. |
| ૩૪ નીબલીયાગચ્છ. | ૫૧ પીપલિયાગચ્છ. |
| ૩૫ ખેલાહુરાગચ્છ. | ૫૨ ખીમસરાગચ્છ. |
| ૩૬ ઉછિંતવાલગચ્છ. | ૫૩ ચોરવેડીયાગચ્છ. |
| ૩૭ રૂદ્રોલિયાગચ્છ. | ૫૪ ભામેચ્છાગચ્છ. |
| ૩૮ પંચેરવાલગચ્છ. | ( પામેચાગચ્છ. ) |
| ૩૯ ખેજડિયાગચ્છ. | ૫૫ બંભણિયાગચ્છ. |
| ૪૦ વાછિતવાલગચ્છ. | ૫૬ ગોયલવાલગચ્છ. |
| ૪૧ જીરાઉલીયાગચ્છ. | ૫૭ વગ્ગેરાગચ્છ. |
| ૪૨ જેસલમેરાગચ્છ. | ૫૮ ભટ્ટેરાગચ્છ. |
| ૪૩ લહ્રુવાણિયાગચ્છ. | ૫૯ નાણરિયાગચ્છ. |
| ૪૪ તાતહડગચ્છ. | ૬૦ બાહડમેરાગચ્છ. |
| ૪૫ છાજહડગચ્છ. | ૬૧ કક્કરિયાગચ્છ. |
| ૪૬ ખંભાતિયાગચ્છ. | ૬૨ રેકવાલગચ્છ. |
| ૪૭ શંખવાલિયાગચ્છ. | ૬૩ ઓરસવાગચ્છ. |

૬૪ વેગડાગચ્છ.
૬૫ વીસલપુરાગચ્છ.
૬૬ સંવાડિયાગચ્છ.
૬૭ ધુંધુક્યિાગચ્છ.
૬૮ વિદ્યાધરાગચ્છ.
૬૯ આયરિયાગચ્છ.
૭૦ હરસોરાગચ્છ.
૭૧ કોટિકગણકુલગચ્છ.
૭૨ વજીશાખાના બિરૂદ ગચ્છ.
૭૩ વાડિયગણગચ્છ.
૭૪ ઉડુવાડિયગણગચ્છ
૭૫ ઉત્તરવાલસહગચ્છ
૭૬ ઉદ્દેહગણગચ્છ.
૭૭ આકોલિયાગચ્છ
૭૮ લૂણિયાગચ્છ.
૭૯ માજવગણાંગચ્છ
૮૦ ચારણગણગચ્છ
૮૧ સાર્ધપુનમિયાગચ્છ
૮૨ સાંગડિયાગચ્છ.
૮૩ નીબજીયાગચ્છ
૮૪ સાચોરાગચ્છ.

આંબલીપોળ સ્વકીય જ્ઞાનભંડારમાથી પ્રાચીન પટ્ટાવલીમાથી નીચે પ્રમાણે ગચ્છોના નામ મળ્યા છે

૧ સાચોરા.
૨ ઝેરડીયા.
૩ આનાપુરા.
૪ રૂણંદાઉઆ
૫ ઉઠવીઆ.
૬ ડેકાઉડીયા.
૭ ઘોસવાડા.
૮ મુહડાસીઆ.

૯ [illegible]
૧૦ [illegible]
૧૧ [illegible]
૧૨ [illegible]
૧૩ પીપલીયા.
૧૪ ભિન્નમાલ.
૧૫ જાલેરા.
૧૬ દીમચીયા.
૧૭ ઓડરીયા.
૧૮ ચિત્રઉડા.
૧૯ મંડેવરા.
૨૦ કુર્ચેદ્રિયા.
૨૧ સાંફાઉલા.
૨૨ દાસરૂઆ.
૨૩ ચંચઉલા.
૨૪ વડસરા.
૨૫ કપુરખડા.
૨૬ ચલઉલા.
૨૭ ઉલકીયા.
૨૮ છત્રાઉલા.
૨૯ પાલ્હણપુરા.
૩૦ કડીયા.
૩૧ દમણીયા.
૩૨ સોજતીયા.
૩૩ ખેરૂઆ.
૩૪ પલ્લીવાલ.
૩૫ મલધારા.
૩૬ કાસદ્રીયા.
૩૭ માહરા.
૩૮ પંચાસરા.
૩૯ લોલાઉલા.
૪૦ કકુલવાહલા.
૪૧ ચિત્રાવાલ.
૪૨ ધર્મઘોષા.

૪૩ રૂદ્દેલીયા
૪૪ સિદ્ધાંતીયા.
૪૫ પૂર્ણતિલક.
૪૬ નાગેંદ્રા.
૪૭ સંડેરા.
૪૮ મઠાહણા.
૪૯ થરાદ્રા.
૫૦ દહીસરા.
૫૧ ડાંગરૂઆ.
૫૨ વણસરા.
૫૩ વડાઉલા.
૫૪ અર્જુનસરા.
૫૫ નાણાવાલ.
૫૬ કોરંટાવાલ.
૫૭ ઓસવાલ.
૫૮ સંડેરવાલ.
૫૯ વઘેરવાલ.
૬૦ ભટેવરા.
૬૧ હસ્તિકુંડીયા.
૬૨ કાકડાવાલ.
૬૩ કંબોઇયા.
૬૪ રત્નપુરા.
૬૫ વીસલનગરા.
૬૬ હારોલા.
૬૭ હારીજા.
૬૮ સોરઠીયા.
૬૯ કપુરવડ્રા.

સંવત્ ૧૬૧૭ માં પાટણનગરે ખરતરગચ્છીય શ્રીજિનચંદ્રસૂરિએ ચોમાસું કર્યું તે વખતે અભયદેવસૂરિ ખરતરગચ્છીય હતા. એમ જે જે ગચ્છોના આ-

ચાર્યોનો મત હતો. તેના મતા 'ખરતરગચ્છ સમાચારી' ગ્રંથમા નીચે પ્રમાણે લેવામા આવ્યા છે. તેથી તે વખતે ક્યા ક્યા ગચ્છો વિદ્યમાન હતા તેનો નિર્ણય થાય છે

१ भ. कर्मसूरिमतं.
२ सिद्धान्तीयावडगच्छा थिरचंद्रसूरिमतम्.
३ जावडीयागच्छे हर्षविनयमतम्.
४ निगमियातपागच्छे श्रीकल्याणरत्नसूरिमतम्.
५ बृहत्तपागच्छे श्रीसिद्धसूरिमतम्.
६ द्विवंदनीकनारेजीयाखडखडतातपागच्छे श्री-परमानन्दसूरिमतम्.
७ सिद्धान्तिया वडगच्छे श्रीमहीसागरसूरिमतम्.
८ काछेलापुनमीयागच्छे उदयरत्नसूरिमतम्.
९ पिपलीयागच्छे विमलसूरिमतम्.
१० त्रांगडीयापुनमीयागच्छे विद्याप्रभसूरिमतम्.
११ ढढेरीयागच्छे संयमसागरसूरिमतम्.

१२ कतवपुरातपागच्छे विजयतिलकसूरिमतम्.
१३ वोकडीयागच्छे देवानन्दसूरिमतम्.
१४ सिद्धान्तियागच्छे पुण्यांशप्रमोदसूरिमतम्.
१५ पाल्हणपुरागच्छे वाचककविनयकीर्तिमतम्.
१६ पालणपुरीयतपागच्छे रंगनिधानमतम्.
१७ अंचलगच्छे पं० भावरत्नमतम्.
१८ छापरीआपुनमीयागच्छे पण्डितउदयराजमतम्.
१९ साधुपुनमीआगच्छे पंडितवापनगामतम्.
२० मलधारीगच्छे पण्डितगुणतिलकमतम्.
२१ ओशवालगच्छे पण्डितरत्नहर्षमतम्.
२२ धवलीपर्वआंचलीगच्छे पुण्यांशरंगामतम्.
२३ चित्रावालगच्छे वाचकक्षमामतम्.
२४ चिन्तामणियापाडा वा० गुणमाणिक्यमतम्.
२५ आगमीआगच्छे उ० सुमतिशेखरमतम्.
२६ वेगडाखरतरगच्छे पं० पद्ममाणिक्यमतम्.

२७ वृहत्खरतरगच्छे वा० मुनिरत्नमतम्.
२८ चित्रावालनागीवाडे पं० राजामतम्.
२९ कोरंटावालगच्छे चेल्लाहासामतम्.
३० द्विवंदनीक खीरालुआमतम्.
३१ आगमीआ मोकलमतम्.
३२ खरतरोपाध्यायजयलाभमतम्.

સુધર્મગચ્છીય .. ....બ્રહ્મર્ષિકૃત—તેમાંથી સાર.

સુધર્મગચ્છ પરીક્ષા ચોપાઇ રાસમાંથી ગ્રાહ્ય ભાગ નીચે પ્રમાણે:—

વીર જિનેશ્વર થયા કેવળી, તેથી વરસ ચૌદમે વળી,
જમાલિ પહેલો નિહ્નવ થયો, ક્યમાણેકડે ઉથાપિયો. ૩૭
સોલસ વરસ બીજો જોય, તિષ્યગુપ્ત નામે તે હોય,
છેલ્લે જીવપ્રદેશે જીવ; એ કીધી સ્થાપના સદીવ.

વીરથી ૧૭૦ ભદ્રબાહુ

શ્રીવીરપ્રભુ વિદ્યમાન છતાં એ બે નિહ્નવ થયા.
શ્રીવીરથી ૨૧૪ વર્ષે ત્રીજો અવ્યક્તવાદ નિહ્નવ થયો.

શ્રીવીરથી ૨૨૦ વર્ષે શૂન્યવાદી નિહ્નવ થયો
શ્રીવીરથી ૨૨૮ બે ક્રિયાનોવાદી નિહ્નવ થયો.
શ્રીવીરથી ૩૩૫ નિગોદવિચારક ભદ્રકાલિકાચાર્ય થયા
શ્રીવીરથી ૪૫૩ વર્ષે બીજા કાલિકસૂરિ થયા.
ગર્દભભિલ્લોચ્છેદક.
શ્રીવીરથી ૫૪૪ વર્ષે ત્રિરાશી સ્થાપક નિહ્નવ થયો.
શ્રીવીરથી ૫૮૪ વર્ષે વજ્રસ્વામી દેવલોક ગમન

શ્રીવીરથી ૫૮૪ વર્ષે ગોષ્ઠમાહીલ સાતમો નિહ્નવ જીવ અને કર્મયોગ સર્પકુઅકવત્.

શ્રીવીરથી ૬૦૯ વર્ષે સહસ્રમલ્લે દિગંબર મત સ્થાપ્યો.

વીરાત્ ૬૨૦ વર્ષે ચાર શાખા વિદ્યાધર, નિવૃત્તિ, નાગેન્દ્ર, ચન્દ્ર.

શ્રીવીરાત્ ૮૮૨ વર્ષે ચૈત્યવાસ પ્રારંભ,

શ્રીવીરાત્ ૯૯૪ વર્ષે ચોથની સંવચ્છરી સ્થાપક કાલિકાચાર્યનું સ્વર્ગગમન થયું.

कालिकसूरि कवण गच्छ थयो,
कवण आचार तिणे थापीयो. ८७
तासु गच्छ भावडहरोसही,
पच्चखाण वंदणा तेणे नहि;
पहेलो पडिकमे इरियावहि,
सामायक विधि पछे कही. ८८
पाखी चाउमासी चउदशे,
करे पजुसण चउथे रसे;
करे प्रतिष्ठा जेणीवार,
मांडे नांदि विशेष ते वार. ८९
पहेरे कंकण ने मुद्रडी,
बाजुबंध बहिरखी जडी;
स्नान करे बंधे नवग्रही,
सदश जुअलुं पहेरे सही. ९०
करे विलेपण रुडा गात्र,

संघ संघाते करे जळजात्र;
मालारोपण ने उपधान,
ते तो माने दोस निदान. ९१
महानिशीथ न ते सद्दहे,
श्रावकने चरवलुं नवि कहे;
दिन प्रति देवीनी थुइ चार,
ओघे दशी प्रलंब विचार. ९२
युगप्रधान कलिकाल गुरुतणो,
काउसग्ग करे चिहु लोगस्स तणो;
अंतर पडिक्कमणे पुण जोय,
एवा बोल घणा तिहां होय. ९३

વીરથી એક હજાર વર્ષે સત્યમિત્રથી અલ્પમાત્ર પૂર્વ હતા તે વિચ્છેદ પામ્યા,

શ્રીવીરથી ૧૦૭૮ વર્ષે પૌષધશાળાનું મંડાણ થયું.

વીરથી ૧૪૬૪ વર્ષે આબુ પાસે ટેલી ગામે વડ તળે ચોરાશી ગચ્છની સ્થાપના.

वड पिपल सिद्धांती जोय,
थोकडीया जाखडीया होय. १०५
हारेजा जीराउल नाम,
एवमादि चउराशी ठाम;
एक उपाध्याय अलगो हतो,
कालेगुरु पासे पुहतो. १०६
तेहे पण आचारज कीयो,
पंचासीओ गच्छ थापीयो;
तेहथी केटले काले जोय.
राज समाजमां चर्चा होय. १०७
कंसपात्र गाथा नीकली,
खरतर नाम ठव्यो तिहां वली;
चिहुत्तर अधिक वरस सय सोल,
कीधो आचरणा दंदोल. १०८
बोल एकसो ने चोवीस,

फेरे जिनवल्लभ सूरीस;
वली अनेरागच्छ ओशवाल,
कोरंटा संडेरा वाल. १०९
धर्मघोष नाणा पलिवाल,
वैवं दष्टिक छित्रावाल;
चित्रावाल अने ब्रह्माणीआ,
मलधारादिक जाणीआ. ११०
एहनी उत्पत्ति नव जाणिये,
अणदीठे क्यांथी आणिये;
अणसांभळ्युं अदीठुं करे,
ते नर अतिघण पातिक लहे. १११
वरस सोलसे ओगणत्रीश,
पुनमगच्छ स्थापना जगीश;
चउराशी अधिक सोलसे,
वरसे अंचलगच्छ माते वसे. ११२

घणा बोलना अन्तर कर्या,
ते पण घणे जणे आदर्या;
रजोहरण अने मुहपत्ति,
श्रावकने नवि थापे छती. ११३
श्रावकने पडिक्कमण न कहे,
छ आवश्यक नवि सद्दहे;
पाखी आठम गणत्री करे,
इम अंतर अति घण आचरे. ११४

वारह चउदोत्तरये अंचलिया तहय आगमा भणिया
इत्यादि.

वरस सत्तरसें वीसे ठाम,
आगमगच्छ धराव्यो नाम;
त्रण थुइ गणत्रीए पर्व,
पडिक्कमणे अन्तर छे सर्व. ११५
पोसहमांहि अन्तर घणो,

अधिकमासे पज्जुसण तणो;
योगविधि नांदि फेर घणा,
मन विमास जुओ तेह तणा. ११६
वीर थकी अवधारो मने.
वरस सतरसे पंचावने;
चित्रावाल थकी नीकल्या,
तपागच्छ नामे सांभळ्या. ११७
यतः ॥ बारसपंचासीए–छंडियनियगुरुणमज्जायं
विज्जापुरनयरंमिय तवामयं देवभद्दाओ ॥
तपागच्छ आचरणा विज्ञान,
नही मालारोपण उपधान;
श्रावकने पण नहीं चरवलो,
इत्यादिक अंतर सांभलो. ११८
तसु सयाचारी नावि करे,
सूत्रपंथ पण ढीलो धरे;

परंपरा मुख थापे घणी,
न जाणीये ते किणही तणी. ११९
सूत्र अर्थने कूडा देखी,
जो कोइ पूछे सविशेषी;
परंपरानुं लेइ नाम,
लोकतणुं मन आणे ठाम. १२०

સુધર્મગચ્છપરીક્ષા ચોપાઈ ૧૭૩.

ગચ્છ ચારતણી ચોપાઇ, ગાથા એકસો તિહુતેર થઈ;
એમ સાંભળી સૌધર્મગચ્છ ભજો, આપમતિની
સંગતિ તજો. ૧૭૩
ઇમ જોઇને જિનવરઆણ, સૂત્ર અર્થ સવિ કરે પ્રમાણ.
અભિનિવેશ મનનો પરિહરો, બ્રહ્મ કહે જિમ
શિવસુખ લહો. ૧૭૪

બૃહત્તપાગચ્છાચાર્યથી વિજયદેવસૂરિજીએ બ્રહ્મર્ષિને સૂરિમંત્ર અર્પી બ્રહ્માચાર્ય નામથી પ્રસિદ્ધ કર્યા એમ તે ગ્રન્થની પ્રસ્તાવનામાં લખ્યું છે.

વિજયદેવસૂરિના શિષ્ય વિનયદેવસૂરિ તે બ્રહ્માચાર્યના સાંસારિક ભાઇ હતા. બ્રહ્માચાર્યે દશાશ્રુત સ્કંધ સૂત્રવૃત્તિ, જંબુદ્વીપપન્નત્તિ સૂત્રવૃત્તિ, પાખી સૂત્રવૃત્તિ, પ્રતિમાસ્થાપના પ્રબંધ, સુમતિનાગિલનો રાસ, સૈદ્ધાંતિક વિચાર, ચઉપર્વીવ્યાખ્યા, સ્તવનો, સજઝાયો, કુલક અને પ્રસ્તાવિક કાવ્યો રચ્યાં છે.

---

# યુગપ્રધાન.

## પ્રથમ ઉદય ( વીરાત્ ).

૧ સુધર્મા. ૨૦
૨ જંબૂ. ૬૪
૩ પ્રભવ. ૭૫
૪ શય્યંભવ. ૯૮
૫ યશોભદ્ર. ૧૪૮
૬ સંભૂતિવિજય. ૧૫૬
૭ ભદ્રબાહુ. ૧૭૦
૮ સ્થૂલભદ્ર. ૨૧૫
૯ મહાગિરિ. ૨૪૫
૧૦ સુહસ્તિ. ૨૯૧
૧૧ ગુણ (ધન) સુંદર. ૩૩૫
૧૨ શ્યામાર્ય. ૩૭૬
૧૩ સ્કંદિલાચાર્ય. ૪૧૪
૧૪ રેવતિમિત્ર. ૪૫૦

સંવત્.
૧૫ ધર્મ. ૨૪ (૪૯૪)
૧૬ ભદ્રગુપ્ત. ૬૩ (૫૩૩)
૧૭ ગુપ્ત. ૭૮ (૫૪૮)
૧૮ વજ્ર. ૧૧૪ (૫૮૪)

### છેલ્લા દશ પૂર્વધર.

૧૯ આર્યરક્ષિત. ૧૨૭ (૫૯૭)
૨૦ પુષ્પમિત્ર. ૧૪૭ (૬૧૭)

### દ્વિતીય ઉદય.

૨૧ વજ્રસેન. ૧૫૦
૨૨ નાગહસ્તિ. ૨૧૯
૨૩ રેવતિમિત્ર. ૨૭૮
૨૪ સિંહ. ૩૫૬
૨૫ નાગાર્જુન. ૪૩૪

| | | | |
|---|---|---|---|
| ૨૬ ભૂતદિન્ન. | ૫૧૩ | ૨૭ કાલિક. | ૫૨૪ |

( ત્રીજા કાલિકાચાર્યે વિદ્યાધરગચ્છે પાંચમની ચોથ વીરાત્ ૯૯૩ વર્ષે દક્ષિણમાં પૈઠણપુરે કરી. )

( અહીંઆ સુધી ૧ પૂર્વનું જ્ઞાન હતું. )

| | | | |
|---|---|---|---|
| ૨૮ સત્યમિત્ર. | ૫૩૧ | ૩૬ જયેષ્ટાંગ. | ૧૦૦૦ |
| ૨૯ હારિલ. | ૫૮૫ | ૩૭ ફલ્ગુમિત્ર. | ૧૦૪૯ |
| ૩૦ જિનભદ્ર. | ૬૩૪ | ૩૮ ધર્મઘોષ. | ૧૧૨૭ |
| ૩૧ ઉમાસ્વાતિ. | ૭૨૦ | ૩૯ વિનયમિત્ર. | ૧૨૧૩ |
| ૩૨ પુષ્પમિત્ર. | ૭૮૦ | ૪૦ શીલમિત્ર. | ૧૨૯૨ |
| ૩૩ સંભૂતિ. | ૮૨૯ | ૪૧ રેવતિમિત્ર. | ૧૩૭૦ |
| ૩૪ માઢરસંભૂતિ. | ૮૮૯ | ૪૨ સ્વપ્નમિત્ર. | ૧૪૪૮ |
| ૩૫ ધર્મરત્ન. | ૯૨૯ | ૪૩ અર્હન્મિત્ર. | ૧૪૯૩ |

તત્ત્વાર્થાધિગમ ભાષ્યમાં ઉમાસ્વાતિ ઉચ્ચ નાગરી શાખાના હતા તેમ લખાણ છે. ઉચ્ચ નાગરી શાખા શ્રીમન્મહાવીર પરમાત્માની પાટે થયેલા આર્યદિન્નના શિષ્ય આર્યશાંતિશ્રેણિકના વખતમાં નીકળી છે.

**ઢુંઢકમતપન્થની ઉત્પત્તિ**—શ્રીવીરપ્રભુની ૬૨ મી પાટે શ્રીવિજયપ્રભસૂરિ થયા. તેમનો જન્મ સં. ૧૬૭૫ માં થયો, સં૧૬૮૯ માં દીક્ષા, સં. ૧૭૦૧ માં તેઓ પંડિતપદ પામ્યા,.તેઓ સં. ૧૭૧૦ સત્તરશેદશમાં ઉપાધ્યાયપદ પામ્યા અને સં. ૧૭૧૩ માં સૂરિપદ પામ્યા, ભટ્ટારક પામ્યા, સં. ૧૭૪૯ માં તેઓ સ્વર્ગપદને પામ્યા.

શ્રીવિજયપ્રભસૂરિના સમયમાં જૈનતત્ત્વાદર્શમાં શ્રીઆત્મારામજી મહારાજ ઢુંઢીયા મુખબંધા વેષધારકની ઉત્પત્તિ થઈ એમ નીચે પ્રમાણે જણાવે છે. શાહ વીરજી નામનો એક વહોરા અટકનો દશાશ્રીમાલી વાણીઓ સુરત શહેરમાં રહેતો હતો, તેને પુલી નામની એક બાળવિધવા પુત્રી હતી. તેણે એક લવજી નામના છોકરાને દત્તક લીધો હતો, તે લવજીને લુંકાના ઉપાશ્રયમાં અભ્યાસ કરવા મોકલ્યો. ત્યાં યતિઓના સંગથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો. તેથી લુંકાનો યતિ બજરંગીનો શિષ્ય થયો. બે વર્ષ પછી

તે પોતાના ગુરૂને કહેવા લાગ્યો કે શાસ્ત્રમાં સાધુનો જે આચાર કહ્યો છે. તે પ્રમાણે તમે પાળતા નથી, તેનું શું કારણ છે ? ગુરૂએ ઉત્તર આપ્યો કે, પંચમકાળમાં શાસ્ત્રવિધિ મુજબ સર્વ ક્રિયા થઈ શકતી નથી. એ ઉપરથી લવજીએ કહ્યું કે તમે તો ભ્રષ્ટાચારી છો, માટે હવેથી તમે મારા ગુરૂ નથી, હું તો પોતે જ સંયમ ફરીને લઇશ. એ પ્રમાણે કલેશ કરી લવજી ઋષિએ લુંકામતની ગુરૂદીક્ષાનો ત્યાગ કરી પોતાની સાથે બીજા બે યતિઓ ૧ ભાણો, ૨ સુખજીને લઈ ત્રણે જણે પોતપોતાની મેળે દીક્ષા લીધી અને મોઢા ઉપર લુગડાંની પટી બાંધી. આવો વિચિત્ર વેષ જોઈ શ્રાવકોએ પ્રથમ તો તેમને રહેવા માટે જગ્યા પણ આપી નહિ. તેથી તેઓ ખંડેર મકાનમાં જઇ રહ્યા. ગુજરાતમાં ખંડેર થઇ ગએલાં મકાનોને ઢુંઢ કરીને કહે છે. આ ત્રણ જણાને આવાં મકાનમાં રહેતા જોઈ લોકોએ તેમનું નામ ઢુંઢીઆ રાખ્યું. પછી તેમને નવો મત ચલાવતાં બહુજ હરકતો નડી, પરંતુ તે-

ઓનો ત્યાગ જોઇ કેટલાક લુંકામતવાળા તેમને મા-
નવા લાગ્યા. કારણ કે જગતમાં ગાડરીઆ પ્રવાહની
જેવી રીતે સર્વ કામમાં ચાલે છે. આ પ્રમાણે ભોળા
અને અજ્ઞાની લોકો ઉપરનો ડાળ જોઇ રાગી થઇ
જાય છે. વળી ગુજરાતના લોકો ઘણે ભાગે એવા હ-
ઠાગ્રહી છે કે, જે વાત પકડી તે કદિ છોડે નહિ. એ
ઉપરથી ગુજરાત દેશમાંજ જૈનમતના કેટલાક ફાંટા
નીકળ્યા છે. તે પછી લવજીનો શિષ્ય સોમજી નામનો
ઓશવાળ વાણીઓ અમદાવાદના કાલુપુરનો રહેનાર
થયો, તેણે સૂર્યની બહુજ આતાપના કરી હતી.

એ સોમજીને ૧ હરિદાસજી, ૨ પ્રેમજી, ૩
ગિરીધરજી, ૪ કાનજી, વગેરે ચેલા થયા હતા. વળી
લુંકામતવાળા કુંવરજીના જે ચેલા હતા તે પણ સો-
મજીના શિષ્ય થઇ રહ્યા હતા. તેઓનાં નામ ૧ શ્રી-
પાળ, ૨ અમીપાળ, ૩ ધરમસી ૪ હરજી, ૫ જીવાજી,
૬ સમરથ, ૭ તોડુજી, ૮ મોહનજી, ૯ સદાનંદજી,
અને ૧૦ ગોધાઉ હતા. વળી તે વખતમાં ગુજરાતમાં

રહેનાર ધર્મદાસ નામના એક છીપાએ પોતાની મેળે મુંડ મુડાવી, મોં ઉપર પટ્ટી બાંધી પોતાને ઢુંઢીઆનો સાધુ મનાવા લાગ્યો. હરિદાસને એક વૃંદાવન કરીને ચેલો હતો અને વૃંદાવનને ભવાનીદાસ નામનો એક ચેલો થયો. ભવાનીદાસે લોહારના રહેનાર મલુકચંદને પોતાનો ચેલો કરી રાખ્યો હતો. મલૂકચંદને મહાસિંહ નામનો ચેલો થયો અને મહાસિંહનો ખુશાલરાય તથા છજમલ અને છજમલનો રામલાલ, એ રીતે અનુક્રમે ચેલા થયા. રામલાલને રામરત્ન અને અમરસિંહ નામના બે ચેલા હતા. આ બને જણ અમારા જોવામાં પણ આવેલા છે. તેઓને વસંતરાય અને રામબક્ષ વગેરે ચેલા થયા. તે અદ્યાપિ પર્યન્ત પંજાબ દેશમાં વિચરે છે.

જીવાજીનો શિષ્ય લાલચંદ થયો, અને લાલચંદે અમરસિંહ નામના એક સક્ષને ચેલો બનાવ્યો, તે અમરસિંહ મારવાડ દેશમાં ફરવા લાગ્યો. તેમના પરિવારમાં નાનકજીની ઉત્પત્તિ થઈ કે જેના શિષ્યો

હાલમાં અજમેર અને કૃષ્ણગઢ વગેરે ઠેકાણે ફર્યા કરે છે. એક શ્યામિદાસના પરિવારમાં કન્હીરામ, લેખરાજ, તખતમલ વગેરે થયા તે હાલમાં મારવાડમાં ફરે છે, બુંદી કોટામાં અને માળવામાં લાલચંદ, ગણેશજી, ગોવિંદરામજી વગેરે, થયા. તથા અમીચંદ, હુકમચંદ, ઉદયચંદ, ફતેચંદ, જ્ઞાનજી, છગન, મગન, દેવકરણ. અને પન્નાલાલ વગેરે ઘણા જણા ફરે છે. જેઓ સર્વે હરિદાસજીના શિષ્ય ગણાય છે.

અમરસિંહના દીપચંદ, ધર્મરાજ, જોગરાજ, હજારીમલ્લ, લાલજીરામ, ગંગારામ અને ગંગારામના જીવણમલ્લ એ રીતે અનુક્રમે ચેલા થયા જે હાલમાં દિલ્હીમાં તરફના ગામોમાં ફરે છે. અમરસિંહના પરિવારમાં ધનજી, મનજી, નાથુરામ અને તારાચંદ વગેરે થયા, જેમના ચેલા રતિરામ અને નંદલાલ થયા, નંદલાલને રૂપચંદ નામનો ચેલો થયો. અને રૂપચંદનો બિહારી નામે ચેલો થયો, જે હાલમાં પંજાબમાં કોટ જગરાનાદિ ગામોમાં ફર્યા કરે છે. કાનજી અને ધર્મદાસ

છીપીના ચેલાઓમાં દીપચંદ અને ગોપાળજી વગેરે થયા છે. તેઓ કાઠીયાવાડના વઢવાણ, લીંબડી, મોરબી, ગોંડલ, જેતપુર, રાજકોટ, અમરેલી ધ્રાંગધરા, વગેરે ગામોમા ફરે છે. ધર્મદાસના કેટલાક ચેલા જેવા કે—ધનાજી, અને ધનાજીના ભૂદરજી તથા ભૂદરજીના રઘુનાથજી, જેમલજી, ગુમાનચંદ, દુર્ગદાસ, કન્હીરામ, રત્નચંદ, હમ્મીરમલ, કચોરીમલ્લ વગેરે હાલ કાળમાં મારવાડમાં ફરે છે. તે ઘણે ભાગે સર્વ કોઇના જાણુવામાં છે.

### ઢુંઢીયા તેરાપંથ—( તેરાપંથી )

સંવત્ ( ૧૮૧૮ ) અઢારસોઅઢારમાં રઘુનાથજીએ ભિખમજી નામના એક જણને શિષ્ય બનાવ્યો. જેણે તેરાપંથ મત ચલાવ્યો. તેના શિષ્યો ભારમલ, હેમજી, રાયચંદ અને જીતમલ્લ થયા. જીતમલ્લની પછી મેઘજીને તેની ગાદી મળી. આ સર્વ મુખબંધા સાધુઓનો પંથ સંવત્ ( ૧૭૦૯ ) સત્તરસો નવસી સાલથી ઉત્પન્ન થયો છે. તેઓમાં અદ્યાપિ પર્યન્ત કોઈ

પણ સાધુએ વિદ્વત્તા સંપાદન કરેલ નથી. તેઓનું એવુ માનવું છે કે–વ્યાકરણ, કાવ્ય, કોશ, છંદ, અલંકાર, તર્ક, ન્યાય, વગેરે શાસ્ત્રોનો અભ્યાસ કરવાથી બુદ્ધિમાં ભ્રમણા ઉત્પન્ન થાય છે. આવી રીતની અજ્ઞાનતાથી તેઓ એકબીજાની બહુજ ઇર્ષ્યા કરે છે. અને પોતાને મનમાનતી તરેહવાર વાતો જોડી કાઢે છે. પરસ્પર એકબીજાની નિંદા કરે છે. મનમા એવો ભય રાખ્યા કરે છે કે, મારા અમુક ગૃહસ્થ ચેલાને બીજો કોઈ ભોળવીને પોતાનો ચેલો કરી લેશે, ઈત્યાદિ અનેક કારણોથી એકબીજામાં વિરોધ ચાલ્યો આવે છે. જે વાતની ખાત્રી મારવાડમાં જઇ તેઓના આચાર જોવાથી પ્રત્યક્ષ રીતે જણાઇ આવે છે. તેઓના આચાર, વિચાર, વ્યવહાર, વેષ, શ્રદ્ધા, પ્રરૂપણા વગેરે પણ જૈનમતના શાસ્ત્રથી વિરૂદ્ધ છે. બીજા મતવાળાઓ જે જૈનમતના લોકોને ગંદા અને કઠગા કહે છે. તે ફક્ત આ ઢુંઢીઆ મતનાજ આચાર, વ્યવહાર દેખીને કહે છે. વિશેષ તો શુ પણ તેમની અજ્ઞાનતા તો તે-

મની માથે જેઓનો સહવાસ છે, તેઓજ જાણે છે. ખરૂ કહીએ તો આ લોકો જૈનમનથી કેવળ વિરૂદ્ધ રીતેજ વ્યવહાર રાખનારા છે. અને તેથી તેમને જે નાભામ કહીએ તો ખોટુ નથી" આ પ્રમાણે જૈનતત્ત્વાદર્શમા શ્રીઆત્મારામજીએ જણાવ્યુ છે.

સ્થાનકવાસી સાધુઓ મૂળ બત્રીશ સૂત્રને માને છે, પ્રતિમાને માનતા નથી. શ્વેતાંબરમૂર્તિ માનનારા સાધુઓ અને ઢુંઢીયા ( સ્થાનકવાસી ) સાધુઓની માન્યતામા ઘણો ફેર છે. કેટલાક લુંકાગચ્છના શ્રીપૂજ્યો અને શ્રાવકો મૂર્તિ માને છે, અને પૂજે છે. લુંકાગચ્છના સાધુઓમાં અને સ્થાનકવાસી સાધુઓની માન્યતામાં પણ કેટલીક બાબતોમા ફેર છે. ઢુંઢીયા સાધુઓમાં બાવીશ ટોળ –સંઘાડા છે લીંબડી સંપ્રદાયના સાધુઓ, ગોંડળ સંપ્રદાયના સાધુઓ, બરવાળાના સંઘાડા સંપ્રદાયના સાધુઓ, ખંભાતી સંઘાડાના સાધુઓ, દરિયાપરી સંઘાડાના સાધુઓ અને કચ્છી સંપ્રદાયના સાધુઓ, વગેરે અનેક સંઘાડાના

નામે સાધુઓ ઓળખાય છે. સ્થાનકવાસી (ઢુંઢીયા) સાધુઓમાં આઠ કોટિ, નવ કોટિ અને છ કોટિ પચ્ચખાણની માન્યતાના ભેદે આઠકોટિવાળા, છકોટિવાળા અને નવ કોટિવાળા વગેરે મતભેદના નામથી તેમના સંઘાડાઓ ઓળખાય છે. છકોટિવાળા સાધુઓ આઠ કોટિ અને નવ કોટિ પ્રત્યાખ્યાનનુ ખંડન કરે છે, ત્યારે આઠ કોટિવાળા અને નવ કોટિવાળા પોતપોતાના પક્ષનું સમર્થન કરી અન્ય પક્ષનું ખંડન કરે છે. બે હજારના આશરે સ્થાનકવાસી સાધુઓ અને ચાર પાંચ હજારના આશરે સ્થાનકવાસી આર્યાઓ ( સાધ્વીઓ ) હાલ છે એમ સંભળાય છે. સૂત્રના ટબાઓ અને શ્વેતાંબરમૂર્તિ માન્યતાધારક સાધુઓના બનાવેલા રાસાઓને સ્થાનકવાસી સાધુઓ વાંચે છે અને પોતાના મતની પુષ્ટિ કરે છે. બે ત્રણ લાખના આશરે ઢુંઢીયા (સ્થાનકવાસી) જૈનો હોવાનો સંભવ છે. સ્થાનકવાસી સાધુઓના સંઘાડાના નામે ભિન્ન ભિન્ન ગામો શહેરો હોય છે. દરેક સંઘાડાની

માન્યતાવાળા જૈનો પોતપોતાના સંઘાડાના સાધુઓની મરજી પૂર્વક અન્ય સંઘાડાના સાધુઓને પોતાના ક્ષેત્રમાં ચોમાસું રાખી શકે છે. ફાગણમાસમાં દરેક સંઘાડાના સાધુઓ-સાધ્વીઓ શ્રાવકો અને શ્રાવિકાઓ અમુક ક્ષેત્રમાં ભેગાં થાય છે અને ત્યાં કયા ક્ષેત્રમાં કયા સાધુએ ચોમાસું કરવું અને કયી સાધ્વીએ કયાં ચોમાસું કરવું તે શ્રાવકોની મરજી લેઇને નક્કી કરવામાં આવે છે. ઢુંઢીયા તેરાપંથી સાધુઓમાં તેમના પૂજ્યના નામથી સાધુઓ થાય છે. કહેવાનો સારાંશ એ છે કે જે કોઇ દીક્ષા લે છે તે પૂજ્યના નામથી દીક્ષા લઇ શિષ્ય થાય છે. પૂજ્ય વિના અન્ય કોઇનો કોઈ શિષ્ય થઇ શકતો નથી. ઢુંઢીયા તેરાપંથી સાધુઓના માથે એક પૂજ્યજ ગુરૂ હોય છે. કોઈના અપરાધ આવ્યાથી તેને સંઘાડા બહાર કરવાની સર્વક્ષેત્રના તેરાપંથી જૈનોને ખબર આપવામાં આવે છે, તેથી સંઘારા બહાર કરેલા સાધુને કોઇ તેરાપંથી શ્રાવક સંગ્રહી શકતો નથી, તેથી

કાંતો તે પ્રાયશ્ચિત્ત લેઇ પાછો સંઘાડામાં આવે છે અથવા તેરાપંથીઓમાં ફાટફૂટ કર્યા વિના અન્યમતના સાધુઓમા દાખલ થઈ જાય છે. દોઢસેના આશરે તેરાપથી સાધુઓ અને બસેના આશરે તેરાપંથી સાધ્વીઓ હાલ વિદ્યમાન છે એમ સાંભળવામાં આવે છે. મારવાડમાં સ્થળી વગેરેના પ્રદેશોમાં અને મેવાડમાં ઉદયપુરની આસપાસના પ્રદેશોમાં ઢુંઢીયા તેરાપથી સાધુઓ, સાધ્વીઓ અને તેમના પથી ગૃહસ્થ જૈનો વસે છે સ્થાનકવાસીસાધુઓથી તેરાપથ કાઢનાર ભીખમજીએ તેર બાબતનો મતભેદ કર્યો તેથી તેરાપથ એવું નામ પ્રસિદ્ધ થયુ. તેરાપથી સાધુઓ પોતાની માન્યતાવાળા સયમીઓ વિના અન્યને દાન દેવામાં ધર્મ નથી એવું માને છે અને પ્રરૂપે છે, તથા પોતાના પથના સાધુઓ અને સાધ્વીઓ વિના અન્ય સાધુઓ તથા ગૃહસ્થ વગેરેને મરતાં બચાવવામાં પુણ્ય-ધર્મ માનતા નથી પણ ઉલટું પાપ માને છે. તપાગચ્છીય મુનિવરોએ તથા ખરતરગચ્છીય સાધુ

ઓએ તેરાપંથની માન્યતાઓમાં ભૂલો–દોષો છે, એમ ગ્રન્થો બનાવી સિદ્ધ કરી બતાવ્યું છે. સ્થાનકવાસી સાધુએ તેરાપંથની તેર માન્યતાઓ ( સૂત્રથી વિરૂદ્ધ છે ) એમ સિદ્ધાંતસાર નામનું પુસ્તક રચી સિદ્ધ કરી બતાવ્યું છે. તેરાપંથી સાધુઓ બત્રીશ સૂત્રને માને છે. ઢુંઢીયા સાધુઓથી તેરાપંથીઓ તેર બાબતમાં જુદા પડે છે.

લુંકામત—

જૈનતત્ત્વાદર્શમાં આત્મારામજી ઉર્ફે શ્રીવિજયાનન્દસૂરિએ લુંકામતની નીચે પ્રમાણે ઉત્પત્તિ લખી છે. અમદાવાદમાં દશાશ્રીમાળીજ્ઞાતિનો લુંકો નામનો લહીયો રહેતો હતો, તેણે એક ગ્રન્થ લખતાં આઠ પાનાં લખ્યા વિના ત્યજી દીધાં તેથી આચાર્યે તેને કાઢી મૂકયો. તેના રોષ આદિ કારણોથી લુંકાશાહ લીંબડીમાં ગયો. લીંબડીમાં લુંકાશાની જ્ઞાતિનો લખ-

મશી નામે કારભારી હતો તેણે લુંકાશાહને મત ફેલાવવામાં સાહાચ્ય આપી, તેથી તે સં. ૧૫૦૮ માં મૂર્તિની ઉત્થાપના વગેરે અનેક વિરૂદ્ધ વાતોનો ઉપદેશ આપવા લાગ્યો. લુંકાશાહે પચ્ચીશ વર્ષ પર્યંત ઉપદેશ દીધો પણ કોઇ સાધુ થયો નહિ. છેવટે સં. ૧૫૩૩ માં ભાણા વાણિયાએ ભેખ ધારણ કર્યો. તે ભાણારિખ નામથી પ્રસિદ્ધ થયો. તેનો સ. ૧૫૬૮માં રૂપજી નામનો શિષ્ય થયો. તેનો સં. ૧૫૭૮ માં જીવારિખ નામનો શિષ્ય થયો. જીવારિખને સં. ૧૫૮૭માં એક વૃદ્ધ વરસિંહજી નામનો શિષ્ય થયો. વૃદ્ધ વરસિંહને સં. ૧૬૪૯ માં જશવંતજી નામનો શિષ્ય થયો. લુંપકમતમાં ગુજરાતી, નાગોરી અને ઉત્તરાધી એ ત્રણ શાખા થઇ છે.

## लोंकामतनी पट्टावली नीचे प्रमाणे—

लोंकाचार्य ( लोंकामतना स्थापक )

|

भाणऋषीजी

|

भीदाजी

|

नुनाजी

|

भीमाजी

|

जगमालजी

|

सरवाजी

|

रुपऋषीजी

|

जीवराजजी

|

वालचंद्रजी
|
माणकचंदजी
|
खुपचद्रजी
|
जगत्‌चंद्रजी
|
रत्नचद्रजी
|
नरपतीचंद्रजी ( विद्यमान आचार्य हाल मांडवी ( कच्छ ) मां चोमासुं निराजे छे.

**तेरापंथ**—સવત્ ૧૮૦૮ની લગભગમા માર વાડમા ઢૂઢક ( બાવીશ ટોલા ) ના રૂઘનાથજી નામે એક સાધુ પોતાના શિષ્યોની સાથે વિચરતા હતા તેની પાસે સોજત–વગડીની નજીક કટાલીઆના રહેવાશી ભિખુનજી નામના ઓશવાલે દીક્ષા લીધી

કોઇ સમયે રૂઘનાથજી મેડતામાં ભિખુનજીને શ્રીભગ વતીસૂત્ર ભણાવતા હતા જો કે ભિખુનજીની બુદ્ધિ કાઇંક તીક્ષ્ણ હતી, પરંતુ વિચારશક્તિ વિપરીત હોવાથી ઘણી વાતોમાં એને વિપરીતતા માલૂમ પડવા લાગી.

તેની ચેષ્ટા સામતમલ ધારીમલ શ્રાવક જાણી ગયા. તે શ્રાવકે રૂઘનાથજીને કહ્યુ, "આપ આને ભગ વતીસૂત્ર ભણાવી રહ્યા છો પરંતુ આ તો 'पयःपानं भुजङ्गानां केवलं विषवर्धनम्' જેવુ થાય છે. આ આ-ગળ જતા નિહ્નવ થશે, અનુ ઉત્સૂત્ર પ્રરૂપણા કરશે" રૂઘનાથજીએ કહ્યુ-પહેલાં પણ શ્રીવીરભગવાને ગોશા લાને બચાવ્યો હતો, જમાલીને પણ ભણાવ્યો અને નિહ્નવ થયો તો શુ કરી શકાય ? પોતપોતાના કર્મા-નુસાર જે ભાવિ-હોનહાર થવાનુ હશે, તે થશે જ. એ પ્રમાણે કહી એણે ભગવતી તો પૂરી કરાવી. ચો માસું સમાપ્ત થયા પછી તે ભગવતીજીના પુસ્તકને લઈ ચાલવા લાગ્યા. ત્યારે રઘુનાથજીએ કહ્યુ, 'પુસ્તક છોડતા જાઓ' પરંતુ ભિખુનજી તો લઇનેજ ચાલ્યા,

પાછળથી બે સાધુઓને મોકલી રૂઘનાથજીએ તે પુ-સ્તક મગાવી લીધું. બસ આટલાથીજ તેમના હૃદય-મંદિરમા ક્રોધાગ્નિ પ્રજ્વલિત થયો. અને તેણે આવો નિશ્ચય પણ કરી લીધો કે–' હુ નવો મત કાઢું અને રૂઘનાથજીને કષ્ટ આપું.' અસ્તુ.

તેમણે મેડતાથી વિહાર કરીને મેવાડમાં આવી રાજનગરમાં ચોમાસું કર્યું. અહીં સાગરગચ્છના ય-તિનો એક ભંડાર હતો. તે ભંડારમાંથી શ્રાવક લોકો તેને જે જોઇએ તે પુસ્તકો દેવા લાગ્યા. પરંતુ ઠીક છે. સ્યાદ્વાદશૈલીયુક્ત– અનંતનયાત્મક––શ્રીજિનવચનના સાચા રહસ્યને, સમુદ્રસમાન ગંભીર બુદ્ધિવાળો પણ ગુરૂગમતા સિવાય પ્રાપ્ત કરી શકતો નથી. તો ભિખુ-નજી જેવા, પ્રથમથી મૂર્ત્તિના ઉત્થાપક–ગુરૂગમનાનું નામ–નિશાન પણ નહીં. અને વળી ટબ્બા–ટબ્બાથી કામ લેવાવાળાને સાચું રહસ્ય ન મલે અને વિપરી-તતા પેદા થાય તો એમાં કોઇ આશ્ચર્યની વાત નથી.

ઠીક. થયું પણ તેમજ. ( જેમ જેમ ભિખુનજી

પોતાની મેળે ભણતા ગયા. તેમ તેમ તેના ઉપર અનેક પ્રકારની શંકાઓ અને કુતર્ક સ્વારી કરવા લાગ્યા. અન્તમાં અવિધિથી સૂત્ર ભણવાનો પ્રભાવ, ભિખુનજી ઉપર બરાબર પડયો. ભિખુનજીએ સૌથી પ્રથમ દયાનો જ શિરઃછેદ કર્યો. કે જે જિનશાસનનો પ્રધાન મંત્ર છે, જિનશાસનનો પ્રધાન ઉદ્દેશ છે. ભિખુનજીએ આવા પ્રકારની પ્રરૂપણા કરી.—'સાધુ મુનિરાજ કોઇ ત્રસ–સ્થાવર જીવને હણે નહીં, હણાવે નહીં. અને અન્ય કોઈ હણે તેની અનુમોદના કરે નહીં. કોઇએ કોઇ–જીવને બાંધ્યો હોય તો સાધુ છોડે નહીં. છોડાવે નહીં. અને છોડે તેને સારો જાણે નહીં. આ સાધુનો આચાર છે. આ પ્રમાણે શ્રાવક પણ તીર્થંકરના નાના પુત્ર છે. માટે તેઓ પણ કોઇ કોઇ–જીવને મારતો હોય તો તે છોડે નહીં, છોડાવે નહીં. અને છોડે તેની અનુમોદના કરે નહીં. એમાં કારણ આ બતાવ્યું કે–જો કોઇ શખ્સ કોઇ જીવને મારતો હોય. અને તેને છોડાવવામાં આવે તો પ્રથમ તો અંતરાય દોષ

લાગશે. તથા છોડાવ્યા પછી તે જીવ હિંસા કરશે, મૈથુન સેવશે. પત્ર પુષ્પ ફ્લ તોડશે. ભક્ષણ કરશે. વગેરે સર્વ પાપ છોડાવવાવાળા પુરૂષને માથે લાગે છે. અર્થાત્ જેમ કોઇ વાડામાં ગાય બળદ વગેરે ભરેલાં છે. અને તેની પાસે અગ્નિ લાગી હોય. તો તે વંડાના દરવાજા ખોલીને તે જાનવરોને બાહર ન કાઢવાં જોઇએ. કેમકે તેને કાઢીશું તો તે ગાય બળદ વગેરે પશુ મૈથુન સેવશે. હિંસા કરશે. તે પાપ દરવાજો ખોલવાવાળાને માથે છે. તે ઉપરાન્ત આ પણ પ્રરૂપણા કરી કે–સાધુના સિવાય કોઇ સંયતિ નથી. અત એવ સાધુના સિવાય બીજા કોઇને દેવામાં નિર્જરા યા પુણ્ય થતું જ નથી. આવી રીતે ભિખુનજીએ દયા અને દાનનો નિષેધ કર્યો. આ પ્રરૂપણમાં ચાર મનુષ્ય પ્રધાન હતા. ભીખુનજી તથા જયમલજીનો ચેલો વખતાજી આ બે સાધુ તથા વચ્છરાજ ઓસવાલ અને લાલજી પોરવાલ એ બે ગૃહસ્થ એ ચારેએ મળીને આ પ્રરૂપણા કરી.

ચોમાસું ઉતર્યા પછી ભિખુનજી પોતાના ગુરૂ રૂઘનાથજીની પાસે સોજત આવ્યા, રૂઘનાથજી પહેલેથી જાણી ગયા હતા કે, આણે આવી પ્રરૂપણા કરી છે, તેથી તેનો કાંઈ સત્કાર કર્યો નહીં, આહાર પણ સાથે કર્યો નહીં. ત્યારે ભિખુનજીએ પોતાના ગુરૂને કહ્યું કે, મારો શો અપરાધ છે? રૂઘનાથજીએ કહ્યું તે ઉત્સૂત્ર પ્રરૂપણા કરી છે, રૂઘનાથજીએ તેને સમજાવ્યું કે-'આ ત્હારી કલ્પના બિલકુલ શાસ્ત્ર અને વ્યવહાર બનેથી વિરૂદ્ધ છે, જો એમજ હોય તો ધર્મના મૂળ-અંગભૂત દયા અને દાન બંને ખંડિત શું? સર્વથા ઉડીજ જાશે; અને જ્યારે એ બંને ઉડી જશે તોપછી મોક્ષ-માર્ગનો અભાવ જ થઈ જશે, અન્તમાં ક્રમશઃ સર્વથા નાસ્તિકતાની નોબત આવી જશે, આ૧ એવ તેં જે અરિહંતોના અભિપ્રાયથી વિરૂદ્ધ પ્રરૂપણા કરી છે. તેનું પ્રાયશ્ચિત્ત લઇ લે અને ભવિષ્યમાં તેમ ન બને તેવો નિશ્ચય કરો.

ભિખુનજીના અંતઃકરણમાં આ વાતની જરા

પણ અસર પહોંચી નહિં. પરંતુ એણે પોતાના મનમાં વિચાર કર્યો કે જો આ સમયમાં પોતાના માનસિક વિચાર હું પ્રકટ કરી દઇશ તો આ ગુરૂજી મને સમુદાયથી બાહર કાઢશે. અને હાલમાં હું બાહર નીકળીને પોતાનું ટોલું જમાવી શકીશ નહિં. કેમકે હાલ મારી પાસે તેવા સહાયક નથી, કે જેવાની જરૂર છે. આ કારણથી હાલ તો ગુરૂજી જે કાંઇ કહે તે સ્વીકારી લેવું ઉચિત છે. આવો વિચાર કરી દંભપ્રિય ભિખુનજીએ કહ્યું. હે સ્વામિન્! મારી ભૂલ આપે કહી આથી હું ક્ષમાપાત્ર છું. આપ જે કાંઇ પ્રાયશ્ચિત્ત આપો તે લેવાને હું તૈયાર છું. ગુરૂએ છમાસી પ્રાયશ્ચિત્ત આપ્યું (કોઇ ૨ જગ્યાએ બે વાર પ્રાયશ્ચિત્ત લેવા લખ્યું છે) આ સઘળું થયું, પરંતુ ભીખમજીના ચેલા ભારમકે શ્રદ્ધા છોડી નહીં. પશ્ચાત્ રૂઘનાથજીએ ભિખુનજીને કહ્યું– બગડીમાં વખનાજી ઢુંઢિયા, વજેરામજી ઓસવાલ, રાજનગરના શ્રાવક લાલજી પોરવાડ એ ત્રણેની શ્રદ્ધા તેં દૂર કરેલી છે;

માટે તું ત્યાં જઈ તેને ઠેકાણે લાવ. તે લોકોને તમે જ સમજાવી શકશો.' ત્યાંથી તે આજ્ઞા લઇ બગડી આવ્યા. અહીં તો તેમને 'લેને ગઇ પૂત તો ખો આઈ ખસમ' જેવું થયું. આવ્યા તો હતા વખતા-ઢૂંઢકને સમજાવવા, પરંતુ ઉલટા વખતા-ઢુંઢિયો તેમને જ ઉપાલંભ દેવા લાગ્યો. વખતા-ઢુંઢકે કહ્યું, દેખો! આપણે બધાએ મળીને તો આ ઠીક કર્યો હતો. અને પાછા તમે તો રૂઘનાથજીની પાસે જઇ ફસાઈ ગયા. આ શું કર્યું? બસ એવાં એવાં ઘણાં વચનો સંભળાવી ફરી ચક્કર ઘુમાવ્યું. ફરી બે ચાર મહીના પછી ભિખુનજી રૂઘનાથજીની પાસે આવ્યા; ફરી પણ આહાર પાણી સાથે કર્યાં નહીં.

ત્યારે રૂઘનાથજીના ભાઈ જેમલજીની પાસે ભિખુનજી ગયા. જેમલજી અને રૂઘનાથજીને દ્વેષ થયો. ૭ મહીના લગી પંચાયત થઇ. પરંતુ પોતાનો મત છોડ્યો નહીં. ભિખુનજીએ અંદર અંદરથી સાધુઓને અને ગૃહસ્થોને પોતાના પક્ષમાં લઇ લીધા હતા.

રૂઘનાથજીએ પ્રાયશ્ચિત્ત લઇને સમુદાયમાં રહેવાને ઘણુ કહ્યું. પરંતુ હવે તે કેવી રીતે માની શકે ? કે-મકે-તેના પક્ષમાં બીજા પણ લોક મળી ગયા હતા. રૂઘનાથજીએ ઘણુએ સમજાવ્યુ, પરંતુ સમજ્યો નહીં; ત્યારે 'બિગડા પાન બિગાડે ચોલી, બિગડા સાધુ બિગાડે ટોલી' આ નિયમાનુસારે રૂઘનાથજીએ તેને સં. ૧૮૧૫ ચૈત્ર શુદિ ૯ શુક્રવારે સમુદાયથી બહાર કર્યો. (કોઇ કોઇ જગ્યાએ ૧૮૧૮ લખેલ છે) ભીખુનજી જ્યારે સમુદાયથી બહાર થયા ત્યારે તે, તથા બખતાવર, રૂપચદ, ભરમલ, ગિરધર વગેરે બાર મળી તેર મનુષ્ય નીકળ્યા હતા. બસ. આથી 'તેરાપથ' એવુ નામ પડયું. સભળાયું છે કે-રૂપચંદ આદિ બે સાધુ તો કોઇ કારણથી થોડા જ સમયમાં ભિખુનજીને છોડીને રૂઘનાથજીને મળી ગયા હતા. આવી રીતે 'તેરાપથ' ની ઉત્પત્તિ છે." આ હકીકત શ્વેતાંબર તેરાપથ મત સમીક્ષામાંથી અનુવાદ કરી લીધી છે.

**જૈન દિગમ્બર સંઘ**—વિક્રમ સંવત્ ૧૦૬ ની સાલમાં શ્વેતાંબર સંઘથી દિગંબર સંઘ જુદો પડ્યો.

તેનાં કારણો વિશેષાવશ્યકવૃત્તિ વગેરેમા આપેલાં છે. દિગંબર સંઘનો એક ભેદ મૂળસંઘના નામે પ્રસિદ્ધ થયો.

મૂળ સંઘના ચાર ભેદ છે. ૧ સિંહસંઘ, ૨ નંદિ સંઘ, ૩ સેનસંઘ, ૪ દેવસંઘ.

સેનસંઘને વૃષભસંઘ પણ કહે છે.

પ્રત્યેક સંઘમાં ગણુ અને ગચ્છ હોય છે.

નંદિસંઘમાં બલાત્કાર ગણુ, સરસ્વતીગચ્છ, અને પારિજાતગચ્છ એ ત્રણુ ગચ્છ છે.

સેનસંઘમાં સુરસ્થ ગણુ અને પુષ્કર ગચ્છ છે.

સિંહસંઘમા કેનૂરગણુ અને ચંદ્રકપાટ ગચ્છ છે.

દેવસંઘમાં દેશીયગણુ અને પુસ્તકગચ્છ છે.

એ ચાર ગચ્છ શાથી સ્થાપિત થયા. અને તેની શી આવશ્યકતા હતી ? તેનો ઇંદ્રનંદિ પોતાના નીતિસાર ગ્રંથમાં પ્રત્યુત્તર આપે છે કે–વિક્રમાદિત્ય અને ભદ્રબાહુ યોગીનો સ્વર્ગવાસ થયા બાદ પ્રજા સ્વચ્છંદચારિણી થઇ. અને પાપકૃત્યમાં મુગ્ધ થઇ. તે સમયમાં

બ્રહ્મનિષ્ઠ પરમાર્થજ્ઞાતા મુનિઓમાં પણ અહંત્વવૃત્તિની વૃદ્ધિ થવા લાગી. અને મુનિઓમાં પોતપોતાના ગચ્છનો મોહ વધવા લાગ્યો.

ત્યારે નિમિત્તશાસ્ત્રના જ્ઞાતા અર્હદ્દબલિએ સંઘની સ્થાપના કરી. શ્રુતાવતાર ગ્રંથમાં આ વાત સ્પષ્ટ રીતે સમજાવવામાં આવી છે. નદિ નામના વૃક્ષની નીચે જે મુનિઓએ ચોમાસું કીધું તેઓ નંદિ સંઘના નામથી પ્રસિદ્ધ થયા.

જિનસેન નામના તૃણતલમાં જેઓએ વર્ષાયોગ ધારણ કર્યો. અથવા જે સેનના પક્ષમાં હતા તે સેન સંઘના નામે પ્રસિદ્ધ થયા.

સિંહ નામના આચાર્યના પક્ષમાં જે રહ્યા અ-થવા જે સિંહની ગુફાનાં રહ્યા તેના સંતાનો સિંહ સંઘના નામે પ્રસિદ્ધ થયા.

દેવદત્તા નામે વેશ્યાને ઘેર જેઓએ ચોમાસું કર્યું. તેઓનાં સંતાનો દેવસંઘના નામે પ્રસિદ્ધ થયા.

. શ્રુતાવતાર કથામાં લખ્યું છે કે—જે મુનિયો ગુ-

ફામાંથી આવ્યા, તેમાંથી કોઇને નંદિ અને કોઇને વીર. જે અશોકવનમાંથી આવ્યા, તેમાંથી કોઇને અપરાજીત અને કોઈને દેવ. જેઓ પંચ સ્તૂપોમાંથી આવ્યા, તેને સેન અને ભદ્ર. જેઓ સેમરના ઝાડની નીચેથી આવ્યા તેને ગુણધર અને ગુપ્ત. જેઓ ખંડકેસર વૃક્ષની નીચેથી આવ્યા તેઓને સિંહ, ચંદ્ર એવા નામધારી બનાવ્યા.

પરંતુ શ્રુતાવતારના બનાવનારને પોતાનો પુરો નિશ્ચય નથી. તેઓ બીજા આચાર્યોના મત પણ સાથે સાથે લખે છે. કહે છે કે–કોઇ કોઇના મતથી ગુફાથી આવેલા નંદિ, અશોકવનથી આવેલા દેવ, પંચસ્તૂપોથી આવેલા સેન, સેમરના નીચેથી આવેલા વીર અને ખંડકેસર વૃક્ષની નીચેથી આવેલા ભદ્ર કહેવાયા.

શ્રુતાવતારના કથનાનુસારે આ જે કોઇને નંદિ, કોઇને વીર, કોઇને અપરાજીત આદિ બનાવ્યા છે. તે અર્હદ્દ્બલિ આચાર્યજીએ એવું વિચારી બનાવ્યા. લખ્યું છે કે–હવે જૈન ધર્મ ઉદાસભાવથી નહીં પરંતુ ગણપક્ષપાતથી સ્થિર રહેશે.

પરંતુ આવી રચનામા ઉપર કહેલા ચાર સં-ઘોનો નિશ્ચય થતો નથી. એવું માલૂમ પડે છે કે-'અન્ત્યપદ' છે તે આચાર્યોના નામમાં રહે છે. જેવી રીતે કે-દેવનદિ, અકલકદેવ, ગુણુભદ્ર, સિહગુપ્ત, જિનસેન વગેરે. પરંતુ એમાં જ કેટલાંક પદ એવાં છે કે-જેઓ નામોમાં નથી સમાઇ શકતાં. જેમકે-અપરાજીત, ગુહાધર વગેરે. શ્રુતાવતારના કર્ત્તા સિંહ, દેવ, નંદિ, સેનસંઘનો પૃથક્ ઉલ્લેખ ક્યાંઇ પણ કરતા નથી. તો શું? આ ઉપરથી એમ સમજી લેવાય કે-ચાર નહીં, પરંતુ ઉક્ત નદિ, વીર આદિ નામના ધારક દશ સઘ અથવા ગણ સ્થાપિત કર્યા હતા ?

જો એઓને કેવલ 'નામાન્ત્ય પદ' સમજવામાં આવે. તો જુદા જુદા સંઘોની તેવી ઉપાધિઓમાં વિ-રોધ આવે છે. જેનો ઉલ્લેખ 'ભાસ્કરે' પોતાના ચોથા અંકમાં કર્યો છે. અને જેને બીજા પણ ઘણા ખરા વિદ્વાનો સાચો સમજે છે. તેના વિચારાનુસાર નદિસંઘના આચાર્યોનાં નામ નંદિ, ચન્દ્રકીર્તિ, ભૂ-

ણાન્ત, સેન સંઘના સેન, રાજવીર, ભદ્રાંત, દેવસંઘ કે દેવદત્ત, નાગતુગાન્ત અને સિંહસઘના સિંહકુંભ, આસવ, સાગરાંત થાય છે. શ્રુતાવતારમા તેમાંથી રાજ, તુંગ, નાગ, કીર્તિ, ભૂષણ આદિ અનેકોનો ઉલ્લેખ નથી.

અમે આશા કરીએ છીએ કે આ તરફ વિદ્વાનોનું ધ્યાન ખેંચાશે અને તેઓ–આ વિષયમાં વિશેષ વિવેચન કરવાનું કષ્ટ ઉઠાવશે.

હવે એ વિચાર ઉપર આવીએ કે–એ ચારે સઘો ક્યારે સ્થાપિત થયા ? શ્રુતાવતારના કથનનો જો આ જ અર્થ હોય કે–અર્હદ્બલિ આચાર્યજીએ આ ચાર સંઘોની સ્થાપના[1] કરી હતી. તો આને સ્થાપિત થવાનો સમય વિક્રમની ત્રીજી શતાબ્દીનો ઉત્તરાર્ધ માનવો જોઇએ. કેમકે મહાવીર ભગવાનના નિર્વાણ પછી ૬૮૩ વર્ષ સુધી અંગજ્ઞાનની પ્રવૃત્તિ રહી છે. અને અંતિમ અગજ્ઞાની લોહાચાર્ય

---

૧ ઇન્દ્રનદિ કૃત નીતિસારમા સ્પષ્ટ લખ્યુ છે કે–અર્હદ્બલિએ નંદિ–સેન આદિ ચાર સંઘો સ્થાપ્યા.

હતા. આ લોહાચાર્યના પછી વિનયધર, શ્રીદત્ત, શિવદત્ત, અને અર્હદત્ત એ ચાર મુનિઓ અંગપૂર્વના કેટલાક અંશોના જ્ઞાતા થયા. અને તેના પછી અર્હદ્બલિ આચાર્ય થયા.

જો વિનયધર આદિ ચાર મુનિઓનો સમય ૫૦ વર્ષનો માની લઇએ તો ૬૮૩+૫૦=૭૩૩ વીરનિર્વાણના લગભગ અર્હદ્બલિનો સમય હોય અને આજ અર્થાત્ વિક્રમસંવત્ ૨૬૫, સંઘોનો સ્થાપિત થવાનો સમય માનવામાં આવે.

પરંતુ મંગરાજ નામના કવિના એક [1]શિલાલેખમાં ( જે શક ૧૩૫૫ નો ખોદેલો છે. ) લખ્યું છે કે–ભગવન્ અકલંકભટ્ટના સ્વર્ગવાસ થવા પછી ચારે સંઘોની સ્થાપના થઇ છે. અને મંગરાજકવિના આ કથનમાં ઘણીખરી સત્યતા માલૂમ પડે છે. કેમકે અમે દેખીએ છીએ કે–અકલંકદેવની પહેલાંની વિક્રમની નવમી શતાબ્દી પહેલાના ભગવતીઆરાધના,

૧ દેખો જૈન સિદ્ધાન્તભાસ્કરનો દ્વિતીય તૃતીય અંક.

પદ્મપુરાણ, જિનશતક (સમંતભદ્રકૃત) ઈત્યાદિ ગ્રંથોમાં તથા અકલંકદેવના સમકાલીન વિદ્યાનંદિ, પ્રભાચંદ્ર, માણિક્યનંદિ આદિના ગ્રંથોમાં પણ આ સંઘોના નામ માત્રનો પણ ઉલ્લેખ નથી. જો તે સમયમાં આ સંઘોનું અસ્તિત્વ હોત તો જરૂર કોઇક ગ્રંથમાં તેનો ઉલ્લેખ મળત, ઉત્તરપુરાણ સઘળાથી પહેલો ગ્રંથ છે. તેમાં ગુણભદ્રસ્વામી સેનાન્વય અથવા સેનસંઘનો ઉલ્લેખ કરે છે, અને વીરસેન ( જિનસેનના ગુરૂ ) થી તેની પરંપરા શરૂ કરે છે. એથી પણ માલૂમ પડે છે કે–એ ચારે સંઘો વીરસેનસ્વામીના સમયમાં સ્થાપિત થયા હશે. અને વીરસેન અકલંકદેવના સમકાલીન હતા.

## દિગંબર જ્ઞાતિ--

| | |
|---|---|
| ૧ પલ્લીવાલ. | ૬ જૈસવાલ. |
| ૨ ખંડેલવાલ. | ૭ ખૈરાયા. |
| ૩ પરવાર. | ૮ ગોલાલારે. |
| ૪ ૫૦ પરવાર. | ૯ લમેચુ. |
| ૫ અગરવાલ. | ૧૦ ફતેપુરયા. |

૧૧ લોહીયા.
૧૨ બુઢેલે.
૧૩ ઓશવાલ.
૧૪ બુરલે.
૧૫ મંદિર.
૧૬ ગોલાપૂર્વ.
૧૭ ગોલસીંઘાડે.
૧૮ બુદેલે.
૧૯ સૈતવાલ.
૨૦ બઘેરવાલ.
૨૧ કાસાર.
૨૨ વદનોરા.
૨૩ આસાટી.
૨૪ ધાકડ.
૨૫ ચરનાગરે.
૨૬ ચૌસકે.
૨૭ કુકેકરી.
૨૮ સમૈયા.
૨૯ પદ્માવતી પરવાર.
૩૦ અયોધ્યાવાસી. (તારનપંથ)
૩૧ ગંગેરવાલ.
૩૨ બીનૈકયા.
૩૩ લાડ.
૩૪ ચૌસકેપરવાર.
૩૫ જાંગડા વીસાપોરવાર.
૩૬ નેવા.
૩૭ પંચવીસે.
૩૮ કટનેરે.
૩૯ પરવારદશા.
૪૦ નૂતન જૈન.
૪૧ બરેલે.
૪૨ દિગંબર જૈન.

૪૩ પોરવાલ.
૪૪ ગોલાપૂર્વ પચવીસે.
૪૫ કૃષ્ણપક્ષ.
૪૬ કાસ્લોજ.
૪૭ દશા હુમડ
૪૮ વીશા હુમડ
૪૯ પંચમ
૫૦ ચતુર્થ
૫૧ પાબડીવાલ
૫૨ ભવસાગર
૫૩ નેમા
૫૪ નરસિંહપુરા (વીશા)
૫૫ નરસિંહપુરા (દશા)
૫૬ ગુર્જર
૫૭ મેવાડા
૫૮ મેવાડા (દશા)
૫૯ નાગદા (દશા)
૬૦ નાગદા (વીશા)
૬૧ ચીતોડા (દશા)
૬૨ ચીતોડા (વીશા)
૬૩ શ્રીમાલ
૬૪ શ્રીમાલ (દશા)
૬૫ સેલવાર
૬૬ શ્રાવક
૬૭ સાદર (જૈન)
૬૮ ઓગાર
૬૯ વૈશ્ય
૭૦ ઇંદ્ર (જૈન)
૭૧ પુરોહીત
૭૨ ક્ષત્રીય (જૈન)
૭૩ તગર
૭૪ ચૌધલે
૭૫ મીશ્ર (જૈન)
૭૬ સકવાલ

સિદ્ધિ વ્યાકરણના કર્તા દયાપાલ મુનિ, જિનસેન આદિ અનેક વિદ્વાનો થઈ ગયા છે. એવું અનુમાન કરાય છે કે તામિલ અને કાનડી સાહિત્યમાં આ સંઘના ગ્રંથો ઘણા હશે.

દર્શનસારના કર્તા દેવસેનસૂરિએ વિક્રમના મૃત્યુ પછી ૫૩૬ વર્ષે આ સંઘની ઉત્પત્તિ બતલાવી છે. અને આ સંઘને પાંચ જૈનાભાસો ( નિહ્નવ ) માંથી એક કહ્યો છે. તેઓએ આના કેટલાક એવા સિદ્ધાંતોનો પણ ઉલ્લેખ કર્યો છે કે—જે મૂલ સંઘની દષ્ટિથી ઠીક નથી.

૧ વજનન્દિએ મુનિઓને વાસ્તે અપ્રાસુક ચણાના ખાવામાં દોષ નથી બતાવ્યો. ૨ તેણે પ્રાયશ્ચિત્ત શાસ્ત્ર અને બીજા ગ્રંથો વિપરીત રચ્યા. ૩ તે કહે છે કે—બીજોમાં જીવ હોતા નથી. ૪ મુનિઓને ઉભા રહીને ભોજન કરવાની જરૂર નથી. ૫ પ્રાસુક ( પકાવેલું, સુકવેલું, ચૂર્ણ કરેલો પદાર્થ ) આહારની કૈદ નહીં જોઇએ. ૬ તે મુનિઓને માટે સાવદ્ય દોષ

અને ગૃહકટિપત દોષ નથી માનતો. ૭ તેણે લોકો પાસે ખેતી, વસતિ, વાણિજ્ય આદિ કરાવીને અને શીતલ જલને ઉપયોગમાં લાવી પ્રચુર પાપનો સંચય કર્યો.

એ બધા ભેદોનો ખુલાસો સારી રીતે ત્યારે થઇ શકે કે–જ્યારે આ મઘના આચાર્યોના બનાવેલા શ્રાવકાચાર અને યત્યાચારના ગ્રથો મલે. માલૂમ. નથી કે–હાલમા આ સઘના અનુયાયી છે કે નહીં?

## यापनीय संघ.

कल्लाणे वरणयरे सत्तसए पंच उत्तरे जादे ।
जाव णिय सडयभट्टो सिरिकलसादो हु सेवडदो ॥

કલ્યાણ નામના નગરમાં (જે આજકાલ નિઝામના રાજ્યમાં છે) વિક્રમ રાજાના મૃત્યુ પછી ૭૦૫ વર્ષે આ સઘની ઉત્પત્તિ થઇ.

શ્રીકલશ નામના કોઈ શ્વેતાંબરાચાર્યે આની સ્થાપના કરી. શાકટાયન વ્યાકરણના કર્તા, શ્રુતકેવલિ-

દેશીયાચાર્ય શાકટાયન અથવા પાલ્યકીર્તિ આ સઘના આચાર્ય હતા. આના સિદ્ધાન્તોમા મૂળસઘના સિદ્ધાતોથી શુ ભેદ છે? તેની સમજણ પડતી નથી. આમા પણ નદિસઘ નામની એકશાખા છે. આ સઘ પણ દક્ષિણ કર્ણાટકની તરફ રહે છે.

## काष्ठा संघ.

આદિ પુરાણુના કર્ત્તા જિનસેનના વિનયસેન નામે એક ગુરૂભાઈ હતા. આ વિનયસેનના કુમારસેન નામે એક શિષ્ય હતા નદિતટનામના નગરમાં સન્યાસ ધારણ કરીને સન્યાસથી ભ્રષ્ટ થવા પછી ફરી દીક્ષા લીધી નહી. અને પોતાનો નવો સઘ સ્થાપ્યો. આ સઘનું નામ કાષ્ઠાસઘ પ્રસિદ્ધ કર્યું. અને કુમારસેનના સમયમાં સઘળા વાગડ પ્રાતમા એનો પ્રચાર થઈ ગયો।

---

૧ રતનામની પ મે સાગવાડા વાસનાડા આદિના આસપાસનો પ્રાત

{ }

દેવસેનસૂરિએ કાષ્ઠા સંઘની ઉત્પત્તિ વિક્રમમૃત્યુ પછી ૭૫૩ વર્ષમાં બતાવી છે, અને આને પણ પાંચ જૈના ભાસોમાં ગણાવ્યા છે, તેઓએ તેના કેટલાક સિદ્ધાન્તો પણ બતાવ્યા છે. અને કુમારસેનને મિથ્યાત્વી ઉન્માર્ગના પ્રવર્ત્તક, રૌદ્ર, શ્રમણ સંઘ બાહ્ય આદિ અનેક ઉપાધિયો આપી છે.

કુમારસેને ૧ સ્રીયોને મુનિદીક્ષા દેવાનું વિધાન કર્યું. ૨ ક્ષુલ્લકોને વીરચર્યા (આતાપનયોગ)ની આજ્ઞા આપી. ૩ મયૂરપીચ્છની જગોએ મુનિઓને ગાયના પૂછની પીછી રાખવાનો આદેશ કર્યો. ૪ છઠ્ઠું ગુણ વ્રત (?) અર્થાત રાત્રિભોજન ત્યાગ નામનું એક છઠ્ઠ વ્રત નિરૂપણ કર્યું. અને એવી રીતે ૫ આગમ, શાસ્ત્ર, પુરાણ, પ્રાયશ્ચિત્ત આદિ અન્યથારૂપ બનાવી મિથ્યાત્વની પ્રવૃત્તિ કરી.

કાષ્ઠા સંઘના શ્રાવકાચાર અત્યાચાર દેખવાથી આ બાબતોનું વિશેષ સ્પષ્ટીકરણ થઇ શકે છે. આ સંઘોમા નંદિતટ, માથુર, વાગડ, અને લાડવાગડ એ

ચાર ભેદ અથવા ગચ્છ છે. માથુર ગચ્છને કોઇ કોઇ આથી જુદો બતાવે છે.

કાષ્ઠા સંઘની ઉત્પત્તિના સમયના સંબંધમાં કેટલાક લોકોનો આવો ખ્યાલ થઇ રહ્યો છે કે– તે વીરનિર્વાણ સંવત ૫૬૫ ની લગભગ લોહાચાર્યના દ્વારા સ્થાપિત થયો છે. એક મહાત્માએ તેની પુષ્ટિ સારૂ એક કથા બનાવી લીધી છે કે જે ઘણાઓને માટે વેદ વાક્ય બની ગઇ છે.

ઘણા આશ્ચર્યની વાતતો તે છે કે–પોતાને ઇતિહાસજ્ઞ માનવાવાલાઓ પણ કેટલાક સર્જન તેને સાચી સમજે છે. પરંતુ વાસ્તિક રીતે તે કપોલ કલ્પના સિવાય બીજું કાંઇ નથી. લોહાચાર્યના સમયમાં કાષ્ઠા સંઘનું થવું સર્વથા અસંભવિત છે તે આઠમી શતાબ્દીની પહેલાનો કોઇ રીતે થઇ ન શકે.

આ સમયમાં કાષ્ઠા સંઘના એક બે ભટ્ટારકો સંભળાય છે, પરંતુ સંપ્રદાયના **સિહાજથી** આનું મૂલ સંઘથી હવે કાંઇ જુદું અસ્તિત્વ નથી. અગ્રવાલ

નૃસિંહપુરા, મેવાડા આદિ એ ત્રણુ જાતિયો આ સંઘની અનુયાયિની સમજાય છે. પરંતુ હવે તે અવિભક્ત દિગંબર સંપ્રદાયમાં જ લીન થઇ ગઇ છે. ઘણી પ્રસન્નતાની વાત છે કે લોકો કાષ્ઠા સંઘ અને મૂલ સંઘના મતભેદને સર્વથા ભૂલી ગયા છે અને પરસ્પર હલી મલીને ધર્મનું પાલન કરે છે.

### માથુર સંઘ.

આનું બીજુ નામ નિ:પિચ્છિક પણ છે, કેમકે આ સંઘના મુનિ પિચ્છિ રાખતા નથી. કોઇ કોઇ આને કાષ્ઠાસંઘનો જ એક ભેદ બતાવે છે, પરંતુ પિચ્છિ ન રાખવાના કારણે આ તેનાથી જુદો માલૂમ પડે છે. કાષ્ઠાસંઘના સાધુ ગાયના પુછની પીચ્છી રાખે છે. દર્શનસારના લેખક કહે છે કે કાષ્ઠાસઘથી ૨૦૦ વર્ષ પછી મથુરામાં રામસેન નામના આચાર્યે આ સઘની સ્થાપના કરી. તેણે ! મમત્વ બુદ્ધિથી આ ઉપદેશ દીધો કે પોતે સ્થાપેલાં જીનબિંબને વંદના કરવી જોઇએ. બીજાના સ્થાપિતને નહીં અને આ

મારા ગુરૂ છે આ નહીં, એવું વિચાર કરી પોતાના ગુરૂનો સત્કાર કરવો જોઇએ. બીજાના ગુરૂનો નહીં.

ધર્મપરીક્ષા, સુભાષિત રત્નસંદોહ આદિ ઉત્તમોત્તમ ગ્રંથોના પ્રણેતા અમિતગતિસૂરિ આ માથુર સંઘના આચાર્ય છે, આનો એક શ્રાવકાચાર પણ છે. જેના પઠન પાઠનનો મૂલસંઘીયોમાં યથેષ્ટ પ્રચાર છે. તેઓના આ ગ્રંથોથી તો કોઇ વાત એવી માલૂમ નથી પડતી કે જેને લઇ આ સંઘ જૈનાભાસ મનાય, પરંતુ દેવસેનસૂરિના અભિપ્રાય પ્રમાણે આ નિહ્નવ અથવા મિથ્યાત્વીજ છે ?

પૂર્વકાલના સંઘોનો પરિચય દેવાયો. હવે અમે આધુનિક સમયના પણ કેટલાક સંઘોનું વર્ણન કરીને આ લેખને સમાપ્ત કરીશું.

**તારન પન્થ—**

આ પંથના યા સંઘના પ્રવર્ત્તક તારન સ્વામી નામના એક સાધુ થઇ ગયા છે. રિયાસત ટુંક ( રાજપુતાના ) ના સેમરખેડી નામના ગામમાં વિક્રમ સંવ-

ત ૧૫૦૫માં તેમનો જન્મ થયો હતો. અને ૧૫૭૨માં તેમનો સ્વર્ગવાસ થયો. આ પંથ દિગંબર સંપ્રદાયનો છે, પરંતુ આમાં પ્રતિમા પુજાનો નિષેધ છે કેવલ જૈન શાસ્ત્રોની પૂજા થાયછે. તારનસ્વામી નાના ૧૪ ગ્રંથો બનાવી ગયા છે. જે અદ્ભુત ભાષામાં છે. તેને ન હિંદી, ન સંસ્કૃત અને ન પ્રાકૃત કહી શકાય. બધાની ખીચડી છે અર્થાવબોધ પણ તેનાથી થઈ શકતો નથી. તેજ ગ્રંથોને તારનપંથી વિશેષે કરી પૂજે છે, પરંતુ અર્થ સમજવાની જરૂરત મમજતા નથી. વિદ્વાનો અને સાધુ સંપ્રદાયના અભાવથી આ પંથે કાંઈ ઉન્નતિ ન કરી આને માનવાવાળા મધ્ય પ્રદેશના સાગર, જબલપુર, દમોહ, હુશંગાબાદ, છિન્દવાડા. વગેરે જીલ્લાઓમાં, ગ્વાલિયર, ટોંક, અને ભોપાલ દેશમાં, બુંદેલખંડના કેટલાક ભાગમા અને ખાનદેશના કેટલાક સ્થાનોમા મળે છે. તેઓની મનુષ્ય સંખ્યા ૮-૯હજાર લગભગ છે. પરવાર, અસારી, ગોલાલારે, ચરનાગરે, અજુધ્યાવાસી અને દેદમખે પરવાર એ છ જાતિયોમાં

આ મતના ઉપાસકો છે. *

**તેરહપન્થ અને બીસપન્થ—**

જ્યારે દિગંબર સંપ્રદાયમાં ભટ્ટારકોના અત્યાચાર ઘણા વધી પડ્યા. એ લોકો પોતાને જૈનધર્મના ઇજારેદાર સમજવા લાગ્યા અને શ્રાવકોને મનમાન્યા માર્ગ ઉપર લઇ જવા લાગ્યા, ત્યારે આ પંથનો પ્રાદુર્ભાવ થયો. એણે ભટ્ટારકોના બોજાને પોતાના સ્કંધ ઉપરથી ઉતારી ફેંકી દીધો અને વિદ્વાન્ શ્રાવકોને ઉપદેશાદિનું કામ સોંપ્યું. કહેવાય છે કે વિક્રમ સંવત ૧૬૮૩ ની લગભગ આ પંથનો પ્રાદુર્ભાવ થયો હતો. માલુમ નથી પડતી કે આનું નામ તેરહપંથ કેમ પડ્યું ? તેની સાથે જુના ખ્યાલવાળા લોક જે ભટ્ટારકોના શિષ્ય હતા તે વીસપંથી કહેવાયા. ભટ્ટારકોની સેવા સિવાય ભગવાનનો પંચામૃત અભિષેક કરવો, પ્રતિમાના ચરણોમાં કેશર લગાવવું, સચિત્ત ફલ ફૂલ

* આ પંથના વિષયમાં વધારે જાણવા "જૈન હિતૈષી" ના આઠમા નવમાં વરસની ફાઇલ જોવી જોઇએ.

ચઢાવવાં, ક્ષેત્રપાલ, પદ્મમાવતીની પૂજા કરવી આદિ બીજી પણ કેટલીક બાબતોમાં તેરહપંથ વીસપંથમાં મતભેદ છે. વીસપંથથી આ કાર્યોનું કરવું આવશ્યક સમજે છે અને તેરાપંથી તેનો નિષેધ કરે છે. તેરહપંથે મોટાં કાર્યો કર્યાં છે. તેરહપંથી વિદ્વાનોએ સેંકડો ગ્રંથ સંસ્કૃત પ્રાકૃતમાંથી દેશભાષામાં અનુવાદિત કર્યા છે. જેથી શ્રાવક વર્ગમાં જૈન ધર્મનાં તત્ત્વોની ચર્ચા ઘણી વધી પડી એને ભટ્ટારકોની સંસ્થામાં એણે એટલી ધુન મચાવી કે થોડા સમયમાં તેનો નામ શેષજ થઇ ગયો છે. થોડા કાલ પહેલાં એ બને પંથોના લોકોમાં ઘણી મોટી શત્રુતા વધી પડી હતી. અને તેને લઈ ઘણી હાનિ થતી હતી, પરંતુ શિક્ષાના પ્રચારથી હવે તે પણ પ્રાયઃ નામ શેષ થઈ રહી છે.

કેટલાક કટ્ટા તેરાપંથી અને વીશપંથિયોએ દશ પાંચ ગ્રંથ પણ એવા બનાવી દીધા છે કે જેમાં પરસ્પર ગાલી ગુફાની વૃષ્ટિ કરી છે. પરંતુ પ્રસન્નતાની વાત છે કે-તે ગ્રંથોનો વિશેષ આદર નથી. ઘણાજ થોડા તે ગ્રંથોને વાંચી પ્રસન્નતાનો લાભ લે છે.

**ગુમાન પન્થ—**

સાભળીએ છીએ કે ' મોક્ષ માર્ગ પ્રકાશક ' ના કર્ત્તા પ. ટોડરમલજીના પુત્ર પ. ગુમાની રામજીએ આ પથની પ્રવૃત્તિ કરી. આ મતના અનુયાયી જયપુર, દિલ્લી આદિમા કેટલાક લોકો છે એના મદિરો મા રાત્રિએ દિવો બાલવામા નથી આવતો અને અભિષેકાદિની બિલકુલ મનાઈ છે. અને બધી વાતે તેરહ પથીઓનીજ જેમ માનવામા આવે છે પ. ટોડરમલજી વિ સ ૧૮૧૮ ની લગભગ થયા છે

પથોનુ બનવુ હજી પણ બધ નથી પહેલાની માફક હાલ પણ તેની રચના થયા કરે છે. આજ કાલ તેને દલ કહે છે આ નવા જુગમા દિગબરીઓમા સઘળાથી પહેલા બે દલ ઉભા થયાં ૧ છાપા વાલા અને ૨ છાપાના નિષેધક. પહેલુ દલ જૈનગ્રથોને છપાવવા ઊભુ થયુ. અને બીજુ એના પ્રચારને રોકવા લગભગ વીશ ( ૨૦ ) વર્ષ સુધી એ બનેમા ખણ્ખડન, મડન, ગાલી, ગુપ્તા, વિગેરે થયુ. પરતુ અતમાં છાપાવાલાનો વિજય થયો અને હવે આને ગણ્ય

ગાંઠ્યા અણુ સમજદાર લોકોના સિવાય સઘળા છાપાના અનુયાયી થઇ ગયા છે. આના પછી એ બીજાં દલ કાર્ય ક્ષેત્રમાં અવતીર્ણ થયાં છે –૧ પડિત દલ અને ૨ બાબૂ દલ તેમાંથી એકને જુના ખ્યાલોવાળું દલ અને એકને નવા ખ્યાલોવાળુ દલ કહી શકાય.

આ સમયમાં બને દલ એક બીજા ઉપર વિજય પ્રાપ્ત કરવા સારૂ પ્રયત્ન કરે છે. તે હવે ભવિષ્યના ખોળામાં છે કે – જયમાલ કોણુ દળના ગળામાં પડશે. આ લેખ એ બનેના યુદ્ધના સમયે લખાયો."

**નાથૂરામ પ્રેમી દિગંબરી**—આ લેખ નાથૂરામ પ્રેમીએ હીંદી ભાષામાં જૈન શ્વેતાંબર કોન્ફરન્સ હેરલ્ડમાં આપેલો હતો, તેનો ગુજરાતીમાં તરજુમો કરી અહીં આપેલ છે.

જૈન શ્વેતાંબર ગ્રન્થોના ઇતિહાસથી અવલોકતાં વીર સંવત્ ૬૦૯ માં છસેં નવમાં શ્વેતાંબરમાથી દિગંબરમત નીકળ્યો એમ જણાય છે. પ્રાચીન શ્વેતાંબર અને અર્વાચીન દિગંબર નામના પુસ્તકમાં આ સંબંધીનો વિશેષ ખુલાસો કરવામાં આવ્યો છે.

---

# મહાસંઘપ્રગતિ મંત્ર.

## પ્રકરણ ૧

વર્તમાન કાલના જૈનાચાર્યો વર્તમાન કાલની જૈન કોમનો ઉદય સારી રીતે કરી શકે. પૂર્વાચાર્યોના સર્વ વિચારો માનનીય છે, પરંતુ વર્તમાન કાલમાં જે જે ઉન્નતિના વિચારોના સુધારાઓ કરવાની જરૂર છે તેથી તે સુધારાઓને વર્તમાન કાલના ગીતાર્થ સાધુઓ કરી શકે. ભૂતકાળના આચાર્ય ઉપાધ્યાયોના ગુણો ગાવામાં આવે અને વર્તમાન કાલીન આચાર્યોની આજ્ઞા ન માનવામાં આવે તો વર્તમાનકાળમાં જૈન કોમની ઉદય થઇ શકે નહિ અને જૈન કોમની અધોગતિ થઇ શકે. હિન્દુસ્તાનના શહેનશાહની વર્તમાનકાળમાં આજ્ઞા માનવામાં ન આવે અને ભૂતકાળમાં થઇ ગયેલા શહેનશાહોને ઉત્તમ માની બેસી રહેવામાં આવે તો છેવટે પરિણામ એ આવે કે રાજ્યવ્યવસ્થા સત્તાનો

નાશ થઇ જાય. ભૂતકાલના જૈનાચાર્યોના ઉપદેશને માન્ય કરવો જોઇએ પરંતુ વર્તમાન જૈનાચાર્યોની આજ્ઞાઓ.પાળવામાં આવે તો જૈન કોમની પ્રગતિ થાય. વર્તમાન કાલે ગીતાર્થ જૈનાચાર્યો જૈન શાસનની ઉન્નતિ માટે જે જે આજ્ઞાઓ ફરમાવે તે શ્રીમહાવીરની અને પૂર્વાચાર્યોની આજ્ઞાઓજ છે એ પ્રમાણે માન્ય કરીને આજ્ઞાઓને અમલમાં મૂકી શ્રી જૈન કોમની પ્રગતિ કરવી જોઇએ. શ્રીમહાવીરપ્રભુના શાસનની ઉન્નતિ કરવી અને જૈન કોમની વૃદ્ધિ કરવી એવી જૈનાચાર્યોની જે જે આજ્ઞાઓ બહાર પડે તેને જૈનકોમે અમલમાં મૂકવા પ્રયત્ન કરવો જોઇએ. પ્રગતિના કાયદાઓ જેમ પ્રત્યેક દેશમાં દેશકાલાનુસાર ફેરફારને પામે છે, નવા કાયદાઓને બદલી તેને ઠેકાણે નવા કાયદાઓ રચવા પડે છે, તદ્વત્ જૈન કોમની ઉન્નતિના પૂર્વે જે જે કાયદાઓ રચવામાં આવ્યા હોય તેને ઠેકાણે વર્તમાન કાળને અનુસરી જૈન કોમની પ્રગતિના ઉપાયો રૂપ કાયદાઓને જૈનાચાર્યો રચી શકે છે તેને શ્રીવીર-

પ્રભુની આજ્ઞાજ માની વર્તમાનકાલીન જૈનાચાર્યોના પ્રગતિના ઉપાયોને આચારમાં મૂકવા જૈન કોમે કટિબદ્ધ થવુ જોઇએ. શ્રીવીરપ્રભુ હવે તેમના શાસનની પ્રગતિ માટે સિદ્ધસ્થાનમાંથી પાછા આવવાના નથી. તેમની આજ્ઞાઓને અમલમાં મૂકનાર અને જૈનોની પ્રગતિ કરનાર વર્તમાનકાલીન જૈનાચાર્યો છે. વર્તમાન જૈનાચાર્યોસંબંધી એટલો વિચાર કરવો જોઇએ કે તેઓ વર્તમાનકાલને અનુસરી જૈન કોમની વાસ્તવિક પ્રગતિ થાય એવા કાયદાઓ-ઉપાયો ફરમાવનારા જોઇએ. જૈનકોમને પશ્ચાત્ પાડે એવા કાયદાઓ ફરમાવનારા ન હોવા જોઇએ. વર્તમાનકાલના આચાર્ય તે શ્રીવીરપ્રભુની પાટે છે માટે તેમની આજ્ઞાને વીરપ્રભુની આજ્ઞાવત્ માન આપીને અમલમાં મુકવી જોઇએ. વર્તમાનકાલના આચાર્યોએ પૂર્વાચાર્યોના વિચારોની રક્ષા કરીને વર્તમાનકાલમાં સ્થાપકશૈલીએ પ્રાયઃ પ્રગતિ કરવી જોઇએ.

ધર્મવ્યવહારનયને પ્રગતિની દૃષ્ટિએ વર્તમાન-

કાલને અનુસરી માન આપીને વર્તમાનકાલીન ગીતાર્થ જૈનાચાર્યોની આજ્ઞા પ્રમાણે જૈનોએ વર્તવું જોઇએ. જૈન કોમની વ્યાવહારિક તથા ધાર્મિકોન્નતિનો વિચાર કરવાનો હોય ત્યારે વ્યવહારનયને માન આપી ઉન્નતિના ઉપાયોને આદરવા અને વર્તમાનકાલીન જૈનાચાર્યોને અનુસરી વર્તવું એજ જૈન કોમની ઉન્નતિનું પ્રથમ લક્ષણ છે, ધર્મની સત્તાના પ્રવર્તક જૈનાચાર્યો છે અને તેથી જૈનધર્મ પ્રગતિકારક વિચારક સુધારક જૈનાચાર્યોને બહુ માન આપતાં અને તેમની આજ્ઞાનો અમલ કરતાં સમગ્ર જૈન કોમના શ્રેયમાં ભાગ આપી શકાય છે એમ પ્રત્યેક જૈને સમજવું જોઈએ. ગચ્છ એ સંઘનો પેયભાગ છે અને તેથી વીર પરંપર સંરક્ષક ગચ્છાધિપતિ જૈનાચાર્યો કે જેઓના હૃદયમાં ધર્મની પ્રગતિ કરવાની તીવ્ર ઉત્કંઠા છે તેઓને માન આપીને તેઓના તાબે રહેવાથી જૈન કોમની ઉન્નતિ કરી શકાય છે. બંધારણ-નિયમોની સુવ્યવસ્થા જે કોમમાં-જ્ઞાતિમાં-સમાજમાં હોય છે તે કોમનો તે

જ્ઞાતિનો અને તે સમાજનો ઉદય થાય છે જૈન ધર્મનું બંધારણ સુવ્યવસ્થિત સંરક્ષવા વર્તમાન કાલીન જૈનાચાર્યોની આજ્ઞા ઉઠાવવી જોઇએ. ગમે તે જૈનાચાર્યની આજ્ઞા વિના સ્વચ્છંદ પણે સાધુઓ. સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ વર્તે તો ધર્મની સત્તાના બંધારણો શિથિલ થઇ જાય અને તેનું પરિણામ એ આવે કે ધર્મની સત્તાવ્યવસ્થાનો નાશ થાય. પ્રજાસત્તાક રાજ્યોમાં પણ કાયદાઓ ઘડવા પડે છે અને તેનો એક પ્રેસીડેન્ટ કરવો પડે છે. આ ઉપરથી શિખામણ એ લેવાની છે કે વ્યાવહારિક રાજકીય બાબતોમા પણ જ્યારે પ્રજાસત્તાક અને રાજાસત્તાક રાજ્યો વગેરેમાં પ્રેસીડેન્ટ અને રાજાને નીમવો પડે છે અને તેના કાયદાને માન આપવુ પડે છે, તો ધાર્મિક સંઘવ્યવસ્થાની સુરક્ષા માટે જૈનાચાર્ય કે જે શ્રીવીરપ્રભુના શાસનના સંરક્ષક છે તેઓનાતાબે જો જૈનકોમ ન રહે અને તેઓના જૈન કોમ પ્રગતિકારક વિચારોના હુકમનેન માને તો ખરે

ખર તેઓને ધર્મસત્તા વ્યવસ્થા બંધારણોનો નાશ થાય તેનુ પાપ ભોગવવું પડે અને તેઓ શ્રીવીરપ્રભુના શાસનની આશાતના તથા નાશ કરતાઓ ગણી શકાય. શ્રીવીરપ્રભુના શાસન સંરક્ષક જૈનાચાર્યોની જે આશાતના કરે છે. તે શ્રીવીરપ્રભુની આશાતના કરે છે, એમ ધર્મસંરક્ષક દૃષ્ટિથી દીર્ઘ વિચાર કરતાં ગુરૂગમથી સમજાયા વિના નહીં રહે જે જૈનાચાર્યો દ્રવ્ય-ક્ષેત્ર-કાલ અને ભાવને અનુસરી વર્તમાન કાળમાં કંચન કામિનીથી દૂર રહી વીતરાગના શાસનનો ઉપદેશ આપે છે-ગામોગામ વિહાર કરે છે તેઓની આજ્ઞાનો લોપ થાય એવુ વિચારતાં અને બોલતાં જૈનશાસનની ગંભીર આશાતના કરવાનુ પાપ લાગે છે જૈનાચાર્યોથી અદ્યપર્યન્ત જૈનધર્મ વર્તી રહ્યો છે. રાજાઓને પ્રતિબોધ આપીને તથા જૈનેતર વિદ્વાનોની સાથે ધર્મવાદથી બાથ ભીડીને અને જૈન મન્દિર-જ્ઞાન ભંડારોનુ રક્ષણ કરનારા જૈનાચાર્યો છે. હાલ પણ જૈનાચાર્યની આજ્ઞા પ્રમાણે જૈનો વર્તે તો ખરે

ખર તેઓની વસતિમાં વધારો થાય અને જૈન કોમ પોતાના ધર્મનો પ્રચાર કરવામાં આગળ વધી શકે. ગૃહસ્થ જૈનો તો ગમે તેવા ધનપતિ હોય તો પણ તે જૈનાચાર્યોના સેવકો છે, અને જૈનાચાર્યો તેઓના સ્વામી છે, એવો નિયમ જાણીને ગૃહસ્થ જૈનોએ જૈનાચાર્યોની શ્રદ્ધા-ભક્તિથી ધર્મની આજ્ઞા જે બતાવે તે અમલમાં મૂકવી જોઇએ. ખ્રીસ્તિ-મુસલમાન વગેરે પ્રચલિત ધર્મોમા એક મહાન્ ધર્માચાર્ય છે અને તેની આજ્ઞામાં ધર્મની બાબતમાં તે તે ધર્મના સેવકો પ્રવર્તે છે, અને તેથી તેઓ પોતાના ધર્મની ઉન્નતિ કરવા સમર્થ થાય છે. જૈન કોમે ઉપકારજ્ઞ દૃષ્ટિથી તથા જૈનશાસન સંરક્ષાવર્દ્ધક દૃષ્ટિથી જૈનાચાર્યોની આજ્ઞા ઉઠાવીને ધર્મની પ્રચારપ્રગતિ કરવા તન મન ધનનો ભોગ આપવા તૈયાર થવુ જોઇએ. વર્તમાન કાલમા વર્તમાનકાલીન જૈનાચાર્યો જે જે આગમોથી અવિરોધપણે પ્રગતિની આજ્ઞાઓ ફરમાવે તે પ્રમાણે જૈન કોમ વર્તે તોજ જૈનકોમનો અને જૈન ધર્મની જાહોજલાલી વધારી શકાય.

સ્વ સ્વ ગચ્છના વર્તમાનકાલીન આચાર્યોની આજ્ઞામાં સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ જો વર્તે છે તો આચાર્યોથી શાસનોન્નતિ કરી શકાય છે, પરંપરા વ્યવહારે આચાર્યની આજ્ઞાને અને ધર્મસમાજ બંધારણ કાયદાઓને માન આપીને વર્તમાનકાલીન સાધુઓ જો વર્તે તો તેઓ આત્મભોગ વડે સ્વોન્નતિ તેમજ વિશ્વોન્નતિ અને સંઘોન્નતિમાં ભાગ આપનારા બની શકે. જૈનાચાર્યોએ જૈનોના મન આકર્ષવા માટે આત્મભોગ આપીને જૈન ધર્મોન્નતિનાં કાર્યો કરવા જોઈએ અને વર્તમાનકાલમાં જેમ બને તેમ પરસ્પર સંપીને જૈનધર્મોન્નતિના કાર્યો હસ્તમાં ધરવા જોઇએ. જૈનોની ધર્મસત્તાના ઉપરિ આચાર્યો છે. જૈન સાધુઓએ શ્રી મહાવીર પ્રભુના ધર્મનો ફેલાવો કરવા માટે ગચ્છના બંધારણોમા સુધારો વધારો કરી જૈનાચાર્યની આજ્ઞાનુસાર જૈનધર્મની પ્રગતિના કાર્યોને આચારમાં મૂકવા જોઈએ. સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ જો સ્વચ્છંદતાને

ધારણ કરી વર્તમાન જૈનાચાર્યની આજ્ઞાને નહીં માને તો ભવિષ્યમાં જૈનોની અવનતિ થશે તેના ભાગીદારો તેઓ બનશે. વર્તમાન કાળમાં જે જે કાર્યો કરવામાં આવે છે, તેની ભવિષ્યના મનુષ્યો પર અસર થાય છે. શ્રી સત્યવિજયજી પન્યાસને પણ શ્રી-વિજયપ્રભસૂરિની આજ્ઞાનો સ્વીકાર કરવો પડયો હતો. કોઇપણ સંઘાડાનો ઉપરી વા પ્રેસીડેન્ટ વા આચાર્ય હોવો જોઇએ. સંઘાડા-ગચ્છના સાધુઓ અને સાધ્વીઓ જ્યારે પોતાનો ઉપરી એક આચાર્ય નીમી તેમની આજ્ઞામાં વર્તે છે ત્યારે તેઓનું વિરીતપણું સિદ્ધ થાય છે. અને તેથી તેઓની છાપ ગૃહસ્થ જૈનો-પર પડે છે અને તેથી તેઓ ધર્મના માર્ગો જગત્માં જીવતા રહે છે. ગચ્છમાં રહેતા અને ગચ્છના ઉપરી આચાર્યની આજ્ઞામાં રહેતાં અધ્યાત્મજ્ઞાનનો નાશ થતો નથી તેમજ ઉલટુ તેથી અધ્યાત્મજ્ઞાનના પુસ્તકો વગેરેની રક્ષા થાય છે માટે અધ્યાત્મજ્ઞાનીઓએ ગીતાર્થ જૈનાચાર્યોની આજ્ઞામાં વર્તીને અને તેઓને ધર્મની

પ્રગતિમાં આગેવાન કરીને ધર્મની ઉન્નતિ કરવી જોઇએ ગચ્છાચાર પયન્નાની ટીકામાં સાધુઓ અને સાધ્વીઓના આચારો અને ગુણો બતાવ્યા છે તથા બૃહત્કલ્પની ટીકા વગેરેમાં સાધુઓ અને સાધ્વીઓનું અપવાદ ચારિત્ર દર્શાવ્યું છે તે આચાર્યની નિશ્રાએ રહેતાં ઘટી શકે અને તેથી જૈન શાસનની ગંભીરતા જળવાઇ રહે; અન્યથા સ્વચ્છંદે વર્તતાં જૈન સાધુઓ અને સાધ્વીઓ પરથી શ્રદ્ધા ઉઠે એવા પ્રસંગો બને અને તેથી જૈન શાસનની અવનતિ થાય. અતએવ સંઘાડા-ગચ્છના ઉપરી ઉદાર હૃદયવાળા ગંભીર ગીતાર્થ આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તવું એજ જૈન ધર્મોન્નતિ અને આત્મોન્નતિ માટે જૈનોનુ ખાસ કર્તવ્ય છે.

જૈન કોમરૂપ શરીરમાં જૈનાચાર્યો એ શીર્ષ-સમ છે. સર્વ અંગમાં શીર્ષની મહત્તા છે. ઉપાધ્યાયો મુખના સમાન છે, પ્રવર્તકો હૃદયના સમાન છે અને સાધુઓ હસ્ત સમાન છે. શ્રાવકો અને શ્રાવિકાઓ

ઉદર તથા પગ સમાન છે. સાધ્વીઓનો સાધુપદમાં સમાવેશ થાય છે. જૈન કોમરૂપ આખા શરીરના અંગોએ અને ઉપાંગોએ સર્વનું અને તેના જીવનના સાધનો વગેરે સર્વની રક્ષણ કરવાની જરૂર છે. આ પ્રમાણે જ્યારે જૈન કોમરૂપ આખા શરીરના સર્વાંગોપાંગોની રક્ષણતાની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે, ત્યારે શીર્ષસમ જૈનાચાર્યોની આવશ્યકતા સ્વીકારવામાં આવે તો એમાં તો કંઇ આશ્ચર્ય છે જ નહીં. જૈન ધર્મરૂપ શરીર વા જૈન કોમરૂપ શરીરના પ્રાણ સમાન તો જૈન તત્ત્વો છે અને શ્વાસોચ્છ્વાસ સમાન જૈન શાસ્ત્રો છે. સપ્તધાતુના સમાન સાત ક્ષેત્રોનું પોષણ તથા સુવ્યવસ્થા છે. જૈન ધર્મ વા જૈન કોમરૂપ શરીરનું રક્ષણ કરવાના તથા તેના પોષવાના વિચારો ખરેખર શીર્ષથી થઇ શકે છે. મગજના વિચાર પ્રમાણે જો જૈન કોમરૂપ શરીરના સર્વાંગોપાંગો પ્રવૃત્તિ ન કરે તો તેઓનો નાશ થાય અને તેઓની સાથે મગજનો પણ નાશ થાય એમ અનુભવપૂર્વક

કથવામાં આવે છે. જૈન કોમરૂપ શરીરના મગજરૂપ જૈનાચાર્યોની આજ્ઞારૂપ વિચાર પ્રમાણે પ્રત્યેક શરીરાંગ પ્રવૃત્તિ ન કરે અને સ્વચ્છંદ પ્રમાણે વર્તે તો ક્ષણમાત્રમાં જૈન કોમેરૂપ શરીરીના અંગોપાંગોની અવ્યવસ્થા થઈ જાય અને શરીરમાં રહેલા પૂજ્ય ચેતનરૂપ મહાવીરપ્રભુના શાસનનો ઉચ્છેદ થઇ જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય એમ ખાસ અનુભવદૃષ્ટિથી વિચાર કરવાની જરૂર છે. ગમે તે રીતે દેશકાલાનુસાર જૈન ધર્મ વા જૈન કોમરૂપ શરીરીના શીર્ષસમાન જૈનાચાર્યોની પયોગિતા સ્વીકારીને તેઓને શીર્ષસમાન માની તેઓના સદ્વિચારો પ્રમાણે અંગોએ અને પ્રત્યંગોએ પ્રવૃત્તિ કરવી જોઇએ. એમ અંગોએ અને ઉપાંગોએ પ્રવૃત્તિ કરવાથી પરિણામે ફૂળ એ આવશે કે સર્વ અંગો અને ઉપાંગોની સુવ્યવસ્થાપૂર્વક તેઓનો જીવનવ્યવહાર પ્રવર્તશે, અને તેથી જૈન કોમરૂપ શરીરમાં રહેલા શરીરીરૂપભૂત જૈન શાસનની પુષ્ટિ થશે અને તેથી પરસ્પર ધર્મવ્યવહારની પુષ્ટિથી જૈન જગતની

પ્રગતિ પ્રતિદિન થયા કરશે. परस्परोपग्रहो जीवानाम् એ સૂત્રને જૈન કોમના અંગોએ અને ઉપાંગોએ સ્મરવું જોઇએ; વિશ્વમાં પ્રજાસત્તાક રાજ્યોમાં અને રાજ્યસત્તાક રાજ્યોમાં પાર્લામેન્ટ-પ્રેસીડેન્ટ અને રાજાઓની મગજની પેઠે ઉપયોગિતા, પૂજ્યતા અને તેઓની આજ્ઞાની માન્યતા સ્વીકારીને બાકીના અંગો પરસ્પર એકબીજાને સાહાય્ય આપીને વર્તે છે તો તેઓ વિશ્વમાં જીવી શકે છે. તે પ્રમાણે જૈન કોમ પણ મગજસમાન આચાર્યોના સદ્વિચારોના તાબે થઇ વર્તશે તો અંગો, ઉપાંગો અને આત્મારૂપ જૈન શાસનનું જીવિત્વ રાખી શકશે.

વિદ્યમાન આચાર્યો—જૈન કોમનું રક્ષણ થાય એવા સદુપાયોની યોજનાઓ અને તેને આચારમાં મૂકવાના ઉપાયોને દર્શાવી શકે છે એટલું જ નહિ પણ દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવથી જૈન ધર્મ અને જૈન કોમની સંરક્ષા તથા પ્રભાવના કરી શકે છે. શ્રીમહાવીર પ્રભુના પટ્ટપર બેસનાર આચાર્યોના શીર્ષપર જૈન

ધર્મ તથા જૈન ધર્મના સાહિત્યની રક્ષા તથા તેની વૃદ્ધિની ફરજ આવી પડે છે અને તે પ્રમાણે ફરજ અદા કરવા તેઓ પ્રયત્ન કરે છે. જૈન ધર્મરૂપ શરીરના અંગો -ઉપાંગોની અવ્યવસ્થાથી જૈન ધર્મરૂપ શરીરના શીર્ષરૂપ જૈનાચાર્યો પરિપૂર્ણ જૈન શાસનની સેવા ન બજાવી શકે તો તેમાં તેમના એક અંગનો દોષ ગણાય નહીં પણ તે સર્વાંગોપાંગોના શીર્ષપર દોષ આવી શકે, એમ અનુભવ દૃષ્ટિથી વિચારતાં હૃદયમાં ખરેખર સમજાશે. ધર્મસાહિત્ય રક્ષક દ્રષ્ટિએ જૈનાચાર્યોને સ્વશીર્ષે પડેલી ફરજ બજાવવી પડે અને અન્ય ધર્માંગોપાંગોની સુવ્યવસ્થા માટે સુધારણા કરતાં કોઈ અંગને તે રૂચિકર ન થઇ પડે તેથી તે અંગે સ્વચ્છંદ ધારીને અન્ય ધર્માંગોપાંગો અને શીર્ષરૂપ જૈનાચાર્યોની આજ્ઞાથી ભ્રષ્ટ ન થવું જોઈએ. આચાર્યોની દૃષ્ટિમાં જે જે આશયો સમાયેલા હોય છે, તેઓને અવબોધવાને અન્યાંગો પરિપૂર્ણ શકિતમાન ન થાય તેથી તેઓએ આચાર્યોની આજ્ઞાના આશયોને ધિક્કારવા ન જોઈએ, પરંતુ

તે આશયોને અવબોધવા ગુરૂગમ પૂર્વક પ્રયત્નશીલ બનવુ જોઇએ. જૈનાચાર્યોને વિશ્વમાં જૈનધર્મ પ્રવર્તાવવાને અનેક દૃષ્ટિઓથી કાર્ય કરવુ પડે છે તેથી એક એક દૃષ્ટિ પ્રમાણે પ્રવર્તનાર ભિન્ન ભિન્ન અગે અને ઉપાગે આચાર્યોની આજ્ઞાઓમા વિશ્વાસ ધારણ કરીને તેઓને ઉદ્દેશપૂર્વક સમજવા પ્રયત્ન કરવો જોઇએ જૈન ધર્મના એક એક અગ તથા ઉપાંગને પુષ્ટિ આપવાની વ્યવસ્થા તથા તેમા કોઇ જાતને હાનિકારક સડો પેઠો હોય તો તેનો નાશ કરવાની સુયુક્તિપૂર્વક વ્યવસ્થાના ઉપાયોને આચાર્યોએ જણાવવા પડે છે અને તે પ્રમાણે સર્વાગોપાગોને વ્યવસ્થાપૂર્વક પ્રવર્તાવવા પડે છે અને તેની સાથે સ્વરક્ષાપુષ્ટિ અને સ્વાસ્તિત્વ બીજોને પ્રગટ કરવાં પડે છે. તત્સંબંધી ઉંડા વિચાર કરવામા જેમ જેમ આવે છે, તેમ તેમ આચાર્યોની અસ્તિતાની મહત્તા તથા તેઓની વિદ્યમાનતાની જરૂર એટલી બધી જણાય છે કે તત્સબધી કાર્યોને તથા વિચારોને ત્વરિત અમલમા મૂકવા પડે

છે. રાજ્યમાં જેટલી નૃપતિની આજ્ઞાની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે, તેટલી ધર્મરાજ્યમાં જૈનાચાર્યની આવશ્યકતા સ્વીકારવામાં આવે છે. રાજ્યના ઉપરી રાજાને રાજ્યમાં નીમ્યા વિના ચાલતું નથી, તેમ ધર્મરાજ્યમાં પણ ધર્માચાર્ય વિના ક્ષણમાત્ર ચાલી શકતું નથી. રાજ્યમાં એક રાજાના મૃત્યુ બાદ તુર્ત અન્ય રાજા નીમવો પડે છે તેમ જૈન ધર્મ જગત્માં પણ એક આચાર્યના મૃત્યુબાદ અન્યાચાર્યને સ્થાપન કર્યા વીના ચાલી શકતું નથી. સેનાપતિની આજ્ઞાથી જેમ સૈન્ય પ્રવૃત્તિ કરે છે, તેમ ધર્મ રાજ્યમાં ધર્માચાર્યની આજ્ઞાથી જૈનો જો પ્રવૃત્તિ કરે છે તો તેઓ સુવ્યવસ્થાથી જૈનધર્મરાજ્યની રક્ષા કરી શકે છે અન્યથા જૈનાચાર્યોની આજ્ઞા વિના ધર્મના સર્વાંગોમાં અવ્યવસ્થાથી તેઓની હાનિ થાય છે તેમજ તે તે સ્વાસ્તિત્વનું સંરક્ષણ પુષ્ટિ કરવા સમર્થ થતા નથી. અતએવ જૈનાચાર્યની આજ્ઞા પ્રમાણે સાધુઓએ સાધ્વીઓએ શ્રાવકોએ તથા શ્રાવિકાઓએ વર્તવું જોઇએ.

પાશ્ચાત્ય વિદ્વાનો પ્રત્યેક કાર્યની યોજનાઓની વ્યવસ્થા કરવા માટે પ્રથમ લક્ષ્ય દે છે. જૈનોમાં પૂર્વે વ્યવસ્થા સ્થિતિ હતી. સાંપ્રત જૈનો પ્રથમ કાર્યની યોજનાઓતરફ લક્ષ્ય દીધા વિના પ્રાયઃ સંપ્રતિ કાર્યની પ્રવૃત્તિ કરે છે. તદ્વત્ જૈનધર્મમાં પ્રથમ જૈનધર્મ સંરક્ષક યોજનાઓ, સપ્ત ક્ષેત્રપોષકરક્ષક યોજનાઓ, સંઘરક્ષક યોજનાઓ, ધર્મની વ્યાવહારિક જીવન યોજનાઓ, ગૃહસ્થ અને સાધુ ધર્મના આચાર–વિચારની યોજનાઓ, ધર્મસંરક્ષક પ્રવર્તક સાહિત્ય યોજનાઓ, જૈન કોમના જીવનસૂત્રોની યોજનાઓ, જૈનાગમોના ફેલાવાની યોજનાઓ, વર્તમાન જૈન કોમની વ્યાવહારિક તથા ધાર્મિક જીવનની યોજનાઓ અને તેના ઉદ્દેશો અને તેનો ફેલાવો કરવાને વર્તમાન જૈનસંઘના અધિપતિ જૈનાચાર્યોની ઉન્નતિ પર આધાર છે એમ અનુભવદૃષ્ટિએ અનુભવવાની જરૂર છે. આચાર્યોની ફર્જની યોજનાઓ તથા તેના ઉદ્દેશો અવબોધીને જૈન, સંઘે આચાર્યની આજ્ઞાઓને આચારમાં મૂકી અગો

અને ઉપાંગોએ પોતપોતાની ફર્જ અદા કરવી જોઈએ. જૈનકોમના પ્રત્યેક અંગે પરસ્પર એકબીજાની ઉપયોગિતા–મહત્ત્વા સમજીને પોતાનું શ્રેષ્ઠાંગ આચાર્યઅંગ કે જેની મહત્તા ઉપયોગિતા અને તેની સહાય વિના જીવી શકાય નહિ તેની આજ્ઞા પ્રમાણે પ્રવર્તવા ખાસ પ્રવૃત્તિ કરવી જોઇએ. જેનું મગજ બગડી ગયું હોય છે, તે ગાંડો ગણાય છે અને તે વિશ્વમાં ઉપયોગી ગણાતો નથી. તદ્વત્ જૈનકોમરૂપ શરીરનું આચાર્યરૂપ શીર્ષ બગડતાં જૈનકોમરૂપ શરીરની કિંમત અને ઉપયોગિતા ગણાતી નથી અતએવ જૈન કોમરૂપ સર્વાંગોપાંગોએ શીર્ષભૂત સૂરિઓની ઉપયોગિતા અને તેઓની આજ્ઞા સ્વીકારી પોતપોતાનું કાર્ય કરવું જોઇએ આગગાડીનો પ્રવર્તક પણ એક હોય છે તેમ ધર્મની બાબતમાં જૈન કોમનો પ્રવર્તક આચાર્ય હોય છે. અંજીન વિનાની આગગાડી જેમ એક ડગલું પણ પ્રગતિ કરવા શક્તિમાન્ થતી નથી, તદ્વત્ આચાર્ય–ઉપાધ્યાય અને સાધુઓ વિના ધર્મની બાબતમાં જૈન

સંઘ એક ડગલું પણ આગળ પ્રગતિ કરવા શક્તિમાન્ થતો નથી.

સંઘાડા, ગચ્છ અને સંઘમાં આચાર્યોની ઉન્નતિ પર જૈન કોમની ઉન્નતિનો આધાર રહેલો છે. એક આચાર્યની આજ્ઞાને તાબે એક લાખ જૈનો માનો કે હોય અને સો બસો સાધુઓ અને સાધ્વીઓ હોય અને તે પોતાના તાબે રહેલાની ઉન્નતિ કરવા એક જૈન ગુરૂકુલ સ્થપાવવા તે એક એક જૈનને દશ દશ વા પાંચ પાંચ રૂપૈયા આપવા આજ્ઞા કરે તો દશ વર્ષમાં કરોડ-અર્ધકરોડ રૂપૈયામાં જૈન ગુરૂકુલ જેવી મોટી સંસ્થા સ્થપાવી શકે અને તેથી પ્રત્યેક બાબતની પ્રગતિમાં યોજનાઓ બંધારણોપૂર્વક સુવ્યવસ્થા કરાવી જૈન કોમની ધાર્મિક તથા વ્યાવહારિક ઉન્નતિ કરી શકે. આ પ્રમાણે ઉત્તમ આચાર્યની આજ્ઞાથી સાધુઓ અને સાધ્વીઓને જ્ઞાન વગેરેની પ્રાપ્તિમાં તથા ગામોગામ વિચરવા તથા ગામોગામ ઉપદેશ આપવાની યોજનાઓ ઘડીને જૈનાચાર્ય દેશકાલાનુસાર જૈનોની ઉન્નતિ કરી શકે.

આચાર્યો ધર્મ કોમના બાહ્ય આભ્યંતરિક જીવનસૂત્રો પૈકી દેશકાલાનુસાર કયા કયા જીવનસૂત્રો વિદ્યમાન છે અને કયા ઉત્પન્ન કરવાં જોઇએ તેને યથાયોગ્ય સંરક્ષક દૃષ્ટિએ વિધિમાર્ગે ઉત્સર્ગ માર્ગ અને અપવાદમાર્ગથી જણાવી જૈન કોમની ઉન્નતિ થાય એવી સ્વયોગ્ય સેવામાં પ્રવૃત્ત થાય છે. આચાર્યો આચાર્યપદ ગ્રહીને જૈન ધર્મની સંરક્ષક દૃષ્ટિએ સેવા કરે છે, ભિન્ન ભિન્ન ગચ્છના આચાર્યોએ અને તેમના સાધુઓએ તથા શ્રાવકોએ સામાન્ય વિચારાચાર મતભેદે એકબીજાનું ખંડન થાય એવી શૈલીએ વર્તમાનમાં ઉપદેશ પ્રવૃત્તિથી નિવૃત્ત થઇને પરસ્પર ગચ્છના આચાર્યોએ પરસ્પર મળતી બાબતોનું સંમેલન કરી પ્રતિપાદક તથા સુધારક શૈલીએ ઉપદેશ દેવો અને સંકુચિત વર્તુલના સ્થાને પોતાની આંખ આગળ જૈન ધર્મનું અનંત વર્તુલ ધરી સામાન્ય મતભેદોને પોતાના ઉદરમાં સાપેક્ષદૃષ્ટિએ સમાવી દઇને જૈન ધર્મનું વ્યાવહારિકદૃષ્ટિએ મહા વર્તુલ થતું જાય અને

તેનું યથાર્થ સ્વરૂપ ભકતોના સમજવામાં આવે એવી રીતે ઉપદેશ પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થવું જોઇએ.

સ્યાદ્વાદશૈલીનું અનંત વર્તુલ પોતાના હૃદયચક્ષુ આગળ ખડું કરીને દેશકાલાનુસાર પરસ્પર ભિન્ન ભિન્ન ગચ્છીય આચાર્યોમાં સંપ રહે એવા બંધારણો યોજીને શ્રીમહાવીરપ્રભુના સમયમાં જે ઉપદેશક શૈલી પ્રવર્તતી હતી; તેનું અનુકરણ કરવું જોઇએ. અવિરતિ છતાં સમ્યગ્દષ્ટિઓને વ્યવહારનયે ઉત્પન્ન કરવા અને તેઓએ જૈન વ્યવહાર સંઘમાં સ્થાન આપવાના બંધારણો યોજવાની તથા દેશવિરતિઓના વ્યવહાર સંઘ બંધારણોમાં સુધારો વધારો કરવાની -પ્રવૃત્તિ કયે કયે અંશે દેશકાલાનુસાર ઉપયોગી છે. અને તેમાં .નવું ચૈતન્ય કેવી રીતે ઉમેરાય તેનો અનુભવ દૃષ્ટિએ અભ્યાસ કરીને ચાતુર્વર્ણિક જૈનકોમની સંખ્યામાં પ્રતિદિન વધારો થાય એવા આચારો અને વિચારોને યોજનાપૂર્વક ફેલાવવાની આવશ્યક્તાને જૈનાચાર્યોએ મંત્રના જાપની

પેઠે અનુસરવી જોઇએ. જૈનાચાર્યોએ શ્રાવક અને શ્રાવિકા એ દ્વિવિધ સઘમાં વિદ્વાન્, પ્રતિષ્ઠાવંત, શ્રદ્ધાળુ, સર્વ ગૃહસ્થો જૈનોપર જેનો પ્રભાવ પડે અને ધનવંત, ગભીર, દક્ષ, ઉપયોગી, સમયજ્ઞઆદિ ગુણવંતોને અગ્રગણ્ય નીમી, તેઓની ફર્જો નું ભાન કરાવી નિયમિત કાર્ય કરણ યોજનાઓ પૂર્વક તેઓને યથાયોગ્ય કાર્યો સોંપવા જોઇએ અને તેઓને ઉત્સાહ-ધન્યવાદ આદિથી તેઓના કાર્યોમાં ઉત્સાહિત કરીને જૈનધર્મ અને જૈનકોમની સેવાનાં સેવકો બનાવવાની દેશકાલાનુસાર જે પ્રવૃત્તિ જણાતી હોય તેમાં યથાયોગ્ય સ્વાધિકાર પ્રમાણે બનતું કરવું જોઇએ અને તેની સિદ્ધિમાં ચતુર્વિધ સઘે આચાર્યોને શ્રદ્ધા-બહુમાનપૂર્વક સાહાય્ય કરવી જોઇએ.

આચાર્યોએ શ્રીવીરપ્રભુની પટ્ટપરંપરાએ અદ્યપર્યંત ધર્મની રક્ષા કરી છે. શ્રીજૈનધર્મના બાહોળા સાહિત્યના ઉત્પાદક અને સંરક્ષક જૈનાચાર્યો છે. જૈનેતર વાદીઓની સાથે અનેક પ્રકારે વિવાદો કરીને

અદ્યપર્યંત જૈનોની રક્ષા કરી છે. જૈનધર્મના સ્તંભભૂત જૈનાચાર્યોએ આત્મભોગ આપીને જંગમ અને સ્થાવર તીર્થોની રક્ષા કરી છે. શ્રીવીરપ્રભુનું એકવીસ હજાર પર્યંત ગજગતિએ જૈનશાસન ચાલશે તે પણ જૈનાચાર્યોના પ્રતાપે. જૈનધર્મ સામ્રાજ્યના રાજાઓ જૈનાચાર્યો છે. શ્રીતીર્થંકરોની આજ્ઞાના પ્રવર્તક તે હોવાથી તીર્થંકરોથી જૈનાચાર્યો કથંચિત્ અભિન્ન એકરૂપ છે એમ સૂરિમંત્રના કલ્પાદિથી અવબોધવું. જૈનાચાર્યો સૂરિમંત્રથી મંત્રિત વાસનો જેના ઉપર નિક્ષેપ કરે છે, તેના આત્માની સર્વપ્રકારે ઉન્નતિ થાય છે. જે શ્રાવકો શ્રાવિકાઓ પોતાના ઉપકારી આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તે છે, તેઓની ચડતી થાય છે. આચાર્યોની નિંદા-હેલના-અપમાન કરવાથી કોઈ જીવની સદ્ગતિ થતી નથી. જૈનાચાર્યોની સેવા-ભક્તિથી કુલની વૃદ્ધિ થાય છે. અને તેમની નિંદા કરવાથી મહા તીવ્ર પાપ બંધાય છે અને તેથી નિંદકના કુલનો ક્ષય થઈ જાય છે. જે સાધુઓ અને જે સા-

ધ્વીઓ સ્વચ્છંદપણે વર્તે છે અને સ્વગચ્છના સંઘાડાના આચાર્યની આજ્ઞાને ઉત્થાપે છે. જેઓ આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તવાને નિર્ણય છે તેઓની પડતી-હેલના થાય છે અને તેથી અંતે જૈન કોમ અને જૈનધર્મના નાશનું પરિણામ આવે છે. શ્રીયશોવિજયજી ઉપાધ્યાય જેવાઓ પણ સ્વગચ્છના આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તતા હતા અને આચાર્યની આજ્ઞા પ્રમાણે ઉપદેશ દેતા હતા આચાર્યની આજ્ઞા વિના ગચ્છ-સંઘાડામાં કોઈ પણ સાધુથી જૂદી પ્રરૂપણા થાય નહીં અને તેમની નિશ્રા વિના સાધુ અને સાધ્વી પણ કરી શકાય નહીં. સ્વગચ્છના સાધુઓ અને સાધ્વીઓ જો સંપીને આચાર્યની આજ્ઞા પ્રમાણે ધર્મોપદેશાદિ કાર્ય કરે છે, તો શ્રાવકો અને શ્રાવિકાઓ ઉપર સારી અસર થાય છે. સ્થાપનાચાર્ય વિના પણ જ્યારે ધર્મની ક્રિયા કરી શકાતી નથી તો પછી જીવતા આચાર્યોની આજ્ઞા અને તેમના વિના કદી ક્ષણ માત્ર પણ ચતુર્વિધસંઘમાં ચાલી

તેમની ફર્જ છે. જો તેઓ સ્વફર્જને પ્રમાદથી ચૂકે અને બેદરકાર રહે તો પરિણામે સ્વકીયોન્નતિનો નાશ થવા પ્રસંગ આવે. આચાર્યોએ, સાધુઓએ, અને સાધ્વીઓએ ગચ્છ-સંઘાડાના શ્રાવકો અને શ્રાવિકાઓમાં થયેલા કુસંપ-કલેશને વારવો જોઇએ અને તેઓનામાં સંપ કરાવવો જોઇએ. આચાર્યો અને સાધુઓ જો ગૃહસ્થ જૈનોમાં પડેલા વિક્ષેપને ન વારે, છતી શક્તિએ બેદરકાર રહે તો અન્તે ગૃહસ્થ જૈનોની પડતીની સાથે સ્વકીય અંગની પડતી થાય એમાં કોઇ જાતનો સંશય નથી. સાધુઓએ અને આચાર્યોએ પરસ્પર સંપીને ગમે તે પ્રકારની યુક્તિઓવડે ગૃહસ્થ જૈન સંઘમાં પડેલા વિક્ષેપ-ભેદને દૂર કરવા પ્રયત્ન કરવો જોઇએ. ગૃહસ્થ જૈન સંઘની ઉન્નતિની સાથે જૈનધર્મની ઉન્નતિનો ખાસ સંબંધ છે એવું અવબોધીને ગૃહસ્થ જૈન સંઘનો સંપ કરાવવા કોઇ જાતની છતી શક્તિ વાપરવા પ્રમાદ કરવો નહિ. ગૃહસ્થ જૈનોએ વર્ત્તમાન કાલની જૈનધર્મોન્નતિની પ્રવૃત્તિ કેવી રીતે કરવી તે

સર્વત્ર દેશમાં સર્વદા સર્વથા જૈનધર્મની જાગૃતિ રહે છે. ફ્રાન્સ, ઇંગ્લાંડ, જર્મની, અમેરિકા, અને જાપાન વિગેરે દેશોમાં રાજ્યમંડલમાં, વેપાર મંડલમાં વગેરે અનેક સમાજ. મંડલ યાને સંઘમાં તેઓ પ્રેસીડેન્ટ વગેરેની આજ્ઞા મુજબ સુવ્યવસ્થિત યોજનાઓ પ્રમાણે વર્તે છે, તેથી તેઓ હાલ ઉન્નતિના શિખરે જવા પ્રયત્ન કરી રહ્યા છે તદ્વત્ જૈનોમાં આચાર્યની આજ્ઞા પ્રમાણે સર્વત્ર સર્વથા સર્વદા જે જે યોજનાઓ સર્વના સ્વાધિકાર પ્રમાણે ફરજેને અદા કરવા ઘડેલી છે તે પ્રમાણે તેઓ વર્તે તો જૈનોની ઉન્નતિ થાય

હિન્દુસ્તાનમાં ઇંગ્લીશ રાજ્ય અમલની વ્યવસ્થાઓની યોજનાઓ અને તેના કાર્યક્રમની વિભાગ પૂર્વક યોજનાઓ, દરેક ખાતામા કેવી વ્યવસ્થાપૂર્વક ચાલે છે તેનો વિચાર કરવો બ્રીટીશ લોકો કાયદાને પ્રભુ તરીકે માનીને માન આપે છે, વખતસર કાર્ય કરવાની તેઓની આત્મશક્તિનો વિચાર કરો.

એક ગવર્નર વિદાય થતાં તેના જેવો બીજો ગવર્નર

આવીને તેનું કાર્ય સભાળી લે છે. એક વોઇસરાયને ઠેકાણે અન્ય વોઇસરાય આવીને ઉભો રહી પોતાનુ કાર્ય પૂર્વ વોઇસરાયની પેઠે શરૂ કરે છે જૈનકોમમા આચાર્યના પ્રમુખપણા નીચે ધાર્મિક સઘની ફરજે બજાવનાર ભિન્ન મડલોની વ્યવસ્થાપૂર્વક યોજનાઓ ઘડીને તેના અધિકારીઓ નીમવામાં આવે અને તેના કાયદાઓને પ્રત્યેક બહુમાન આપી વર્તે તો જૈનધર્મ અને જૈનકોમની સુવ્યવસ્થા પૂર્વક સરક્ષા થઇ શકે હિન્દુસ્તાનમા ખ્રીસ્તીઓના પથની સખ્યા લગભગ અઠ્ઠાવીશ લાખની થઇ અને જૈનોની સખ્યા ઘટીને તેર લાખની રહી આ ઉપરથી જૈનોએ વિચારવુ જોઇએ કે ખ્રીસ્તી ધર્મના ગુરૂઓ ધર્મ પ્રવર્તાવવાની જે જે વ્યવસ્થાપૂર્વક યોજનાઓ ઘડીને તે સદા ચાલુ રહે એવા જીવનસૂત્રોને પ્રગટાવી અમલમાં મૂકી પ્રવર્તે છે તે પ્રમાણે જૈનકોમમા ચતુર્વિધ સઘ હોવા છતા, આચાર્યો હોવા છતા ધર્મ પ્રવર્તકપણાની અને ધર્મસરક્ષકપણાની તેવી જૈન શાસ્ત્રોના આધારે દેશકાલાનુસારે

યોજનાઓ નથી ઘડાતી તેનું કારણ પ્રમાદ, કુસંપ, સંકુચિતદૃષ્ટિ અને ધર્માભિમાનપણાની લાગણીનો અભાવ ઈત્યાદિ કારણો અવબોધવાં. મુસલમાન કોમમાં એક પંથના ઉપરી આગાખાને પોતાની મહત્તાની સાથે પોતાના વર્ગની મહત્તા વધારવામાં કેટલી બધી પ્રગતિ કરી છે તેનો તપાસ કરો. આપણી જૈન કોમમાં આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો, સાધુઓ, સાધ્વીઓ અને શ્રાવકો છે છતાં તેઓ મુખ્ય સૂરિઓની સાથે પરસ્પર ધાર્મિક વ્યવસ્થાઓની યોજનાઓથી એકબીજાની સાથે સાંકલના અંકોડાની પેઠે બંધાઈને વ્યવસ્થા પૂર્વક કાર્ય કર્યાવિના પ્રગતિને બદલે અધોગતિ થઈ છે, હજી આંખ ઉઘાડીને પરસ્પર એકબીજાની સાથે યોજનાઓના કાયદાઓથી બંધાઈ-મળીને કાર્યો નહિ કરે તો ભવિષ્યમાં ભયંકર-ખરાબ પરિણામ આવશે અને તેનું પાપ ખરેખર વર્તમાન-વિદ્યમાન સંઘના શિરે લાગશે.

એક એકડાની સાથે બીજો એકડો મળે તો અગિ-

ચાર થાય. તાત્પર્યાર્થ એ છે કે બે એકડા સંપીને ભેગા થાય તો તેનું અગિયારગણું બળ પ્રવર્ત્તે છે, તેમ જૈનાચાર્યો ઉદાર વિચારાચારથી પરસ્પર મળે અને પરસ્પર સંપીને પરસ્પર કાર્યો કરવાની યોજનાઓ ઘડે, અને તે યોજના સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓના બહુમતે પસાર થાય, અને તે ધાર્મિક પ્રગતિની યોજનાઓના કાયદાઓને પ્રભુની પેઠે માન આપી આચાર્યો આદિ સર્વે સ્વાધિકાર પ્રમાણે વર્તે, તો જૈનોની પ્રગતિ થાય, અતએવ જૈનોએ જૈનાચાર્યોના અધિપતિપણા નીચે તેવી યોજનાઓ ઘડાવવી જોઇએ. સાધુઓ અને સાધ્વીઓના ઉત્સર્ગ અને અપવાદથી આચારો અને વિચારોના બંધારણો, આગમો અને પૂર્વાચાર્યોના ગ્રંથોમાંથી મળી આવે છે, દેશકાલાનુસારે શ્રીઆનંદવિમલસૂરિના સમયમાં, શ્રીવિજયસેનસૂરિના સમયમાં અને શ્રીસત્યવિજયજી-પન્યાસના સમયમાં સાધુઓ અને સાધ્વીઓના આચારોસંબધી બોલરૂપ કેટલાક નિયમો ઘડાયા છે.

શ્રાવકો અને શ્રાવિકાઓના ધર્મવર્તનના બંધારણો આગમો અને ગ્રંથોમાંથી મળી આવે છે. ચતુર્વિધ સંઘના બંધારણના કાયદાઓ કયા કયા છે તેની ફરીયાદ વારંવાર થયા કરે છે. આગમો અને પૂર્વાચાર્યોએ રચેલા ગ્રંથોમાંથી જે જે ચતુર્વિધ સંઘની વ્યવસ્થાના બંધારણો મળી આવે તે એકઠાં કરવાની જરૂર છે. વર્તમાન કાળમાં વિદ્યમાન ગીતાર્થ સાધુઓ સાધ્વીઓ અને આચાર્યોએ એકઠા મળી ભૂતકાળમાંથી મળી આવેલાં ચતુર્વિધ સંઘનાં બંધારણો સંબંધી ઉહાપોહ કરી તેમાં દેશકાલાનુસારે સુધારો-વધારો કરવો અને ઉત્તમ અગ્રગણ્ય માન્ય શ્રાવકો અને શ્રાવિકાઓની સમ્મતિપૂર્વક બહાર પાડવાં. જ્યારે ચતુર્વિધ સંઘનાં બંધારણના કાયદાઓને જૈનકોમ સમજતી થશે અને તેનાં પ્રત્યેક બંધારણના કાયદા સંબંધી ન્યાયપૂર્વક દેશકાલાનુસાર ઘણી ચર્ચાઓ ચાલશે ત્યારે જૈન કોમમાં જાગૃતિ આવશે. અને પશ્ચાત્ ગચ્છ, સંઘ અને ચતુર્વિધ સંઘની એક-

કો ભરવામા આવશે. પશ્ચાત્ આચાર્યોના અધ્યક્ષપણા નીચે તે કાયદાઓને દ્રવ્યક્ષેત્રકાલ ભાવાનુસારે ઉત્સર્ગ અને અપવાદ માર્ગે અમલમા મૂકવામાં આવશે; ત્યારે જૈનધર્મ રાજ્યના દરેક અ ગની અને ઉપાંગની સુવ્યવસ્થા પૂર્વક પ્રગતિ થશે આચાર્યોનુ ઉત્તમાંગ પૂર્ણ તાજુ અને સુવ્યવસ્થિત થયા વિના અને આચાર્યની આજ્ઞા પ્રમાણે જૈનોની ધર્મપ્રવૃત્તિ થયા વિના તથા જૈનાચાર્યોમાં પરસ્પર અમુક બંધારણોએ સુપ્રેહ સ પ થયા વિના જૈન સ ઘનુ બ ધારણ સુવ્યવસ્થિત થવાનુ નથી

सर्वेऽपि यत्र नेतारः! । सर्वेऽपि यत्र नायकाः ॥
सर्वे महत्त्वमिच्छंति । तद्वृन्दमवसीदति ॥ १ ॥

જૈન કોમમા ધર્મરાજ્ય સત્તાના અધિપતિ તરીકે ગચ્છ ગચ્છના વર્તુલ તરીકે ભિન્ન ભિન્ન આચાર્ય અને જૈન મહાસ ઘના અન ત વર્તુલના મુખ્ય તરીકે એક આચાર્યમ ડલે મુખ્ય આચાર્ય અને જૈનકોમના ધર્મમા વ્યાવહારિક કેટલીક બાબતોમાં મહાસઘ-

માન્ય એક સર્વ રીતે ઉત્તમ શેઠ વગેરેને નિમીને ભિન્ન ભિન્ન સર્વ અંગોની રક્ષા-વૃદ્ધિ-પુષ્ટિ થાય એવા ભિન્ન ભિન્ન અધિકારી નિમી બાહ્ય વિશ્વ રાજ્યવ્યવસ્થાની પેઠે ધાર્મિક વ્યવસ્થાના કાયદાઓ ઘડવામાં આવે તો જૈન કોમ જૈન મહાસંઘ અને જૈનધર્મનો પુન ઉદ્ધાર થાય. એવા ધર્મોદ્ધાર કાર્યમાં જે સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ પોતપોતાના વિચારો જણાવે છે અને યથાશક્તિ તેમાં ભાગ લે છે, તેઓ તીર્થંકરાદિ પદવીઓને પ્રાપ્ત કરે છે જૈન કોમ, જૈન મહાસંઘ, જૈન ધર્મની ઉન્નતિ માટે જે જે કાંઇ લખાય-વદાય તેમા સર્વથા સત્ય હોય એવો પરિપૂર્ણ દાવો કરવાનુ કોઈને કહેવા માંગતો નથી આગમો અને ગ્રંથોના આધારે અને વર્ત્તમાન કાળમાં વિદ્યમાન ગીતાર્થ સૂરિઓ, ઉપાધ્યાયો અને સાધુઓ વગેરેનો એકઠો મળેલો જૈન મહાસંઘ જે જે દેશકાલાનુસાર સત્ય ગ્રહે તે પ્રમાણ છે.

## પ્રકરણ ૨ જું.

હિન્દુસ્તાનમાં પ્રાયઃ સર્વ પ્રદેશોમાં જૈનોની વસ્તિ છે. સારાંશ કે આર્યદેશમાં સર્વત્ર વસે છે. સર્વ દેશના જૈનોને અને દરિયાપારના જૈનોને જૈનધર્મનો ઉપદેશ મળ્યા કરે તો જૈનોમાં જૈનધર્મનું જ્ઞાન વધતું જાય, અન્યથા જૈનધર્મના ઉપદેશના અભાવે અન્ય ધર્મના ઉપદેશે તેઓ જૈનધર્મથી ભ્રષ્ટ થાય એ બનવા યોગ્ય છે. પૂર્વે જૈનોની ચાલીશ કરોડના આશરે સંખ્યા હતી, હાલ જૈનોની સંખ્યા તેર લાખના આસરે છે, તેનું કારણ એ છે કે જૈનધર્મના ઉપદેશક મુનિઓની ઘણી ખોટ છે અને તેમજ જૈન ધર્મનો ઉપદેશ દેવાની પ્રવૃત્તિમાં શિથિલતા આવી છે જૈનાચાર્યો, સાધુઓ અને શ્રાવકોએ સામાન્ય મતભેદે સ્વકીય વીર્યનો ઉપયોગ, પરસ્પરના મતનું ખંડન મંડન કરવામાં કર્યો તેથી જૈન ધર્મનો ઉપદેશ દેવાની અનંત વર્તુલની શૈલીએ પોતાનું સ્વરૂપ બદલીને સંકુચિત વર્તુલનું સ્વરૂપ ધારણ કર્યું. એટલાથી નહીં

અટકતાં અન્ય દર્શનીઓના ધર્મવાદીઓએ જૈનો-પર આક્રમણ કર્યું તેથી વર્ષે વર્ષે જૈનોની ઉપદેશ શૈલીની વ્યવસ્થા અને જૈન સંઘ બંધારણની યોજનાઓના કાયદાઓમાં શૈથિલ્ય આવ્યું; એમ અનેક અનુમાનોથી સિદ્ધ થાય છે, તેનું વિસ્તારથી અત્ર વિવેચન કરવામાં આવે તો મોટા મોટા ગ્રંથો બની જાય; અતએવ અત્ર સંક્ષેપદૃષ્ટિસૂત્રના ન્યાયથી જણાવવામાં આવે છે. ભિન્ન ભિન્ન લઘુમત વર્તુલમાં વહેંચાઇ ગયેલા આચાર્યો, સાધુઓ અને સાધ્વીઓ પોતપોતાની માન્યતાનું રક્ષણ કરવા અને પોતાની માન્યતાવાળા ગામો અને શહેરના જૈનોને અન્ય માન્યતાવાળા સાધુઓ અને સાધ્વીઓ ના ભરમાવે તે માટે પ્રાયઃ પોતાના ક્ષેત્રોને સાચવવા કેટલાક સાધુઓનો વિહાર સંકુચિત પ્રદેશમાં થાય છે. જે શહેરોમાં જેટલા પ્રમાણમાં ધર્મના ઉપદેશ દેનારા સાધુઓ જોઇએ તેના કરતાં માન્યતાના રક્ષણાર્થે તે શહેરોમાં ઘણા આચાર્યો અને ઉપદેશક સાધુઓ રહે છે અને તેથી પરિણામ એ

આવે છે કે અન્ય ક્ષેત્રોમાં રહેલા જૈનોને અન્ય ધર્મી-ઓનો પરિચય થતાં તેમાં દોરવાઈ જાય છે. ઓસવાળો, પોરવાડો, દશાશ્રીમાળીઓ. દેશાવાડ, વાણિયા વગેરે નાતના જૈનો અન્યદર્શનીઓના પરિચયમાં આવતાં મારવાડ, મેવાડ, કાઠિયાવાડ, ગુજરાત અને માળવા વગેરેમાં અન્ય ધર્મમાં જવાના ઘણા દાખલાઓ અવલોકવામાં આવ્યા છે, એક તરફ વિચારીએ તો જૈનોની સંખ્યાના પ્રમાણમાં મરણ વગેરેથી ઘટાડો થાય છે અને કેટલાક અન્ય ધર્મ પાળવા લાગ્યા છે, કેટલાક ગામના જૈનોને બે બે વા ત્રણ ત્રણ વર્ષે પણ સાધુનો ઉપદેશ સાંભળવાનો યોગ મળતો નથી. આથી ભવિષ્યમાં શું પરિણામ આવશે તે જગજાહેર છે. અતએવ જૈનોએ ભૂલ્યા ત્યાંથી ફરી ગણવાના ન્યાયને ધારણ કરી ભિન્ન ભિન્ન ગચ્છોના આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓનું સંમેલન કરી પરસ્પરમાં અમુક સરતે સુલેહના કોલકરારો કરાવી આચાર્યોના તાબામાં સાધુઓ અને સાધ્વીઓ રહે એવી વ્યવસ્થા કરી ગામો-

ગામ, શહેરેશહેર અને દેશોદેશમાં જૈન સાધુઓ વ્યવસ્થાપૂર્વક સંસ્થાપિત યોજનાઓને અમલમાં મૂકી વર્તે એવો પ્રયત્ન કરવો જોઇએ.

આચાર્યો, ઉપાધ્યાયો, સાધુઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ વગેરે અંગો હાલ વિદ્યમાન છે અને તેઓએ પરસ્પર એકબીજાની સાથે જોડાઇને જૈનોન્નતિની યોજનાઓપૂર્વક સુવ્યવસ્થા કરવી જોઇએ. આગગાડીના દરેક ડબાને આંકડાની સાથે એકની પાછળ બીજાને જોડવામાં આવે છે અને પશ્ચાત્ એન્જીન લગાડીને આગગાડીને ચલાવવામાં આવે છે તે પ્રમાણે જૈનાચાર્યોના સુવિચારોની યોજનાઓને તાબે થઇને જૈનસંઘના ચારે અંગો પ્રવર્તે તો પરસ્પર એક બીજાની ઉન્નતિ સાથે સ્વાસ્તિત્વનું ભવિષ્યમાં સારી રીતે રક્ષણ કરી શકે. હાલ દરેક દેશની પ્રજા હરીફાઇ કરીને આગળ વધવા પ્રયત્ન કરે છે. અને પોતાનું અસ્તિત્વ અને પોતાના હકો સંરક્ષવા પ્રયત્ન કરે છે. ઇંગ્લાંડ, ફ્રાન્સ, જર્મની, અમેરિકા, રૂ-

શિયા, જાપાન અને ઇટાલિ વગેરે દેશોના મનુષ્યો ધર્મમાં અને કર્મમાં વિદ્યુત્વેગે આગળ વધવા પ્રયત્ન કરે છે તેવા સમયમાં હાલ હિન્દુસ્તાનની પ્રાચીન એક અગભૂત ગણાતી જૈનકોમ ધાર્મિક અને વ્યવહારિક રીતિએ યદિ સ્વકીયાસ્તિત્વ સરક્ષી આગળ નહિ વધે અને પાશ્ચાત્ય દેશોની પેઠે યોજનાઓની સુવ્યવસ્થાથી વ્યવસ્થિત થઈ પ્રવૃત્તિ નહિ કરે તો તે પોતાનુ જીવન સરક્ષવા શકિતમાન્ થઇ શકશે નહિ. એવો વખત ન આવો કે ભવિષ્યમાં જૈનકોમ પોતાનું અસ્તિત્વ ન સરક્ષી શકે. શ્રીઋષભદેવથી તે આજપર્યંત જૈનધર્મ પ્રવર્તે છે અને જૈનધર્મપાલકોની સખ્યા જોઇએ તો તેરલાખ!!! જૈનધર્મના પ્રવર્તકોએ પોતાના ધર્મપાલકોની સખ્યાનો વધારો કરવો જોઈએ કે ઘટાડો કરવો જોઇએ? કયો જૈન બચ્ચો એમ કહેશે કે જૈન કોમનો ઘટાડો કરવો જોઇએ? અલબત્ત કોઇ પણ કહેશે નહિ જૈનકોમનો સખ્યામાં વધારો થાય તો જૈનધર્મ પણ વિશ્વમાં જીવતો રહી શકે. જૈનોમાં

પ્રાયઃ છત્રીશ હજાર જૈનમંદિરો ગણાય છે. જો જૈન કોમ ઘટતી જાય અને એની સંખ્યામાં અનેક ઉપાયે જમાનાને અનુસરી સુધારક બંધારણો કરી વધારો કરવામાં ન આવે તો જૈનમંદિરો વગેરેની ભવિષ્યમા કેવી અવસ્થા થાય તેનો વિચાર કરીને જાગ્યા ત્યાથી જૈનકોમની સંખ્યામા વધારો થાય એવા વર્તમાનકાલીન આચાર્યો વગેરે ચતુર્વિધ સંઘ ભેગો કરીને જૈનાચાર્યોના પ્રમુખપણા નીચે વર્ષે વર્ષે તેની બેઠકો ભરી સુવ્યવસ્થિત બંધારણો ઘડવાં જોઇએ અને તે પ્રમાણે ચતુર્વિધ સંઘે તેમાં પોતપોતાનો આત્મભોગ આપવા તૈયાર રહેવુ જોઇએ જૈનાચાર્યો વગેરે જૈનો જો ચાર ખંડના ધર્મપાલકોના ધર્મ વધારનારા પ્રયાસો તરફ પોતાની દૃષ્ટિ ફેરવશે તો તેઓને સામાન્ય મતભેદે અને પરસ્પરના વિરોધે પરસ્પર લડવામાં જૈન કોમના વીર્યનો ક્ષય કરવાનુ ગમશે નહીં. ભિન્ન ભિન્ન ગચ્છના સંઘે પરસ્પર સંપ કરી એક મહા

સંઘ, સંપની યોજનાઓ પૂર્વક ભેગો કરી આચાર્યોના પ્રમુખપણા નીચે જૈનોન્નતિનું કાર્ય પ્રારંભવું જોઇએ.

જૈન સાધુઓ અને સાધ્વીઓને ભણવા-ભણાવવા માટે સાધુ પાઠશાળા અને સાધ્વી પાઠશાળાની વ્યવસ્થાપના માટે ખાસ જૈન સાધુઓએ, જૈનાચાર્યોએ અને અગ્રગણ્ય ધનવંત સાક્ષર ગૃહસ્થોએ લક્ષ્ય દેવું જોઇએ અને તે પાઠશાળામાં એવી વ્યવસ્થા રાખવી કે સર્વ ગચ્છના સાધુઓ નિયમિત કાયદા પ્રમાણે ચાલી ભણી શકે. તેમજ કોઇ ગચ્છના સાધુને કોઇ ગચ્છના સાધુ ભરમાવે નહીં તેમજ ગચ્છના ખંડન મંડનની ઉદીરણા ન જાગે એવો બંદોબસ્ત થવો જોઇએ. ભણનાર સાધુઓને દરેક જાતની સગવડ કરી આપવી જોઇએ. સાધ્વી પાઠશાળામાં પણ તે પ્રમાણે વ્યવસ્થા થવી જોઇએ. ભવિષ્યમાં સાધુઓ અને સાધ્વીઓની જ્ઞાનાદિક ગુણોવડે ઉન્નતિ થાય એવું શિ-

ક્ષણ આપવું જોઇએ. ઉપદેશ દેવાનું જમાનાને અનુસરી નવી પદ્ધતિથી સાધુઓ અને સાધ્વીઓને શિક્ષણ આપવું જોઇએ અને જૂની પદ્ધતિનાં શિક્ષણને સંસ્કાર આપી સારૂં રૂપ આપવું જોઇએ. જે જે ઉપદેશક ગીતાર્થ સાધુઓની ખોટ પડે તેને સાધુશાળામાંથી નીકળતા સાક્ષર સાધુઓવડે પૂરવી જોઇએ. સાધુગુરૂકુલ અને સાધ્વીગુરૂકુલની સ્થાપનાથી નવા સાધુ થનાર ઉમેદવારો અને સાધ્વી થવાની ઈચ્છાવાળી શ્રાવિકાઓને બન્ને પ્રકારના ગુરૂકુળની સાથે અલગ વ્યવસ્થા કરીને તેઓને ભણાવવાની સગવડ કરી આપવી જોઇએ, અને તેઓનામાં સદ્ધર્તનની શુદ્ધતા અને ઉચ્ચતા પ્રગટી નીકળે એવા ઉપાયો લેવા જોઇએ. આચાર્યોએ, ઉપાધ્યાયોએ અને સાધુઓએ સર્વ ગચ્છોના મહા-સાધુગુરૂકુળ અને મહાસાધ્વીગુરૂકુળની યોજના તરફ લક્ષ્ય દેવું જોઈએ. એક એક આચાર્ય વા ગીતાર્થ સાધુ કે જેને સર્વ સૂરિઓ, ઉપાધ્યાયો અને સાધુઓ મળી ગુરૂકુળમાં અમુક વર્ષ પર્યંત રહેવા

ઠરાવે તેણે રહેવું જોઇએ અને ફેરણદલીમાં અન્યની નિમણુક થતાં અન્ય ધર્મકાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. સાધ્વીગુરૂકુળમાં પ્રવર્તિની સાધ્વીઓએ વારાફરતી રહીને પોતાના અધિકાર પ્રમાણે સોંપેલું કાર્ય કરવું જોઇએ. આવી સાધુગુરૂકુલની અને સાધ્વીગુરૂકુલની યોજના પ્રમાણે ચાલવાથી દશ બાર વર્ષમાં તેના લાભો દેખવાનાં ચિન્હો માલુમ પડશે. સાધુઓ પરસ્પર પ્રેમ સંપ ધારણ કરી જૈન શાસનની ઉન્નતિ માટે ગમે તેવા પરસ્પરના કટુક સંબંધો ભૂલી જઇને એક થઇ આચાર્યોની આગેવાની નીચે વ્યવસ્થાબંધ ગોઠવાઈ, જો આ પ્રમાણે પ્રવર્તશે તો જૈનશાસનનો ઉદય કરી શકશે અને બ્રીટીશ રાજ્ય પ્રતાપે થયેલી આ સોનેરી તક ગુમાવશે તો તેનું ખરાબ પરિણામ આવે એમાં કાંઇ શંકા નથી.

સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ પોતપોતાના ગચ્છ–સંઘાડાના ઉપરી આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તવાને બંધાઇ જાય અને જેટલા ગચ્છ–

ગચ્છીય સંઘાડાના સાધુઓની અને સાધ્વીઓની નિંદા હેલના કરે છે અને તેઓ પોતાના આચારો અને વિચાર માન્યતાઓથી ભિન્ન જે જે સાધુઓ છે તે તે સાધુઓ નથી એવું ઠરાવવા અછતા દોષોનું આરોપણ કરીને તેનો ફેલાવો કરે છે અને તેની તકરારોને જાહેર છાપાઓમાં ભકત શ્રાવકો તરફથી છપાવવામાં આવે છે તેનું પરિણામ એ આવે છે કે "જૈન સાધુઓ દોષી-ક્લેશી છે અને તે માનવા લાયક નથી" એવું સામાન્ય લોકો માની બેસે છે અને તેઓના હૃદયમાં જૈનસાધુઓ પ્રતિ જે હલકી લાગણીના સંસ્કારો જાગે છે તે આભવ અને પરભવમાં પણ કાયમ રહે છે, તેથી જૈનશાસનની લઘુના હેલના થવાથી જે વિદ્યમાન જૈનો છે તેમાંથી કેટલાકોની જૈનધર્મ પરથી રૂચિ ઉઠી જાય તો અન્ય ધર્મવાળાઓનું તો શું કહેવું ? જે લોકો સાધુઓને માનતા નથી, તેઓને જૈન સાધુઓની પરસ્પરની જાહેર નિંદાથી આનંદ ઉપજે છે અને તેઓ સાધુઓના અને સાધ્વીઓના ખંડનમાં ફાવી જાય છે. આ

કાળમા પરસ્પર ગચ્છ સંઘાડાના સાધુઓમાં અને સાધ્વી ઓમાં જેમ મતભેદની ચર્ચા ઉત્પન્ન થાય છે તે શાસ્ત્રો ના પાઠો ઉપર ટકીને શાંત થતી નથી, પરંતુ સામાન્ય મત ભેદની ચર્ચાનું પરિણામ હાલ તો પરસ્પર સાધુઓનાં દૂષણો જોવાં અને ન હોય તેવા અછતા દોષો નો આરોપ કરીને સામાને તોડી પાડવાપર પોતાનો વિજય પરસ્પર માને છે.

અને તેથી તળાવમાં નાખેલા પથરાથી જેમ સર્વ તળાવમાં કુંડાળાં ઉત્પન્ન થાય છે, તેમ ભિન્ન ભિન્ન ગચ્છ - સઘાડાના સાધુઓમાં અને સાધ્વીઓમા શ્રાવકોમાં અને શ્રાવિકાઓમાં ખળભળાટ, કલેશ, કકાસ જાગે છે, અને જૈન સંઘની શક્તિયોનો ઉપયોગ ખરેખર જૈન સંઘ અને જૈનધર્મના નાશાર્થે થાય છે, એવુ વર્તમાનમાં જ્યાં ત્યાં દેખીને અને તે પ્રતિ જૈન મહાસંઘની ઘોર નિદ્રાની અવસ્થા દેખીને કયા જૈનશાસનની લાગણીવાળા જૈન બચ્ચાની આંખમાંથી બે અશ્રુઓ નહિ પડે ? જૈન સાધુઓ અને સાધ્વીઓમાં પ્રચલિત નિંદા, કુસંપ,

દોષારોપ, પરસ્પર ખંડન-મંડન અને તેથી જૈનસાધુઓપર વધતી અરૂચિ, જૈનશાસનની પડતી અને જૈનસર્વસ્વનો નાશ વગેરે અટકાવવાની લાગણી જો ચતુર્વિધ સંઘમાં પ્રગટે તો પ્રથમ તો એ કરવાની જરૂર છે કે જૈનસાધુઓ અને સાધ્વીઓ સ્વસ્વગચ્છ સંઘાડાના આચાર્યની આજ્ઞા પ્રમાણે ચાલે અને તેઓમાં ભુલચૂક આવે તો તેમના ગચ્છના આચાર્ય તથા તેમના ગચ્છના આગેવાન શ્રાવકને પરસ્પર સંઘાડાના સાધુઓએ જણાવવુ અને સુલેહસંપ રહે એવી વ્યવસ્થાપૂર્વક પરસ્પર સમાધાન કરી લેવું; પણ જાહેરમાં કોઇપણ જાતની જાતિનિંદા વગેરે ખટપટ ન થાય તેવું પરસ્પર ગચ્છ-સંઘાડાના આચાર્યોએ પત્રવ્યવહારથી વા રૂબરૂ મળીને સમાધાન કરી લેવું, અથવા ગચ્છના આગેવાન શ્રાવકોદ્વારા પરસ્પર ગચ્છ સંઘાડામાં ચાલતી તકરારોનુ સમાધાન કરી લેવું. પરસ્પર ગચ્છ-સંઘાડાના સાધુઓમાં અને સાધ્વીઓમાં કોઇ જાતનો કલેશ ન પ્રગટે એવી જાતનો ભિન્ન.

ભિન્ન ગચ્છના આચાર્યોએ પરસ્પર મળી બંદોબસ્ત કરી લેવો. જો આ પ્રમાણે તેઓ નવું ચૈતન્ય પ્રગટાવી જૈનશાસનની અને પોતાના આત્માની ઉન્નતિ માટે વર્તશે તો ભવિષ્યમાં તેઓનું સ્વાસ્તિત્વ ટકી શકશે અન્યથા નામાવશેષ બાકી રહેશે. ઉપર પ્રમાણે હૃદયમાં અવબોધીને જૈન સાધુઓએ અને સાધ્વીઓએ અહંતા, મમતા, ખટપટ, માનપૂજા, કદાગ્રહ વગેરેનો ત્યાગ કરી જૈનોની પ્રગતિમાં પરસ્પર ઉપગ્રહ આપવા આત્મભોગપૂર્વક તૈયાર થવું જોઇએ. શ્રીજિનેશ્વરોએ રાગદ્વેષને જીતવાપૂર્વક સર્વ જીવોનું કલ્યાણ કરવાનો સદુપદેશ આપ્યો છે. કોઈ પણ રીતે રાગદ્વેષને શમાવવો અને આત્માના સહજ સુખના ભોક્તા થવુ. શ્રીવીરપ્રભુએ ચંડકૌશિક સર્પનું હિત કર્યું. ઇત્યાદિ સદુપદેશ ધ્યાનમાં રાખીને સર્વ ગચ્છના સાધુઓએ અને સાધ્વીઓએ વિચારવું કે અમે સર્વે રાગદ્વેષને જીતનાર એવા જિનનો રાગદ્વેષ જીતવારૂપ માર્ગ અંગીકાર કર્યો છે અને

એ માર્ગ અંગીકાર કરીને રાગદ્વેષનો ઉપશમ કરવા સદા પ્રયત્ન કરવાનો છે. રાગદ્વેષને શમાવવા એજ મુખ્ય સાધ્યબિંદુ છે. સર્વ ગચ્છીય સાધુઓએ અને સાધ્વીઓએ રાગદ્વેષને જીતવા પ્રતિ ખાસ ઉપયોગ ધારણ કરવો જોઇએ. સર્વ ગચ્છના સાધુઓએ અને સાધ્વીઓએ ખાસ સમજવુ કે અમારે પરસ્પર જૈન શાસનની ઉન્નતિ માટે રાગદ્વેષનો પરિહાર કરી સંપીને યોજના પૂર્વક જૈનધર્મોન્નતિના કાર્યો કરવા જોઇએ. પરંતુ સામાન્ય મતભેદે રાગદ્વેષના વશ થઈ સાત્વિક પ્રકૃતિથી ભ્રષ્ટ થઇ ક્ષમાદિ ગુણોથી દૂર ન જવુ જોઇએ. અમારૂં માન, અમારો કદાગ્રહ, અમારી મહત્તા વગેરેનો જૈનશાસનના ઉદય માટે ત્યાગ કરવો પડે તો ભલે થાઓ, અમારે એનો ખપ નથી. અમારે તો જૈનશાસનના ઉદય માટે સર્વનો ભોગ આપીને રાગદ્વેષના ઉપશમે પરસ્પર સાધુઓથી મળી ધર્મકાર્યો કરવાની ખાસ જરૂર છે એમ લક્ષ્યમાં રાખવું જોઇએ. સર્વ ગચ્છના આચાર્યોએ, સાધુઓએ, સા-

ધ્વીઓએ, શ્રાવકોએ અને શ્રાવિકાઓએ સર્વ જીવોનુ ભલુ ઇચ્છવુ અને ભલુ આદરવુ. સામાન્ય મતભેદોથી પરસ્પર એક બીજા જૈનો પર દ્વેષ, ઈર્ષ્યા, અને નિંદાદિકથી ન જોતાં સર્વપર ઉચ્ચદષ્ટિથી દેખવું જોઇએ અને જૈનાચાર્યોની આજ્ઞા પ્રમાણે વર્તીને યોજનાઓની વ્યવસ્થાપૂર્વક જૈનધર્મોન્નતિ અને જૈન સઘોન્નતિ કરવાની પોતાની ફરજ અદા કરવી જોઇએ.

જૈનોએ જૈનધર્મનું રહસ્ય સમજીને સાધ્ય શુ ? છે તે લક્ષ્યમા રાખીને તદનુસાર પ્રવૃત્તિ કરની જોઇએ. સાધ્યને ભૂલવાથી અને અન્ય બાબતને કે જે સાધ્યના હેતુભૂત છે તેને સાધ્યરૂપ માનીને પ્રવર્તવાથી લાભનો સમૂળગો નાશ થાય છે અને પરિણામમાં હાનિરૂપ ફળ દેખાય છે. એક વહીવટદારે કાણુલીઓને સરકારી તીજોરીઓ જાળવવા નોકર રાખ્યા અને તેઓને કહ્યુ કે તમને તીજોરીનુ સીલ જાળવવાનુ કામ સોંપવામા આવે છે. કોઇ સીલ તોડે નહિ તે બાબતની સભાળ રાખીને નોકરી કરવી. કાણુ-

લીઓ તીજોરીનું સીલ જાળવવા નોકરી કરવા લાગ્યા. તરવાર-બંદુક ધારણ કરીને રાત્રિ દિવસ પહેરો ભરવા લાગ્યા. કેટલાક દિવસે ચોરો ચોરી કરવા આવ્યા. ચોરો તીજોરીની પાછળનો ભાગ તોડીને તેમાંથી રૂપૈયાની કોથળીઓ બહાર કાઢવા લાગ્યા પહેરેગીર કાબુલીએ મનમાં વિચાર કર્યો કે મને મારા માલીકે તીજોરીનું સીલ જાળવવાનું કામ સોંપ્યું છે બીજું મને કાંઈ કહ્યું નથી. ફક્ત સીલ કોઇ તોડે નહિ તે ખાસ ધ્યાનમાં રાખવાનું કહ્યું છે તો મારાથી બીજી વાતમાં કેમ પડાય ? કેટલાક દિવસ પછી વહીવટદાર આવ્યા અને તેમણે તીજોરીના માલની ચોરી થયેલી દેખી. વહીવટદારે પહેરેગીર કાબુલીઓને કહ્યું કે આ તીજોરીમાંથી ચોરો માલ લેઈ ગયા તે તમે કેમ જાણી શકયા નહિ ? વહીવટદારના પ્રશ્નના ઉત્તરમાં પહેરેગીરોએ જણાવ્યું કે સાહેબ ! ચોરો માલ ચોરતા હતા તે અમે દેખતા હતા પણ આપ સાહેબે સીલ કોઇ તોડે નહી તે માટે અમને રાખેલા તેથી તે

કોઈના હાથે તોડવા દીધું નહિ. કદાપિ ચોરો સીલે તોડવા આવ્યા હોત તો તોડવા દેત નહિ, તેઓને મારી નાખત. સીલ નહિ તોડવા દેવાનું કામ અમોએ સારી રીતે બજાવ્યું છે. વહીવટદારે પહેરગીરોનું બોલવું સાંભળી લેઈને તેમને બહુ ધમકાવ્યા અને કહ્યું કે અરે મૂઢો ! તીજોરીનુ સીલ જાળવવાનું કહેવાનો સાર એ હતો કે તીજોરીમાં રાખેલો માલ કોઈ લેઈ જાય નહિ, તીજોરીના માલનું રક્ષણ કરવું એજ મારા કહેવાનો સારાંશ છે તીજોરીનો માલ લૂટાઇ જાય તો સીલ જાળવ્યું કહેવાય નહિ. ઇત્યાદિથી તેમને બોધ આપી શિક્ષા કરી. આ દૃષ્ટાંતનો સાર એ છે કે શ્રીમહાવીર પ્રભુએ જૈનધર્મની તીજોરી તેમના પટ્ટપર બેસનાર આચાર્યોને સોંપેલી છે તેમાં તેમણે પેલા પહેરેગીર કાબુલીઓ જેવી વૃત્તિ રાખીને સાધ્યને ન ભૂલી જવુ જોઇએ જૈનધર્મની તીજોરીના બાહ્યાંગો કયાં છે? અને અંતરૂમાં માલ કયો છે તેનું ખાસ લક્ષ્ય રાખવું જોઇએ. જૈનધર્મની તીજોરીનું સીલ જા

જીવવા માટે 'લકીરકા ફકીર' બની કલેશ-યુદ્ધ વગેરે કરી જૈનધર્મરૂપ તીજોરીમાં ભરેલો માલ ન લુંટાવવો જોઈએ. અને તેનુ સાધુઓએ અને સાધ્વીઓએ રક્ષણ કરવા આચાર્યની આજ્ઞા પ્રમાણે વર્તવા તૈયાર થવુ જોઇએ. ત્યાગી અને ગૃહસ્થ જૈનોમાં જૈન સંઘની ધાર્મિક અસ્તવ્યસ્તદશાથી જૈનો લાખો અને કરોડો રૂપૈયા કેળવણી વગેરે ખાતામાં વાપરે છે પણ તેનું જોઇએ તેવુ પરિણામ આવતુ નથી. જૈનો કેળવણી પાછળ લાખો-કરોડો રૂપૈયા ખર્ચે છે, સાધર્મિક વાત્સલ્યના નામે નવકારશી વગેરેમાં વર્ષે વર્ષે લાખો રૂપૈયાના ખર્ચ થાય છે. જૈનોની ધાર્મિક પાઠશાળાએ અને બોર્ડીંગોનુ એકસરખુ બંધારણુ અવલોકવામાં આવતુ નથી. પાઠશાળાએ અને બોર્ડીંગોપર એકહુથ્થી સત્તા અને બંધારણના અભાવે ઉપયોગી બોર્ડીંગો અને પાઠશાળાઓનો નાશ થાય છે, અને અનુપયોગી બોર્ડીંગો અને પાઠશાળાઓ અવ્યવસ્થિતપણે ચલાવવાથી ખર્ચ પ્રમાણે લાભ મળી શકતો

નથી. સર્વમાન્ય સાધુગુરૂકુલ અને ચતુર્વિધ સંઘ માન્ય સાધ્વીગુરૂકુલના અભાવે સાધુઓ તથા સાધ્વીઓને અભ્યાસ કરવામાં અનેક મુશીબતો નડે છે, અને અભ્યાસ પણ પરિપૂર્ણ થઇ શકતો નથી. ભિન્ન ભિન્ન સંઘાડાઓમાં ભિન્ન ભિન્ન સાધુઓ પાસે અનેક શાસ્ત્રીઓ રાખવા પડે છે અને તેથી પરિણામ એ આવે છે કે વિહારમાં સાધુઓને જોઇએ તે પ્રમાણમાં અભ્યાસ થઇ શકતો નથી અને ચોમાસાના ચાર માસમાં કરેલો અભ્યાસ પશ્ચાત્ વિહારમાં વિસ્મરણ જેવો થઇ જાય છે. સર્વ સંઘાડાઓને પરસ્પર સંપ થયા વિના એક બીજાની પાસે જે જે વિષયોનો સાધુઓને અભ્યાસ કરાવવો હોય તે પણ કરાવી શકાતો નથી. પૂર્વે એક ગચ્છના સાધુઓ અન્ય ગચ્છના અમુક વિદ્વાન્ સાધુઓ પાસે અમુક વિદ્યાનું અધ્યયન કરવા માટે જતા હતા. અને તે સંબંધી ગચ્છોની ઉદાર દૃષ્ટિવાળાં બંધારણો હતાં તેવી સમ્યગ્ સ્થિતિ હાલમાં અત્રવોકી શકાતી નથી. તેનું કારણ એ છે કે પરસ્પર

ગચ્છ-સંઘાડાના આચાર્યોને જૈનોન્નતિ સંબંધી સુલેહ સંપકરારોના જેવાં બંધારણો હોવાં જોઇએ તેવાં હાલ નથી. સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાએ ચતુર્વિધ સંઘ ભેગો મળીને ગચ્છનાં બંધારણો સુધારીને આચાર્યોમાં પરસ્પર સંપ કરાવીને તેમની આજ્ઞા નીચે સાધુઓ અને સાધ્વીઓ રહીને જૈનોન્નતિનાં કાર્યો કરે તો અવશ્ય જૈન સંઘની ઉન્નતિ થાય. આ જમાનો જાણી જોઇને બેસી રહેવાનો નથી પણ જાગ્યા બાદ પોતપોતાની ફરજો અદા કરવાનો છે. જૈનોની પડતીને એકદમ અટકાવવા માટે સામાન્ય ગચ્છ-સંઘ અને ચતુર્વિધ સંઘ સર્વગચ્છના સમુદાયનો બનેલો મહાસંઘ અને જૈનધર્મની પ્રગતિ થાય એવા સાહિત્યોનો પ્રકાશ કરવાની જરૂર છે. બળતાં ઘરને બચાવવાને જેટલો ત્વરાથી પ્રયાસ કરવામાં આવે છે તેટલો ખપમાં આવે છે તદ્વત્ ચતુર્વિધ સંઘે જાગૃત થઇને જૈન કોમની ઉન્નતિ કરવા પરસ્પર એક બીજા અંગને સહાય આપવા અને તે માટે કરોડો ઉપાયો કરીને આગળ વધવામાં એક

ક્ષણમાત્ર પણ પ્રમાદ ન કરવો જોઇએ. " સર્વ જૈન કોમના શ્રેયમાં સ્વકીય શ્રેય છે." એવું ક્ષણે ક્ષણે સ્મરણ કરીને સંઘોન્નતિનાં કાર્યો કરવામાં આત્મભોગ પૂર્વક અપ્રમત્ત બનવું જોઇએ. જે મનુષ્ય સંઘરૂપ પચીસમા તીર્થંકરની વિનય અને બહુમાનથી સેવા કરે છે તે તીર્થંકર નામકર્મને બાંધે છે અને તે પરમાત્મપદ પ્રાપ્ત કરે છે. અતએવ ચતુર્વિધ સંઘની ઉન્નતિ માટે આચાર્યાદિનાં બંધારણો સુધારવાં જોઇએ.

પ્રતિવર્ષે જૈનકોમમાં દેવભક્તિનિમિત્તે ખર્ચાતા, સિદ્ધાચલાદિ તીર્થોના સંઘ કાઢવા નિમિત્તે ખર્ચાતા, ગુરૂભક્તિ નિમિત્તે ખર્ચાતા, જ્ઞાનદ્રવ્ય નિમિત્તે ખર્ચાતા, કેળવણી નિમિત્તે-વરઘોડા અને ઉજમણાનિમિત્તે ખર્ચાતા, સાધારણ દ્રવ્યનિમિત્તે ખર્ચાતા પુસ્તકો લખાવવા તથા છપાવવા નિમિત્તે ખર્ચાતા, જીવદયા-પાંજરાપોળ-લગ્ન-નાત-માસીઆ-નવકારશી અને અન્યવરા નિમિત્તે ખર્ચાતા સર્વ પ્રકારના ખર્ચના રૂપૈયાનો સરવાળો કરવામાં આવે તો એક

બે કરોડ રૂપૈયાનો લગભગ ખર્ચ થતો ગણી શકાય. જૈન મહાસ ઘનુ બધારણ થાય અને પ્રતિવર્ષ ખર્ચાતા કરોડો રૂપૈયાની સર્વ ખાતાની એકબીજાની સાથે સયોજના કરીને વ્યવસ્થા કરવામાં આવે અને જે ખાતાં હાલ ખાસ આવશ્યક પોષવા યોગ્ય હોય તે વ્યવસ્થા પૂર્વક પોષણ કરવામાં આવે તો જૈન કોમના કરોડો રૂપૈયાનો વિશેષ પ્રમાણમાં શુભોપયોગ કર્યો ગણી શકાય અને તેનું ફલ પણ જૈન કોમની અને જૈનધર્મની ઉન્નતિ માટે સારૂં આવી શકે. ભવિષ્યમાં દેવદ્રવ્યાદિ સર્વ ખાતાઓનું પોષણ યથાર્થ ચાલશે કે કેમ ? એ એક મહાપ્રશ્ન છે. જૈન કોમે ઉપર્યુકત ખાતાઓની વ્યવસ્થા અને તેની યોજનાઓમાં જમાનાને અનુસરી સુધારો વધારો કરી આગળ વધવું જોઇએ. સર્વ જૈનોના હૃદયમાં આ બાબતની જાગૃતિ લાવનાર જૈન સાધુઓ અને સાધ્વીઓ છે. જૈન કોમ-રૂપ એક શરીરના અંગ સર્વત્ર પ્રસરનાર રક્ત સમાન સાધુઓ અને સાધ્વીઓ છે. એ બે વર્ગની પૂજ્યતા–

મહત્તા-શુદ્ધતા-ઉચ્ચતા અને તે બે વર્ગની વૃદ્ધિથી જૈન કોમના સર્વ ધાર્મિક ખાતાઓનું જીવન નભી શકે છે. સાધુઓ અને સાધ્વીઓ જો ગીતાર્થ સૂરિયોની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરે છે અને આચાર્યની આજ્ઞા મુજબ ઉન્નતિ માટે નિયમિત કરેલી અમુક યોજનાઓને આગળ કરીને તે પ્રમાણે એકસરખી રીતે ઉપદેશ દે છે તો તેનું પરીણામ તુર્ત સારૂં આવે છે. સાધુઓ અને સાધ્વીઓ ખરેખર આચાર્યની આજ્ઞાથી નિયમિત યોજનાની વ્યવસ્થા પૂર્વક વર્તીને અલ્પકાલમાં સર્વત્ર મહાલાભ આપી શકે છે. જૈનાચાર્યોની કરેલી ધાર્મિકોન્નતિ વ્યવસ્થાની યોજનાઓને સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ જો બહુમાન સત્કાર પૂર્વક વધાવી લે છે તો તેથી સો વર્ષે થનારૂં કાર્ય દશ પંદર વર્ષમાં થાય છે અને હજાર વર્ષે થનારૂં પચાશ વા સાઠ વર્ષમાં થાય છે. ચતુર્વિધસંઘ જો પરસ્પર કુસંપ કરીને જૈન મહાસંઘોન્નતિના કાયદાઓથી ભ્રષ્ટ થાય છે અને પોતાની

મરજી આવે તેમ વર્તે છે તો રાજા અને સેનાધિપતિની આજ્ઞાથી ભ્રષ્ટ બનેલા સ્વચ્છંદી સૈન્યની જેમ અવનતિ પામી નષ્ટ થાય છે. પરસ્પર કુસંપ બાંધાયેલુ સૈન્ય જેમ નાશ પામે છે તેમ ચતુર્વિધસંઘ પણ અવનતિને પામે છે સંપ, ભ્રાતૃભાવ અને જૈન સંઘોન્નતિના કાર્યો કરવામાં સાંપ્રત જૈન કોમમાં જે જે અંશે કુસંપ, કલેશ, પરસ્પર મતભેદ, તકરારો વગેરે ઉત્પન્ન થાય છે તે તે અંશે જૈન કોમ પશ્ચાત્ રહે છે અને પચીશ–પચાશ વર્ષમાં ધારેલી ઉન્નતિના બદલે પચાશ વર્ષ પાછળ જૈન કોમ રહે છે તે ખાસ પ્રત્યેક જૈને હૃદયમાં વિચારીને જૈન કોમની અવનતિ કરનાર કુસંપ વગેરેનો નાશ કરવા માટે જેટલો બને તેટલો આત્મભોગ આપવો જોઈએ પ્રત્યેક જૈનના મનમાં જૈનકોમની એકતા કરવા અને જૈન સંઘ તથા જૈનધર્મ માટે આત્મભોગ આપીને કંઈ પણ કરી બતાવવાની ઇચ્છા થશે, ત્યારે જૈનકોમમાં વાસ્તવિક પ્રગતિની ચળવળ ઉદ્ભવશે, એમ ખાત્રીથી

માનવું. હું જૈન કોમનો એક ભાગ છું, મારી શક્તિ પ્રમાણે જૈનકોમ અને જૈનધર્મ માટે મારા શીર્ષપર પ્રાપ્ત થએલી ફરજે બજાવવી જોઇએ તેજ મારો કર્મયોગ છે; એમ જ્યારે પ્રત્યેક જૈનના મનમાં વિચાર આવશે, ત્યારે ચતુર્વિધ સંઘના પ્રત્યેક અંગની પુષ્ટિ–વૃદ્ધિ થશે અને તેથી જૈનાચાર્યો પણ જૈન કોમની પ્રગતિના જે જે વિચારો જૈન કોમને જણાવશે તે આચારમાં પ્રગટી નીકળશે.

---

## પ્રકરણ ૩ જું.

જૈન ચતુર્વિધ મહાસંઘની ઉન્નતિ માટે આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્તકો, સ્થવિરો, પંન્યાસો, સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ આત્મભોગ આપવા યથાશક્તિ સ્વાધિકારતઃ પ્રયત્ન કરે તે બનવા યોગ્ય છે. પરંતુ તેમાં વિશેષ કથ્ય એ છે કે જે જે અંશે કષાયો ઘટશે, તે તે અંશે જૈનધર્મ અને જૈનકોમ

માટે વિશેષ પ્રગતિનાં કાર્યો કરી શકાશે. જૈનધર્મ અને મહાસંઘની સેવામાં આત્મભોગ આપનારાઓએ મતભેદસહિષ્ણુતા નામનો ગુણ ખીલવવો જોઇએ. ચતુર્વિધ મહાસંઘમા 'ખોપરી ખોપરી મતિ ન્યારી' ના ન્યાયે અનેક મતભેદો હોય એ સંભવિત છે. તેથી તે મતભેદોને સહન કરીને સર્વની સાથે મળીને કાર્ય કરવાની આત્મશક્તિ પ્રગટાવવી જોઇએ. જે મતભેદને સહન કરી શકતો નથી તે અનેક મતભેદધારક મનુષ્યોની સાથે અમુક બાબતમાં ભેગો મળી કાર્ય કરવાને શક્તિમાન્ થઇ શકતો નથી અને ઉલટું સમ્મેલનના બદલે વિષમતાનું ઉત્થાન કરી લાભને બદલે હાનિ પ્રાપ્ત કરી શકે છે. મતસહિષ્ણુતાવાળો મનુષ્ય મતભેદે ઉદારભાવ રાખીને જૈનકોમ અને જૈનધર્મની સેવામાં આગળ વધી આત્મોન્નતિની સાથે મહાસંઘોન્નતિમાં આત્મભાગ અને આત્મભોગ સમર્પવા વિશેષતઃ સમર્થ થઈ શકે છે. મતભેદને સહ્યા વિના એકબીજાની સાથે હાથોહાથ મિલાવી

કાર્ય કરી શકાય નહિ. મતભેદને નહિ સહન કરનાર ક્ષણુમાત્રમાં 'મગજની સમતોલતાને ખોઈ બેસે છે, અને રંગમાં ભંગ પાડી જૈન મહાસંઘની ઉન્નતિમાં વિક્ષેપ નાખે છે અને તેના નિમિત્તે અન્યોની પાસે વિક્ષેપો નખાવે છે. સ્વાત્મોન્નતિમાં આગળ વધવા માટે મતભેદોને સહન કરવા પડે છે તો જૈન મહાસંઘ અને જૈનધર્મની ઉન્નતિમાં અનેક મતભેદોને સહન કર્યા વિના એક પગલું પણ ભરી શકાય નહિ; એમ અવબોધીને જેણે મતભેદસહિષ્ણુતાને ધારણ કરી હોય છે, તેજ જૈન મહાસંઘસેવા-ગચ્છ સેવા-સમાજ સેવા-મંડલ સેવા વગેરે સેવાઓ કરવાને અધિકારી બને છે. 'મને માન મળશે' એવી બુદ્ધિ રાખ્યા વિના અનેક વ્યક્તિઓ તરફથી થનાર અપમાનને જે સહન કરે છે, તે જૈનધર્મોન્નતિ માટે આત્મભોગ અર્પવા સમર્થ થાય છે. આ વિશ્વમાં કોઇ એવો મનુષ્ય નહિ હોય કે જેના માટે લોકોના બે મત ન હોય. કોઇ કંઇ કહેશે અને કોઈ કંઈ કહેશે. જૈન કોમની સેવા,

દેશની સેવા, સમાજની સેવા આદિ અનેક પ્રશસ્ય સેવા કરનારાઓને દુનિયા તરફથી ઘણું અપમાન સહન કરવું પડે છે. શ્રીમહાવીર પ્રભુને કેટલા ઉપસર્ગ સહન કરવા પડયા છે ? છદ્મસ્થાવસ્થામાં વજ્રભૂમિમાં અનાર્યોએ તેમનું અનેક પ્રકારના ખરાબ શબ્દોથી અપમાન કર્યું હતું. ઈશુક્રાઈસ્ટ, મહમદ પેગંબર, ગૌતમબુદ્ધ, કલિકાલસર્વજ્ઞ શ્રીહેમચંદ્રાચાર્ય વગેરેને અપમાન સહન કરવાં પડ્યાં હતાં. અપમાન સહન કરવાની આત્મશક્તિ પ્રગટ્યા વિના જૈન કોમ સેવા, જૈન ધર્મ સેવા, દેશ સેવા, જ્ઞાનાભ્યાસ સેવા વગેરે અનેક પ્રકારની આવશ્યક પ્રશસ્ય સેવામાં એક ડગલું માત્ર પણ આગળ વધી શકાવાનું નથી, એમ પરિપૂર્ણ વિશ્વાસ રાખીને આ બાબતમાં પ્રવૃત્તિ કરવી એમ પ્રથમતઃ કથવામાં આવે છે.

માનની ઇચ્છાવાળો મનુષ્ય પ્રમાણિકપણે મહાસંઘની સેવા કરવા શકિતમાન્ થઈ શકતો નથી; એટલુંજ નહિ પરંતુ જ્યારે તેને માન મળવું બંધ

થાય છે, ત્યારે ઉલટું પોતે કરેલી સેવાને માટે પશ્ચાત્તાપ કરે છે અને તેનું ચિત્ત ક્ષણમાં સેવાકાર્યથી પાછું ફરે છે. જૈન કોમ અને જૈનધર્મની વૃદ્ધિ થાય એવા હેતુઓની પ્રવૃત્તિમાં નામરૂપની અહંવૃત્તિ તો હૃદયમાં રહેવીજ ન જોઇએ. સેવાધર્મને બદલે માનની ઇચ્છા રાખવાથી આત્મોન્નતિકારક શક્તિઓની પ્રગતિ થતી નથી. સમાજ, સંઘ, મંડલ, ગચ્છ વગેરેની ઉન્નતિમાં પણ નિષ્કામપણે ભાગ લેઇ શકાતો નથી. જૈન મહાસંઘની સેવામાં માનને અપમાન એ બે શું છે એનું કોઇપણ જૈન વ્યકિતને ભાન રહેવું ન જોઇએ. જૈનસંઘ માટે જે જે કાર્યો કરી શકાય તે કરવાં તે સ્વકીય ધાર્મિક ફર્જ છે. એમ અવબોધીને માન અને અપમાનથી નિર્લેપ રહીને પ્રતિદિન સ્વફર્જમાં પ્રવૃત્ત થવું જોઇએ. અપમાનથી જે મનુષ્ય ક્રોધાદિક ભાવમાં ગમગીન થઇ જાય છે, તે આત્મોન્નતિમાં અને અન્ય મનુષ્યોને ઉન્નતિમાં સહાય આપવાને એક ક્ષણ માત્ર પણ સ્થિર રહી શકતો

નથી. અપમાનની લાગણીવાળો મનુષ્ય ક્ષણમાં ક્રોધી બને છે અને વૈર, ઝેર, ઈર્ષ્યા અને અપમાનનો બદલો વાળવાની બુદ્ધિથી અનેક પ્રકારની સંઘમાં વિક્ષેપ પડે એવી પ્રવૃત્તિ કરે છે. શરીરમાં, નામમાં, રૂપમાં હું એવાપણાની વૃત્તિના દૃઢ સંસ્કારો પ્રવર્તે છે, ત્યાંસુધી માન અને અપમાનની લાગણી ઉત્કૃષ્ટ રહે છે. માન અને અપમાનવૃત્તિપૂર્વક મહાસંઘાદિની સેવામાં પ્રવૃત્ત થવું એ અધમસેવા છે અને જૈન મહાસંઘ વગેરેની સેવામાં માન, અપમાન અને યશ:કીર્તિ આદિની પ્રાપ્તિ માટે વા અન્ય કોઈ સ્વાર્થને લેઇ પ્રવૃત્તિ કરવામાં આવે એ મધ્યમ સેવા છે અને માન તથા અપમાનની લાગણી વિના કોઇ પણ પ્રકારની કામના વિના નિષ્કામ ભાવે સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓએ ચતુર્વિધ મહાસંઘની સેવા એ ફક્ત પોતાની ફર્જ છે એમ માનીને જે સેવા કરવામાં આવે છે, તેને ઉત્તમોત્તમ સેવા અવબોધવી. હું ફક્ત મારી શકિત અને સ્વાધિકાર પ્રમાણે

સ્વસેવારૂપ સ્વફર્જને અદા કરૂં છું તે કર્યા વિના છુટકો નથી, તે આવશ્યક કર્તવ્ય છે એમ અવબોધીને જે મનુષ્ય જૈન મહાસંઘ-જૈનધર્મપ્રસારપ્રગતિ-પ્રવૃત્તિ વગેરેમાં ઉદ્યુકત થાય છે, તે સંવર નિર્જર તત્ત્વો આત્મોન્નતિપૂર્વક મહાસંઘોન્નતિ કરી શકે છે. સ્વવ્યક્તિ રૂપ વ્યષ્ટિની ઉન્નતિ કરવા માટે મતસહિષ્ણુતા, માન અને અપમાનને સહવાની શકિતને, સામાન્યત: અનેક પ્રકારનું સહન કરવાની શકિતને જે આચારમાં મૂકી ખીલવે છે, તે જૈન મહાસંઘ-દેશ સમાજ અને સમસ્ત દેશ, જનસમાજરૂપ સમષ્ટિની પ્રશસ્ય વાસ્તવિક પ્રગતિમાં આત્મભોગ-ત્યાગ સમર્પવા શકિતમાન્ થાય છે. જૈન મહાસંઘરૂપ એક સમષ્ટિની સેવાકરનારે સમયજ્ઞ થવું જોઇએ અને સર્વ મનુષ્યોની સાથે હળી મળીને ચાલવાનું શિક્ષણ ગ્રહીને ને આચારમાં મૂકવુ જોઇએ. જ્યાં સુધી મનુષ્ય સમયજ્ઞ થયો નથી તે ગમે તેવો દક્ષ હોય તોપણ કોઈપણ જાતની ધાર્મિક વા વ્યાવહારિક સમાજસેવાનું

આચરણ કરી શકતો નથી. સમયજ્ઞ મનુષ્ય પ્રત્યેક વખતે અમુક પ્રતિકુલ વા અનુકુળ સંયોગોમાં કેવી રીતે વદવું-વર્તવું તે યથાર્થ અવબોધી શકે છે અને તેથી તે જૈન કોમ-જૈનધર્મની સેવામાં સમયજ્ઞ થઈને યથાતથ્ય પ્રવૃત્તિ કરી શકે છે. જે મનુષ્ય સમયસૂચકતા વાપરીને દેશ-સમાજ-ધર્મની સેવા કરે છે તે ઘણાં વિઘ્નોમાંથી નિર્વિઘ્નપણે પસાર થાય છે. સમયજ્ઞ મનુષ્ય, અમુક મનુષ્યની સાથે અમુક પ્રમાણે વર્તી જૈન સંઘની સેવામાં ભાગ લઈ શકે છે તેથી તે આત્મોન્નતિની સાથે મહાસંઘરૂપ સમષ્ટિની પ્રગતિ-પુષ્ટિ-તુષ્ટિ-વૃદ્ધિ અને રક્ષા કરી શકે છે.

સાધુઓ અને સાધ્વીઓ એક બીજાના સંઘાડાનાં ક્ષેત્રોપર શ્રાવકોના ઉપરઉપરના રાગનાં આકર્ષણથી પડાપડી કરે છે અને એકબીજાનાં ક્ષેત્રના શ્રાવકોને પરસ્પર સંઘાડાના સાધુઓ વિરૂદ્ધ સમજાવી પોતપોતાની સત્તા અને રાગનો ચિરંસ્થાયિભાવ રાખવા પ્રયત્ન કરે છે, પરંતુ તેમાં પરસ્પર સંઘાડા-

ગચ્છના સાધુઓ અને સાધ્વીઓની શ્રાવકોપરની સત્તાનો નાશ થાય છે અને તેઓ ભિક્ષા માગી ખાનાર બાવાઓના જેવી દશાને પ્રાપ્ત કરે છે. આવી પ્રવૃત્તિ વર્તમાનમાં પ્રાયઃ ઘણી દેખવામાં આવે છે. તેઓ સરાગસંયમી હોવા છતાં અને પંચમ આરામાં હોવા છતાં ચોથા આરાના જેવી વીતરાગદશાનો ડોળ કરીને જ્યાં ત્યાં પરસ્પર ગચ્છ-સંઘાડાનાં ક્ષેત્રોપર, અને શ્રાવકોપર પડાપડી કરી પોતાનું જમાવવા અને અન્યોનું નિષ્કાસન કરવા જતાં બગલાભકતની દશા કરે છે તે સદા ટકી શકતી નથી અને પરસ્પર સાધુઓની પ્રાયઃ આંતરિક અવ્યવસ્થિત આવી સ્થિતિ બનવાથી 'દુઃખે માથું અને કૂટે હૈયું' એવી બાહ્યમાં પ્રવૃત્તિ આદરીને વીતરાગદશા જણાવવા જાય છે, પરંતુ તે સિદ્ધ થતી નથી અને સરાગદશાના સંયમ પાળવાની ગચ્છ-સંઘાડા-ક્ષેત્રની સુવ્યવસ્થાથી ભ્રષ્ટ થઇ સંઘપરની સ્વસાધુસત્તાનો ઉચ્છેદ કરે છે. હજામ અને ભંગીઆઓની કોન્ફરન્સમાં એકએકના ઉપર

પડાપડી ન કરવી એવો બંદોબસ્ત થયો છે અને તે પ્રમાણે તેઓ વર્તે છે તો સંઘપર સત્તા ધારણ કરનારી સાધુકોમ જો આ બાબતમાં કાંઇ વિચાર કરીને પરસ્પર એકબીજાના ક્ષેત્રો ઉપરની પડાપડીનો ત્યાગ નહિ કરે તો સરાગસંયમ પાળવાની અને પ્રવર્તાવવાની સત્તાનો ઉચ્છેદ થશે અને શ્રાવકો વગેરેને સુવ્યવસ્થાથી જે લાભ મળતો હશે તે બંધ થશે તેમજ પરીણામે સંઘસત્તાના સૂત્રોમા પરિવર્તન થવાથી અને સાધુઓમાં પરસ્પર થતી નિંદાદિક ખોદણીથી તેઓનો સાધુઓપરનો રાગ ટળી જશે. અતએવ પરસ્પર સંઘાટક ગચ્છીય સાધુઓએ પરસ્પરના ક્ષેત્રોપર પડાપડી નહિ કરતાં એક સુવ્યવસ્થાથી સલાહસંપ કોલકરાર કરીને વર્તવું જોઇએ કે જેથી વર્તમાનમાં તથા ભવિષ્યમાં એકબીજાના સંઘાડા–ગચ્છના સાધુઓની સત્તાનો નાશ ન થાય અને શ્રાવકોને સાધુઓની ગરજ રહે તથા 'સાધુઓ પરસ્પર એકબીજાની ખોદણી કરનારા છે' ઇત્યાદિ ખોદણી કરવાનો સત્તા

સામે થનારા શ્રાવકો વગેરેને અવકાશ ન રહે. આ બાબતનો પરસ્પર સંઘાડા-ગચ્છના ઉપરી આચાર્યો વગેરેએ નિર્ણય કરી સલાહસંપ કરવો જોઇએ. ગચ્છ-સંઘાડાની વ્યવસ્થાઓ સુધારવાને અને પરસ્પર લઘુવર્તુલોનું ઐક્ય કરવા માટે વખતસર પ્રયત્ન નહિ કરવામાં આવશે, તો અંતે એ પરીણામ આવવાનું કે પરસ્પર કલેશાદિ સંઘર્ષણમાં સાધુઓ, સાધ્વીઓ અને તેઓના પરસ્પર રાગી શ્રાવકો અને શ્રાવિકાઓનું અશુભમાર્ગે આત્મવીર્ય નષ્ટ થવાનું; એમ નક્કી જાણવું. જે ધાર્મિક કોમમાં અનેક જાતનો સડો પેસે છે અને લઘુ લઘુ વર્તુલમાં વહેંચાઈ જઈને પરસ્પર એકબીજાનું અશુભ કરવા પ્રયત્ન કરે છે તે કોમનો યાદવાસ્થલી પેઠે સ્વયમેવ નાશ થાય છે અને તે કોમ વિશ્વમાં પોતાનું અસ્તિત્વ સંરક્ષવા શક્તિમાન્ થતી નથી. પરસ્પર સંઘાડાઓ, ગચ્છો આદિના પ્રમુખો જેઓ ક્ષેત્રાદિની સુવ્યવસ્થાપૂર્વક રહે છે અને પરસ્પ-ર એક બીજાના ગચ્છમંતવ્યને વા અન્યગચ્છીય સાધુ-

ઓને તોડી પાડવા માટે અને અન્યગચ્છીય શ્રાવકોને અનેક યુક્તિથી પોતાના રાગી કરવા માટે દાંભિક ધર્મોપદેશદ્વારા પ્રયત્ન કરે છે,તેઓ અ તે પરસ્પર સ્વયમેવ વિનાશ પામે છે. અતએવ ઉપર્યુક્ત વાતને લક્ષ્યમાં લેઇ આ સુધરતા જમાનામાં પોતાની દશાનો ખ્યાલ કરીને એકતા કરવાને માટે સંકુચિતદૃષ્ટિ, વિરોધદૃષ્ટિ, મમત્વદૃષ્ટિ અને વૈરદૃષ્ટિનો ત્યાગ નહિ કરે તો તેઓના લુખ્ખા આચારોનું કાંઈ જોર ચાલશે નહિ અને ગુણ વિનાના ઉપરઉપરના આચારોથી તેઓ વિશ્વસમાજને આકર્ષણ કરી શકશે નહિ. યતિકોમ પરસ્પરની ખોદણી, કુસંપ, શૈથિલ્યાચાર અને પ્રમાદને વશ પડી ગોરજીની અવસ્થાને પામી તેઓના તરફ શ્રાવકોનો રાગ ઉતરી જવા છતાં તેઓ પૂર્વજોની સત્તાથી હજીસુધી સ્વાસ્તિત્વ સંરક્ષી શકયા છે. હવે જૈન કોમનો સાધુઓપરથી પરસ્પરની ખોદણી, કુસંપ, એક બીજાની નિંદાના છાપાં છપાવવાં અને પરસ્પર વૈર ઇત્યાદિ કારણોથી તેઓના પરનો રાગ પ્રતિદિન ઘટતો જાય છે.

અને ભવિષ્યમાં આ પ્રમાણે ચાલશે તો સારા મનુષ્યો સાધુઓ થશે જ નહિ અને અકેળવાયેલ દુઃખી મનુષ્યો સાધુઓ થશે, તેઓ જૈન કોમનું શું શ્રેય કરી શકશે ?

ધોળામાથી પીળાં થયાં અને પીળામાંથી શું થશે ? તત્સંબંધી ચેતવામાં નહિ આવે તો ઈતિતૃતીય રૂપ કાંઈ જાગશે એમ નક્કી માનવું. શ્રીવીરપ્રભુનુ એકવીશ હજાર વર્ષ પર્યંત શાસન ચાલશે એમ જે કહેવામાં આવે છે તે સત્ય છે, પરંતુ જો આ પ્રમાણે રહેશે તો ભયાસ્પદ છે. અતએવ શ્રીવીરપ્રભુનું એકવીશ હજાર વર્ષ પર્યંત શાસન ચાલે તેમ ઉદ્યમાદિ ગુણોવડે જાણીને સાધુઓએ ઐક્ય કરી વર્તવું જોઇએ.

ગચ્છ–સંઘાટકો વગેરેની વ્યવસ્થા પરસ્પર એક સાંકળના અંકોડા જેમ એકબીજાની સાથે સંબંધ રાખી વર્તે છે, તેવી રીતે વ્યવસ્થિત થવી જોઇએ. ગચ્છ–ગણના મૂલ ઉદ્દેશો શ્રીઋષભદેવ અને મહાવીરપ્રભુ વિદ્યમાન છતાં જેવા હતા તેવા હોવા જોઇએ અને

તેમાં જે જે યોજનાઓની ખામીઓ લાગતી હોય તે સુધારવી જોઇએ અને પરસ્પર એકબીજાની સાથે અમુક અમુક ઉચ્ચ, વિશાલ, સાર્વજનિક, હિતકારક અને વર્તમાન ભવિષ્યની પ્રગતિમાં પરિપૂર્ણ બંધબેસતા એવા નિયમોથી સંબંધિત થઇને પ્રવર્તાવવાની આવશ્યક મહાન્ ફરજને એક ક્ષણુ માત્ર પણુ પ્રમાદથી ન વિસરવી જોઇએ અને જો ઉપર્યુકત આવશ્યક પ્રગતિ વિચારસૂત્રને અવગણી પ્રમત્ત થવાશે તો સાર્વજનિક હિતકલ્યાણાદિ ગુણોના અભાવે ગચ્છાદિની ઉપયોગિતા જનસમાજમાં નહિ ભાસવાથી સ્વયમેવ ગચ્છાદિકનો હ્રાસ થવાની સાથે વર્તમાન સાધુઓમાં અને સાધ્વીઓમાં અવનતિકારક આભ્યંતર સડો ઉદ્ભવશે એમ ખાસ લક્ષ્યમાં રાખવું. મહાસંઘની પ્રગતિ પ્રવૃત્તિની આંતરિક સદ્ગુણુ સુધારણા કરીને સાત્વિક ગુણવડે વાસ્તવિક સુખના માર્ગે વાળવા માટે સાધુઓએ દેશકાલ મર્યાદાથી વ્યવસ્થિતપણે ઉપદેશ

દેવો જોઈએ. સ્વાત્મકલ્યાણ થાય અને વિશ્વસમાજાદિનું કલ્યાણ થાય અને આંતરિક સદ્ગુણોમાં વિશ્વજનોનું લક્ષ્ય આકર્ષાય, એવી યોજનાઓપૂર્વક શનૈઃ શનૈઃ ગણ ગચ્છ સંઘાટકના ઉદાર વિચારો અને આચારો વધે એવી પ્રવૃત્તિ કરવી જોઈએ. સર્વગચ્છીય સાધુઓ એક સાંકળના અંકોડાની પેઠે પરસ્પર એકબીજાથી સંબંધિત થઈને અને ઐકયભાવમાં અવિરોધી બની શનૈઃ શનૈઃ મહાસંઘના અભિન્નસ્વરૂપમાં તન્મયપણે મળીને રહે એવા કેન્દ્રસ્થાનને સાધ્યબિન્દુ તરીકે લક્ષ્યમાં રાખીને વાર્તમાનિક ગચ્છબંધારણોમાં પરસ્પર સંઘાટક ગચ્છોના નેતાઓએ સુધારો કરવો જોઈએ કે જેથી ભવિષ્ય સારૂં આવી શકે. વાર્તમાનિકદ્રષ્ટયા મહાસંઘ ઉપદેશાદિ સત્કાર્યોમાં સુખપૂર્વક પ્રવૃત્તિ થાય અને ભવિષ્યમાં મહાસંઘના ઐકયભાવમાં તન્મયપણે સર્વ રહે અને વિશ્વજનસમાજની સાથે સાર્વત્રિક શુભ પ્રગતિમાં ભાગ લેવાય એવા ઉદાર વિચારોમાં અને આચારોમાં સુખપૂર્વક સાધુઓ અને સાધ્વીઓ પ્રવર્તી શકે એવું

દૃષ્ટિબિંદુ લક્ષ્યમાં રાખીને લઘુ લઘુ ગચ્છ વર્તુલોના પ્રવર્તકોએ પરસ્પર વીર્યહાનિકર અને ઐક્યહાનિકર સંકર્ષણ ન થાય અને સંઘીભૂત શક્તિઓનું પુનઃ અનેક પ્રસંગોમાં પ્રથક્કરણત્વ ન થાય એવી યોજનાઓની સુવ્યવસ્થાપૂર્વક અપ્રમત્ત માનસિક–વાચિક અને કાયિક યોગથી સર્વ સાથે પ્રવર્તવું જોઇએ. તેમ જ વિરોધક બળ અને વિનાશકારક બળની સામે રહી તેઓના કરતાં અત્યંત સંઘબળ પ્રાપ્ત કરી પ્રગતિ પ્રવૃત્તિ કરી શકાય એવા પ્રકારના ઉપાયોવડે કર્મયોગી બનવું જોઇએ. કર્મયોગી એવા ઉદ્ધારક મહાપુરૂષો જે જે કોઈ આવી સાર્વત્રિક જનસમાજ ભાવનાનું હિત ધારતા હોય, તેઓને મન–વાણી–કાયા અને ધનાદિકનું સ્વાર્પણ કરી તેમની આજ્ઞાઓને અનુસરી શુભમાં યથાશક્તિ યત્ન કરવામાં યદિ કોઇ બાબતમાં પ્રતિપક્ષીઓ તરફથી હાર થાય તો પણ હિંમત ન હારતાં બમણું બળ વાપરીને જે જે અંશે પ્રવૃત્તિ કરવામાં આવે છે તે તે અંશે સ્વાત્મ કલ્યાણનો વિશ્વાસ ધારણ કરવો

જોઈએ. આત્મશ્રદ્ધા ધારણ કરીને મહાસંઘરૂપ વર્તુલાંતર્ગત લઘુસંઘાટક ગચ્છાદિ વર્તુલોનો ઉદાર વિચારાચારોએ સંબંધ બાંધવાની સેવામાં સ્વસમય પરસમય સેવકોના પ્રગતિ વિચારોના સારભાગને લેવાની સાથે વર્તમાન જમાનાની અનુકુલતા પ્રમાણે પ્રવર્તવું જોઈએ. અલ્પદોષ અને મહાલાભ દૃષ્ટયા સંપ્રતિ કર્તવ્ય કાર્યોમાં જે જે સુધારાઓ કરવાના હોય, તેને મહાસંઘાદિ સેવાર્થે કરવા અને તેમાં જેટલો બને તેટલો આત્મભોગ સમર્પવો તથા સ્વાધિકારે સદોષ વા નિર્દોષ જે જે પ્રવૃત્તિઓ મહાસંઘ પ્રગતિ માટે કરવાની હોય તે તે આપત્તિકાળ અને અપવાદમાર્ગને લક્ષ્યમાં રાખીને ભૂતપૂર્વની સર્વ પ્રકારની જાહોજલાલીની પ્રાપ્તિ થાય એવું હૃદય આગળ દૃષ્ટિબિંદુ રાખીને કરવી કે જેથી પૂર્વાપર અવિરોધપણે પ્રગતિ પ્રવૃત્તિ પાન્થત્વ પ્રાપ્ત થઇ શકે.

ઉપર્યુક્ત ઉદાર વિચારાચાર કર્તવ્યશિક્ષા પ્રમાણે મહાસંઘ અને મહાસંઘાત ગતિ પ્રત્યેક

વ્યક્તિ નહિ વર્તશે, તો ચાતુર્વર્ણ્ય મહાસંઘની પ્રગતિના સ્થાને અવનતિ દેખાશે અને બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય અને શુદ્ર વગેરે સર્વ મનુષ્યોમાં દેશકાળાનુસારે જૈન ધર્મનું વિશાળ જીવત્સ્વરૂપ પ્રગટી શકશે નહિ. સર્વ ગચ્છોના પરસ્પર સંબંધના અભાવે તેઓમાં અવ્યવસ્થા વધતાં ઇદંતૃતીયમ્ જાગ્રત થશે. જેઓ શાસ્રોના રહસ્યોપૂર્વક દેશકાલાનુસાર સર્વત્ર સર્વ મનુષ્યોને સર્વના અધિકારે સદ્વિચારો-સમર્પશે તેઓ વિશ્વની સપાટીપર ધર્મવડે આગળ વધી શકશે. કેળવાયેલો વર્ગ પ્રાય: સુધારક વિચારોનો પક્ષધારક બનશે. ગચ્છોના નામે જેમ ભૂતકાળમાં પરસ્પર વિરોધો હતા, તેમ નવા કારણે મનુષ્યો અરૂચિયુક્ત થઇ પ્રાચીન અને નવ્યસુધારક પક્ષ એવાં નામોએ મંડલો ઉત્પન્ન કરશે તે સમયે ગચ્છની તકરારો-મતો સંબંધી લક્ષ્ય દેવામાં નહિ આવે અને તેની ચર્ચાઓ કાલાંતરે દબાઇ જશે અને તેનું રૂપ પ્રાચીન સંરક્ષક વર્ગ અને નવ્યસુધારક વર્ગ એ બેના ભાવાર્થ વિશિષ્ટ

મંડલો લેશે. તેઓમા પરસ્પર વિરોધ સંઘટ્ટનથી પરસ્પર શક્તિની હાનિ થશે પરંતુ બને સ્વસ્વ આશયોને વળગી સ્વસ્વ વિચારોને પ્રચારતા બને અમુક રૂપમાં ફાવશે. કાલ કાલનું કાર્ય કરશે, અને અનેક વિચારાચાર રૂપાંતરોએ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાની વાસ્તવિક સ્થિતિ પ્રગતિ થયા કરશે. ભવિષ્યની પ્રજા સંપ્રતિ જે જે વીર્ય હાનિકર ચર્ચાઓ-મતો અને મહાસંઘ પાર્થક્ય પ્રવૃત્તિના કલેશો થાય છે તેના ઇતિહાસ વાંચીને વડવાઓની મૂર્ખતા પર હસશે અને પ્રગતિનો વારસો આપવાના અભાવે તે-ઓના નામની ઘોરોને-કબરોને અવગણશે, આવો પણ એકસમય જો ચેતવામાં નહિ આવે તો ભાવિ દેશકો-સંઘસેવકો અને ઉદ્ધાર દૃષ્ટયાધર્મના જે સેવકો થશે તેઓના મનમાં આવશે. કોઇ સમય એવો નહિ હોય કે જેમા પ્રાચીન માન્યતાના પ્રેમીઓ ન હોય અને તેમ કોઇ સમય એવો નહિ હોય કે જેમાં સુ-ધારકો ન ઉત્પન્ન થાય. બન્નેના આશયો ઉત્તમ હોવા

છતાં કોઇ વખત કોઇની મુખ્યતા અને કોઇ વખત કોઇની ગૌણુતા રહેશે. પરન્તુ કોઇનો સર્વથા નાશ થવાનો નથી. સાપેક્ષ દૃષ્ટિએ વર્તમાનમાં બન્નેના આશયો તરતમયોગે સત્ય હોયછે, પરન્તુ પક્ષ રાગ, આગ્રહ અને અન્ય પક્ષદ્વેષના સંસ્કારો વડે એક બીજાનું સત્ય આંખ આગળ આવવું મુશ્કેલ થઇ પડશે અને કેટલાક મધ્યસ્થ મનુષ્યો દેખી પણ શકશે. આવી દૃષ્ટિ સ્થિતિએ જૈન ધર્મ પ્રવહ્યા કરશે. પાશ્ચાત્ય દેશીયજનો જૈનધર્મના સદ્‌વિચારોને અને સદાચારોને માન આપશે. હાલની જે જે ચારિત્ર માર્ગમાં જે સંકુચિત દશાઓ છે, તે ભવિષ્યમાં તરતમયોગેન્યૂન થતી અવબોધાશે એક વખત નિવૃત્તિ માર્ગ કરતાં પ્રવૃત્તિમાર્ગની પ્રગતિ પ્રતિ મોટા ભાગે સર્વનું લક્ષ્ય ખેંચાશે અને પ્રવૃત્તિ પ્રગતિમાં ઉચ્ચ બલવાન્ થયા પશ્ચાત્ તેઓ નિવૃત્તિમાર્ગ પ્રતિ વિશેષ રૂચિધારક બનશે એવો પણ ભવિષ્યમાં સમય આવશે. ગમે તેમ હોવ, પરન્તુ વર્તમાનમાં સ્વશીર્ષે દ્રવ્યક્ષેત્રકાલભાવે જે જે આવશ્યક કર્તવ્ય ફરજો

આવી પડેલી હોય, તેઓને યથાશકત્યા સ્વાત્મભોગે બજાવવી એ પ્રત્યેકનુ કર્તવ્ય પ્રત્યેક મનુષ્યે અવબોધવું જોઇએ. દ્રવ્ય ક્ષેત્ર કાલભાવે વર્તમાન સાનુકુલ અને પ્રતિકુલ સ્થિતિ એ, બેની વચ્ચમાં રહીને સ્વાધિકારે કર્તવ્યફર્જ બજાવવાના કરતાં વિશેષ કરવામાં આવ્યું નથી. એમ સ્વાવબોધની સાથે મહા સંઘપ્રગતિ મંત્રનું સર્વત્ર વ્યાપક બલ પ્રસરો એમ નિવેદવામાં આવે છે ૐ शान्ति

## "સાધુઓની અને સાધ્વીઓની પ્રગતિના હેતુઓ."

૧ પરસ્પર ગચ્છ સંઘાડાના સાધુઓની અને સાધ્વીઓની મહા સભા ભેગી થાય અને પરસ્પર સંપ પ્રેમ રહે એવા કોલકરારો પરસ્પરમાં થાય અને સુલેહસપના કોલકરારોનો ભ ગ ન થાય એવા ઉપાયો લેવા.

૨ ગચ્છ મતભેદ કલેશની ઉદીરણા ન થાય

એવા પરસ્પર ઉપાયો યોજીને તે પ્રમાણે વર્તવામાં આવે.

૩ સાધુ ગુરૂકુલો અને સાધ્વી ગુરૂકુલોની સ્થાપના અને તેની સુવ્યવસ્થા કરવામાં આવે-સ્વાન્યદર્શન શાસ્ત્રોનો તેમા સારી રીતે અભ્યાસ કરવામાં આવે. અમુક વર્ષ પર્યંત શાસ્ત્રાભ્યાસ કર્યા પશ્ચાત્ વિહાર અને શિષ્ય-શિષ્યા કરવાની રજા આપવામાં આવે.

૪ દીક્ષાના ઉમેદવાર ગૃહસ્થોને અને ગૃહસ્થિનીઓને પરીક્ષા પૂર્વક દીક્ષા આપવામાં આવે, સાધુઓનું એક મોટું ગુરૂકુલ સ્થાપવામાં આવે અને તેમાં ઉમેદવાર વર્ગની પાસે જુદી રીતે અધ્યયનાદિની વ્યવસ્થા કરવામાં આવે, પરસ્પર ઐક્ય રહે, અને મૂલ ઉદ્દેશોની સુવ્યવસ્થા સંરક્ષા થાય એવા મધ્યસ્થ વૃદ્ધ સાક્ષર સાધુને ત્યાં રાખવામાં આવે અને જે જે ગચ્છના સાધુઓએ જે જે સાધુઓને અને દીક્ષાના ઉમેદવારોને મોકલ્યા હોય, તેઓને યોજેલી વ્યવસ્થા પ્રમાણે ભણાવે અને તે પ્રમાણે સાધ્વીઓના ગુરૂકુલમાં પણ વ્યવસ્થા કરવામાં આવે.

૫ પરસ્પર એક બીજાના ગચ્છ-સંઘાટકના ક્ષેત્રો પર પડાપડી ન થાય અને તેમજ પરસ્પર એક બીજાના ગચ્છ સંઘાડાના શ્રાવકોને અને શ્રાવિકાઓને ભરમાવીને એક બીજાથી વિરૂદ્ધ ન કરી શકાય તથા પરસ્પર એક બીજાના સઘાડા ગચ્છના નેતાઓની સત્તાનો લોપ ન થાય એ પ્રમાણે પરસ્પર વર્તી શકાય.

૬ ભિન્ન ભિન્ન ગચ્છ સંઘાડાના સાધુઓ અને સાધ્વીઓ, ઉપદેશાદિ માટે નિયમિત વ્યવસ્થા પ્રમાણે વિહાર કરી શકે અને એક બીજાના ક્ષેત્રો પર પડાપડી ન કરતાં દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પ્રમાણે જે જે સાધુઓ જે જે ક્ષેત્રોમાં ઉપદેશાદિ માટે યોગ્ય હોય તેઓને પરસ્પર સાધુઓએ તે તે સ્થાને સપ પ્રેમમાં વિક્ષેપ ન પડે તેવી રીતે ગોઠવવા.

૭ પરસ્પર નિન્દા, ઈર્ષ્યા, કલેશ વગેરે ન થાય એવા આનુભવિક ઉપાયોની પરસ્પર સુવ્યવસ્થા કરીને તે પ્રમાણે વર્તવું.

૮ પરસ્પર એક બીજાના ગચ્છ સંઘાડાના સાધુઓ કે જે પોતાના ગચ્છપતિઓથી વિરૂદ્ધ પડી નીકળી ગયા હોય તેઓને પરસ્પર ગચ્છકલેશ વગેરે થાય તેવી રીતે આશ્રય ન આપવો અને એક બીજાની અનુમતિ આદિ નિયમો ઘડીને એક બીજાના સાધુઓને સંઘરવા.

૯ પરસ્પર સંઘાટક-ગચ્છ વગેરે લઘુવર્તુલો એકબીજાની સાથે શૃંખલાના અંકોડાઓની પેઠે પરસ્પર સંબદ્ધ થઇને મહાસંઘ વર્તુલની એકતામાં લીન થઇ જાય એવી સુયોજના પૂર્વક સુવ્યવસ્થિત નિયમો ઘડીને તે પ્રમાણે પરસ્પર પ્રવૃત્તિ થાય.

૧૦ પરસ્પર ગચ્છીય સાધુઓ, ઉપાધ્યાઓ અને આચાર્યો એક બીજાને અમુક તીર્થ સ્થલમાં વા ક્ષેત્રમાં અમુક સમયે મળી શકે અને પરસ્પર ઐક્ય ભાવ ખીલે એવા ઉપાયો લેવામાં આવે અને તે પ્રમાણે પ્રવૃત્તિ કરવામાં આવે.

૧૧ વર્તમાન જમાનાને અનુસરી વિશ્વવર્તિ

મનુષ્યોને ધર્મનો લાભ મળે એવા સાધુઓ અને સાધ્વીઓ તરફથી આચાર્યાદિની આજ્ઞા પુરસ્સર ઉપાયો લેવામાં આવે. ઉપદેશદ્વારા-ગ્રંથદ્વારા-લેખો-દ્વારા-ઉપકારદ્વારા-ગુરૂ કૂલાદિ સુવ્યવસ્થાદ્વારા અને ગામોગામ દેશોદેશ વિહાર વ્યવસ્થાદ્વારા સર્વ મનુષ્યોને લાભ થાય એવા પ્રયત્નો સેવવા-સેવરાવવા અને જેઓ સેવતા હોય તેઓને સાહાય્ય માન આપી સાર્વજનિક કલ્યાણ કરી સાર્વજનિક પ્રિયતા મેળ-વવી.

૧૨ પરસ્પર ગચ્છોની એક બીજાથી વિરૂદ્ધ જે જે માન્યતાઓ હોય તે તે માન્યતાઓની ઉદીરણા કરી પરસ્પર ગચ્છ કલેશ નિન્દા વગેરે થાય અને તેથી પરસ્પર ફાટફુટ થાય એવી પ્રવૃત્તિ કરવી નહિ કરાવવી નહિ અને અનુમોદવી નહિ. એવા પરસ્પર ગચ્છનેતાઓએ નિયમો ઘડવા.

૧૩ જૈનાગમથી અવિરૂદ્ધ એવા શ્રીમહાવીર પ્રભુના ઉચ્ચ સદાચારોનાં ઉપદેશવચનોને વિ-

શ્વમાં સર્વત્ર પ્રસરાવવા પ્રયત્ન કરવો અને જેમ જેમ સંકુચિત વિચારદૃષ્ટિ અને રૂઢ સંકુચિત આચાર પ્રવૃત્તિ શોશનૈઃ શનૈઃ વિશાલતાને ધારણ કરી સર્વત્ર વિશ્વવર્તિ ધર્મોની સ્પર્ધામાં સર્વત્ર ધર્મની વ્યાપકતા થાય એવી સાધ્યબિન્દુ દૃષ્ટિએ પ્રયત્ન કરવો કે જેથી સાધ્યબિન્દુ પ્રતિગમન કરી શકાય અને ભવિષ્યમાં ભિન્ન ભિન્ન ગચ્છના લઘુવર્તુલો પરસ્પરની ભિન્નતાનો ત્યાગ કરીને મહા વર્તુલ રૂપે અને અથવા મહાવર્તુલથી અભિન્ન એવાં અંગો તરીકે ચિર જીવી શકે.

૧૪ પરસ્પર ગચ્છ મતમાન્યતા ઉદીરણા કરી કરાવીને જેઓ પરસ્પર ગચ્છીય મનુષ્યોમાં કલેશભેદનાં બીજો વાવતા હોય, તેઓની તેવા પ્રકારની પ્રવૃત્તિ અટકે અને તેઓ પરસ્પર મતભેદ યુદ્ધથી આત્મવીર્યનો દુરૂપયોગ ન કરે એવી દશાની પ્રાપ્તિ માટે પરસ્પર ગચ્છસૂરિઓ વગેરેએ ઉપદેશદ્વારા—સત્તાદ્વારા અને ખાનગી યુક્તિઓદ્વારા પ્રયત્ન કરવો. સાધુઓને—સા-

સ્ત્રીઓને, શ્રાવકોને અને શ્રાવિકાઓને એવી બાબતમાં ક્લેશ ન થાય તેવી પ્રેરણા કરવી.

૧૫ સાધુઓની અને સાધ્વીઓની સંખ્યામાંવૃદ્ધિ અને સર્વ પ્રકારની શુભ પ્રગતિ થવામાં જે જે વિઘ્નો સમુપસ્થિત થતાં હોય, તેઓને શ્રમણ સંઘ સમક્ષ પ્રઘોષિત કરવાં અને શ્રમણ સંઘદ્વારા તે તે વિઘ્નો–અડચણો ટળે એવા ઉપાયો લેવા અને દેશ કાલાનુસાર મધ્યમવૃત્તિએ ઉત્સર્ગ અને અપવાદ માર્ગ એ બેનો અનુભવથી નિશ્ચય કરી સાધુઓની અને સાધ્વીઓની સંખ્યાવૃદ્ધિ પ્રતિ લક્ષ્ય દેવું.

૧૬ દેશકાલાનુસારે જૈન કોમમાં અને જૈનેતર કોમમાં પરસ્પર ગચ્છ વિભેદક–માન્યતા વિભેદક ઉપદેશ ન દેવો અને સર્વ સંઘમાં સર્વની એકતા જે જે વિચારોએ અને જે જે આચારોએ થાય તેઓને ધ્યાનમાં રાખી પ્રત્યેક મનુષ્યની યોગ્યતાનુસાર ઉપદેશ દેવો, પરસ્પર ગચ્છોની એકતા વધે એવો ઉપદેશ દેવો, દેશકાલાનુસાર સાધુમહાસંઘે જે જે ઉપદેશ

દેવાની વ્યવસ્થા નિયમિત કરી હોય તેના અનુસારે ઉપદેશ દેવો. જે જે ધાર્મિક અંગોને માટે ખાસ ઉપદેશ દેવાનો ઠરાવ કર્યો હોય તે તે અંગોની વ્યવસ્થા પ્રમાણે ઉપદેશક સાધુઓએ ઉપદેશ દેવો. સાધુઓની સાધ્વીઓની શ્રાવકોની અને શ્રાવિકાઓની વૃદ્ધિ થાય એવા જે જે ઉપાયો નિયુક્ત કર્યા હોય તે તે ઉપાયો દ્વારા ઉપદેશ દેવો. અન્યધર્મોના ઉપદેશકો સ્વ સ્વ ધર્મની વૃદ્ધિ કરવા જે જે રીતિયે ઉપદેશ દેતા હોય, તેઓની રીતિનો અનુભવ કરી જે જે રીતિયો ગ્રહણ કરવાની હોય અને જે અવિરોધી હોય, તે તે રીતિયે દેશકાલાનુસારે જૈન ધર્મનાં તત્ત્વોનો પ્રચાર કરવા ઉપદેશ દેવો. જૈન કોમમાં આચાર-વિચાર મતભેદ પડે અને તેથી વર્તમાનમાં જે જે ધર્મ પ્રગતિ-સંઘ પ્રગતિના માર્ગો હોય અને તેમાં સંચરતાં નવીન કંટકો ઉભા થાય એવો ઉપદેશ ન દેવો વા એવી પ્રવૃત્તિ ન કરવી. ધર્મના સર્વાંગોની અસ્તિત્વ સંરક્ષા થઈ રહે એવો ઉપદેશ દેવો તેમજ ધર્મનું પ્રત્યેક અંગ

અન્ય અંગથી જૂદું ન પડે એવો ઉપદેશ દેવો. સાધુઓનુ અને સાધ્વીઓનું અસ્તિત્વ ન રહે, એવો ઉત્કૃષ્ટ ઉત્સર્ગમાર્ગના આચારોનો ઉપદેશ ન દેવો અને તેમજ એકાંત અપવાદ માર્ગના આચારોનો ઉપદેશ ન દેવો તથા ગચ્છોના આચાર્યોની આજ્ઞાઓને અનુસરી પ્રત્યેક ગચ્છના સાધુએ સ્વપ્રગતિ પ્રતિ લક્ષ્ય રાખી ઉપદેશ દેવો. ખંડનશૈલીના કરતાં મંડન શૈલીએ સર્વત્ર ગુણાનુરાગ વધે અને પરસ્પર મૈત્રીભાવના ક્રિયામાં દેખાય એવી રીતે સ્વયં પ્રવર્તી ઉપદેશ દેવો. સર્વત્ર વિશ્વવર્તિ મનુષ્યોને ધર્મના ભેદ વિના રૂચિકર થાય અને શ્રદ્ધાગમ્ય થાય એવી રીતે જૈનધર્મના સદ્વિચારો અને સદાચારોનો ઉપદેશ દેવો અને તેવા ગ્રન્થો તથા લેખો લખવા લખાવવા અને પ્રસારવા.

૧૭ પરસ્પર ભિન્ન ગચ્છ સંઘાડાના સાધુઓને અને સાધ્વીઓને પઠન-પાઠન-રોગોપચારમાં અને ચારિત્ર્યમાર્ગમાંથી પડતાં સાહાય્ય આપવી. કોઈપણ

સાધુની માંદગી વખતે પરિપૂર્ણ આત્મભોગ આપીને તેના શ્રેયમાં ભાગ લેવો, કોઇપણ સાધુને પડતાં સાહાય્ય આપીને તેને સુધારવા બને તેટલા ઉપાયો લેવા, ગૃહસ્થ શ્રાવકો અને શ્રાવિકાઓ જેટલી કેળવણી ભાષાદિની પામે છે તેનો સાધુની વ્યવહાર દશામાં કેળવણી સંબંધી અનુભવ મળે એવી વ્યવસ્થાઓ કરવી અને કરાવવી.

૧૮ સર્વ ધર્મના ઇતિહાસોનું સાધુપાઠશાલામાં અને સાધ્વીપાઠશાલામાં જ્ઞાન આપવું. સાધુઓની પાઠશાલામાં સાધુને અને સાધ્વીઓની પાઠશાલામાં પ્રવર્તિની સાધ્વીની ભણાવવા માટે નિમણુક કરવી.

૧૯ કેળવાયેલા ગૃહસ્થ મનુષ્યોને કેવી પદ્ધતિથી ઉપદેશ દેવો તેનું જમાનાને અનુસરી જ્ઞાન પ્રાપ્ત કરવું. કેળવાયેલા ગૃહસ્થોને તેઓની શંકાઓના પરિહારપૂર્વક ધર્મસેવા માર્ગોમાં સ્વાધિકારે પ્રવૃત્તિ થાય એવી ઔપદેશિક ધર્મપદ્ધતિ વ્યવસ્થાજ્ઞાનનું શિક્ષણ આપવું.

૨૧ સર્વગચ્છીય સાધુઓમાં ઐકય અને સાધ્વીઓમાં ઐકય પ્રસરે અને સર્વ સાધુઓ અને સાધ્વીઓ તે હું એવો પ્રત્યેક સાધુ સાધ્વીને ભાવ પ્રગટે એવા સદ્વિચારોને પ્રચારવા યોગ્ય પ્રવૃત્તિ કરવી.

૨૦ વિહાર અને ઉપદેશાદિ ધાર્મિક કર્તવ્યોમાં સાધુઓની સગવડતાપૂર્વક નિરર્થક સમય ન જાય એવી રીતે સાધુઓને સાહાય્ય આપવા પ્રબંધોની વ્યવસ્થા કરવી.

૨૨ સાધુઓ અને સાધ્વીઓ સાત્વિક ગુણોવડે આચારોને શોભાવે એવા વિચારોનો ફેલાવો થાય એવી ઉપદેશશૈલીને અનુસરાય અને સર્વના શ્રેયમાં આત્મભોગ સમર્પવામાં આત્મવીર્યનો સદુપયોગ થાય એવા પ્રબંધો રચવા.

૨૩ પરસ્પર ભિન્ન ભિન્ન ગચ્છ સંઘાડાઓના સાધુઓ અને સાધ્વીઓએ પરસ્પર અહંકાર-ઇર્ષ્યા-મતભેદ અને ક્રોધાદિવડે એકબીજાનું અપમાન થાય

એવી મન, વચન અને કાયાવડે પ્રવૃત્તિ સેવવી નહિ, સેવરાવવી નહિ અને જેઓ સેવતા હોય તેઓની અનુમોદના ન કરતાં હિતબોધ આપી તેવી પ્રવૃત્તિથી દૂર કરવાં.

૨૪ સાધુઓ અને સાધ્વીએ ગમે તે ગચ્છ-સંઘાડાના હોય તો પણ તેઓનું સ્વગચ્છીય શ્રાવક-પરગચ્છીય શ્રાવક અને અન્યદર્શનીય મનુષ્યોથી અપમાન હેલના ન થવા દેવી અને તત્સંબંધી યોગ્ય ઉપાયો લેવા. પરસ્પર ભિન્ન ભિન્ન ગચ્છીય શ્રાવકોપર જે આચાર્યો વગેરેની સત્તા હોય, તે તોડવા પ્રયત્ન કરવો નહિ. સર્વ સાધુઓની અને સાધ્વીઓની શ્રદ્ધા-ભક્તિ વધે એવા સદુપાયો લેવા.

૨૫ ભિન્ન ભિન્ન ગચ્છ મતોમાં સંઘશક્તિનું પૃથક્કરણ ન થાય, એવો સુધારો કરવો અને ભિન્ન ભિન્ન ગચ્છોની શક્તિયો પરસ્પર એકબીજાની હાનિ ન કરતાં એક મહાસંઘશક્તિરૂપે ભેગી થાય એવા પ્રતિદિન ઉપાયો લેવા.

૨૬ સાધુઓ અને સાધ્વીઓની જ્ઞાનાદિક શક્તિ પ્રતિબંધક એવા દેશકાલ વિરૂદ્ધ કાયદા–નિયમો તેઓ-નાપર મૂકવા નહિ. સાધુપર સાધ્વીપર અને સંઘપર શક્તિ–હદ બહારના ઘણા કાયદાઓ મૂકવાથી તેઓની સ્વતંત્ર શક્તિયોનો વિકાસ થતો નથી. દેશકાલાનુસારે સાધુઓને, સાધ્વીઓને, શ્રાવકોને અને શ્રાવિકાઓને એ-કાન્તે અન્ધ શ્રદ્ધાવડે લકીરકી ફકીર જેવાં બનાવીને દેશ-કાલાનુસાર તેઓની પ્રગતિમાં પ્રતિબંધકારક આચારો-માં ન ગોંધી રાખવાં (આગમાવિરોધીપણે) સર્વ જૈનો સત્ય વિચારો પ્રતિ પ્રગતિ કરે અને આત્માની શક્તિ-યોની પ્રગતિ કરે એવા સદ્વિચારોનો અને સદાચારોનો ફેલાવો કરવો. એકાન્તે રૂઢીના ગુલામ બનાવીને સા-ધુઓની અને સાધ્વીઓની વર્તમાન પ્રગતિ ન રોકવી અને તેઓની વર્તમાન પ્રગતિ ન રોકાય એવો ઉપ-દેશ આપવાને આચાર્યો વગેરેએ લક્ષ્ય દેવું.

૨૭ સાધુઓએ અને સાધ્વીઓએ વર્તમાન સ્થિતિનું જ્ઞાન કરવું અને વર્તમાન તથા ભવિષ્યમાં

પોતાની ઉન્નતિ થાય એવા વિચારોને ક્રિયામાં મૂકવાને શ્રમણુસંઘની શક્તિને ખીલવવી. જેઓ વર્તમાનમાં પ્રગતિકારક વિચારોને અવલંબતા નથી અને ગાડરીયા પ્રવાહની પેઠે પ્રવૃત્તિ કરે છે, તેઓ જીવતા છતા મૃતકસમાન છે. વર્તમાનમાં સર્વ પ્રકારના જીવન ઉપાયોએ જીવવું અને ભવિષ્યમાં જીવનપ્રગતિકારક વ્યવસ્થાઓ રહે, એવા સુધારા પ્રતિ સાધુઓની, સાધ્વીઓની અને સ્વાચાર્યની સાથે પ્રગતિપથમાં વહેવું.

૨૮ પક્ષપાતનો ત્યાગ કરીને આગમોમાથી સત્ય લેવું. જે જે કાલે જે જે ગચ્છ મતભેદો થઇ ગયા, તે તે કાલે તેનું ઉપયોગિત્વ કઇ દૃષ્ટિએ હતું અને મતભેદ કલેશ કરવાથી સામાજિક સંઘબળની કેટલી બધી પૃથક્કરણુતા થાય છે તેનો વિચાર કરવો. ગચ્છ ક્રિયામતભેદ ખંડનમંડનમાં મધ્યસ્થ શાન્ત બનવું અને સર્વ જૈનોનું ઐક્ય થાય અને તે ઐક્ય સદા રહ્યા કરે એ રીતે જમાનાને અનુસરી વિશાલ અને ઐક્યદૃષ્ટિથી પ્રવૃત્તિ કરવી.

## શ્રાવકોની અને શ્રાવિકાઓની પ્રગતિના વિચારો.

૧ ભિન્ન ભિન્ન ગચ્છ સંઘાડામાં ,વ્હેંચાયલાં શ્રાવકો, શ્રાવિકાઓ, સ્વગચ્છીય સાધુઓ અને સાધ્વીઓની પ્રગતિ થાય એવા ગચ્છનાયક આચાર્યાદિ જે જે ઉપાયો બતાવે, તે તે ઉપાયો પ્રમાણે પ્રવર્તવા પ્રયત્નશીલ થવું.

૨ શ્રાવકોએ અને શ્રાવિકાઓએ સ્વધર્મીઓની સંખ્યા વધે એવા ઉપાયોને આચાર્યાદિની અનુજ્ઞા પૂર્વક ગ્રહણ કરવા અને ગુરૂકુલો વગેરેની સ્થાપના કરીને જૈન બાલકોને ધર્મસંસ્કાર પૂર્વક ઉત્તમોત્તમ કેળવણી આપવા પ્રયત્ન કરવો.

૩ જૈન કોમની ;સંખ્યાવૃદ્ધિમાં પ્રતિબંધક એવી પ્રવૃત્તિયોને હઠાવવી અને જૈન કોમની સંખ્યા વધે તથા જૈનોમાં પરસ્પર સંપ, વિશાલદૃષ્ટિ અને પરસ્પર સાહાય્ય મળે એવા વિચારો ફેલાવવા પ્રયત્ન કરવો.

૪ સ્વગચ્છ આચાર્યાદિયોને તથા મહાસંઘના

મનુષ્ય નેતાઓની સાથે ઐક્યભાવ ધારણ કરીને શ્રાવકોએ અને શ્રાવિકાઓએ જૈનધર્મની સેવામાં અપ્રમત્તપણે આત્મભોગ આપવા તત્પર થવું.

૫ સ્વગચ્છના આચાર્યના પ્રમુખપણા નીચે સાધુઓનો,સાધ્વીઓનો,શ્રાવકોનો અને શ્રાવિકાઓનો ગચ્છ સંઘ ભેગો મળે અને પરસ્પર પ્રગતિના વિચારો કરે તેવી વ્યવસ્થા શ્રાવકોને અને શ્રાવિકાઓને કરવા યોગ્ય છે, તે તેઓએ ઉપાડી લેવી અને આચાર્ય સાધુઓને વિજ્ઞપ્તિ કરી વાર્ષિક ગચ્છ પરિષત્ મેળવવી.

૬ સર્વ ગચ્છમતાદિ જૈનોનાં બાલકો ભણે એવી જૈન કોલેજો ઉઘાડવી જોઇએ અને સર્વ જૈનોનું ઐક્ય થાય તથા તેઓની પ્રગતિ થાય, એવું તેમાં ધાર્મિક શિક્ષણ આપવું જોઇએ કે જેથી મહાસંઘના પ્રત્યેક અંગની ભવિષ્યમાં પુષ્ટિ તથા પ્રગતિ બની રહે.

૭ સર્વ ગચ્છમતાદિ ભેદવિશિષ્ટ શ્રાવકોએ અને શ્રાવિકાઓએ વર્ષે વર્ષે અમુક તીર્થસ્થળે એક મહા સંઘ મેળવવો જોઇએ. સર્વ ગચ્છના આચાર્યો–ઉપા-

ધ્યાયો—સાધુઓ અને સાધ્વીઓને તેમાં ભેગવાની યથાયોગ્ય વ્યવસ્થા કરવી અને સર્વ સાધુઓને અને સાધુઓને એકઠા થવા વિજ્ઞપ્તિ કરવી. પશ્ચાત્ જેઓ ભેગા થાય તેઓમાં ઐક્ય વધે એવા તાત્કાલિક જે જે ઉપાયો લેવા ઘટે તે લેવા અને ચતુર્વિધ મહાસંઘ વર્ષે વર્ષે અગર બબે વર્ષે મળી જંગમતીર્થની પ્રગતિ કરે એવા ઉપાયો લેવા.

૮ શ્રાવકોએ અને શ્રાવિકાઓએ સાંસારિક કેળવણીની અભિવૃદ્ધિ થાય, એવી સ્કોલરશીપોદ્વારા વ્યવસ્થાઓ કરવી અને જૈન વ્યાપારની વૃદ્ધિ થાય, એવા ઉદ્દેશથી વ્યાપારિક કોન્ફરન્સો ભરવી.

૯ પરસ્પર શ્રાવકોએ અને શ્રાવિકાઓએ એક બીજાને સાહાય્ય કરવી અને એક મોટું લાખો કરોડો રૂપૈયાનું ફંડ સ્થાપન કરવુ. લાખો કરોડો રૂપૈયાના ફંડમાંથી પારસીઓની પેઠે જેને જેટલી ધનસહાયતાનો ખપ હોય, તેટલી તેને અમુક નિયમિત નિયમો પૂર્વક આપવી.

૧૦ જૈનોના ઝઘડા જૈનો કેટલાક શાન્ત કરે એવી મહાસંઘના અગ્રગણ્યો દ્વારા વ્યવસ્થા કરવી.

૧૧ જમાનાને અનુસરી જૈનો વ્યાવહારિક પ્રગતિ થાય તથા ધાર્મિક પ્રગતિ થાય એવા માર્ગે જૈનોની લક્ષ્મી ખર્ચાય એવી વ્યવસ્થા કરવી અને લક્ષ્મીનો જે જે માર્ગે હાલ વ્યય ન કરવા જેવો હોય તે તે માર્ગે વ્યય થતો અટકાવવો.

૧૨ દેવદ્રવ્ય, જ્ઞાનદ્રવ્ય, સાધારણ દ્રવ્ય વગેરે જે જે ખાતાંઓ ભારતવર્ષમાં ગામોગામ, શહેરોશહેર અને તીર્થસ્થળોમાં ચાલતાં હોય તેઓને પરસ્પર અમુક વ્યવસ્થિત નિયમોથી જોડી દઇને તેઓને એક મહા સત્તા તળે રાખવાં અને તે ખાતાંઓની વ્યવસ્થા ચલાવીને સર્વ ખાતાંઓ સુધારવાં.

૧૩ આચાર્યોને, ઉપાધ્યાયોને, પન્યાસોને, સાધુઓને અને સાધ્વીઓને ગામોગામ, શહેરોશહેર, દેશોદેશ વિહારની સગવડતા કરી આપવી અને તેઓની સેવા ભક્તિમાં સર્વત્ર સર્વ શ્રાવકો ઉપયોગી રહે એવો બંદોબસ્ત કરવો.

૧૪ હાનિકારક રીવાજોનો અટકાવ કરવો, કુરીવાજોનો ત્યાગ કરવો અને જૈન કોમમાં સર્વત્ર જૈનોની પ્રગતિ થાય એવા ઠરાવો કરાવવા અને તે પ્રમાણે વર્તાવવા પ્રયત્ન કરવો.

૧૫ જૈનસાધુઓની, સાધ્વીઓની હેલના નિન્દા કરનારાઓને અટકાવવા પ્રયત્ન કરવો, ગરીબ જૈનોને વ્યાપારાદિકવડે ખાનગીમાં સાહાય્ય કરવી અને જૈન ગણાતો મનુષ્ય કોઈપણ સ્થાને ભીખ માગતો ન ફરે એવાં જૈનાશ્રમો સ્થાપવાં.

૧૬ વર્ષે વા બે વર્ષે મહાસઘ ભરવામાં આવે તેમાં ભેદ-તડ, વગેરે પડ્યા હોય તેને શમાવવા એક જૈનોની અગ્રગણ્ય કમિટી, અમુક વખત સુધી પ્રયત્ન કરે એવો પ્રયત્ન કરવો, જૈનોની સંખ્યા શાથી ઘટે છે તેના ઉપાયો શોધી જૈનો વધે એવા ઠરાવો પસાર કરવા અને તે પ્રમાણે વર્તવું.

**સાધુઓના અને સાધ્વીઓના પ્રગતિ નિયમો—**

૧ સાધુઓએ અને સાધ્વીઓએ આચાર્યાદિની

આજ્ઞા પ્રમાણે ગામોગામ વિહાર કરવો અને ચારિત્ર પાલનપૂર્વક ઉપદેશ દેવાની પ્રવૃત્તિ કરવી.

૨ આચાર્યની આજ્ઞા સિવાય વિહાર કરવો નહિ અને આચાર્યની આજ્ઞા મગાવીને વા આચાર્ય આજ્ઞા આપે, ત્યાં ચોમાસું કરવું.

૩ પરકીય ગચ્છ મતભેદક ચર્ચા ઉદીરણા કરવી નહિ. અન્ય ગચ્છીય સાધુઓની અને સાધ્વીઓની નિન્દા-ઈર્ષ્યા કરવી નહિ અને તેમજ તેઓના ગુણોનો અનુરાગ ધારણ કરવો. અન્ય ગચ્છીય સાધુઓના ભરમાવ્યાથી સ્વગચ્છીય સૂરિ વગેરેની આજ્ઞા બહાર થવું નહિં, તેમજ સ્વગચ્છીય આચાર્યાદિકની અન્ય ગચ્છીય સાધુઓ વગેરેની આગલ નિન્દા કરવી નહિ.

૪ સ્વગચ્છીય આચાર્ય જ્યારે જ્યારે સ્વગચ્છ સાધુસાધ્વીની પરિષત્ ભેગી કરે ત્યારે તત્સમયે હાજર થવુ અને સાધુઓની તથા ધર્મની સેવામાં આત્મભોગ આપવો.

૫ સ્વગચ્છની પ્રગતિના જે જે વિચારો આવે

તે સ્વગચ્છીયસૂરિને નિવેદવા અને જમાનાને અનુસરી ધર્મની પ્રગતિ થાય એવી જે જે પ્રવૃત્તિયો આદરવા યોગ્ય હોય તેઓને આદરવી.

૬ સાધુઓએ અને સાધ્વીઓએ પરસ્પર એક બીજાની નિન્દા કરવી નહિ, કોઈની સાથે અપશબ્દથી ભાષણ કરવું નહિ. વ્યાખ્યાનમાં, ભાષણમાં અને લેખ લખવામાં તથા ગ્રન્થો લખવામાં સર્વ સાધુઓની સાથે ઐકય વધે, કલેશ ભેદ શમે અને સર્વ ગચ્છના સાધુ, સાધ્વીઓ, આચાર્યો સંપીને એક મોટા વર્તુલમાં ભેગા મળી ધાર્મિક કાર્યો કરે, એવી યુક્તિપ્રયુક્તિથી પ્રવર્તવું.

૭ સાધુઓએ અને સાધ્વીઓએ કોઇ ચેલા અગર ચેલીને ખરાબ સલાહ આપી તેના ગુરૂથી જુદી પાડવી નહી. સ્વગચ્છીય આચાર્યની આજ્ઞા વિના અન્ય ગચ્છીય સાધુને અને સાધ્વીને સાધુઓએ અને સાધ્વીઓએ પાસે રાખવી નહિ. અન્ય ગચ્છ–પક્ષ સંપ્રદાયની સાથે વિરોધ થાય એવી પ્રવૃત્તિયોમાં પડવું નહિ.

૮ સાધુઓએ અને સાધ્વીઓએ અન્ય ગચ્છીય ક્ષેત્રોપર પરસ્પર ક્લેશ મતભેદ અરૂચિ નિન્દા થાય એવી રીતે પડાપડી કરવી નહિ અન્ય ગચ્છીય ક્ષેત્રોમાં રહેવું પડે તો સ્વગચ્છ સૂરિની આજ્ઞા મેળવીને અન્યગચ્છીય ક્ષેત્રના આચાર્યાદિકની અનુમતિ લેઈ ચોમાસું કરવું, પણ અન્યગચ્છીય ક્ષેત્રના શ્રાવકોની પરસ્પરની ફૂટથી અન્યગચ્છીય આચાર્યની સત્તાનો નાશ થાય એવી રીતે ચોમાસું ઉપદેશ વિગેરે પ્રવૃત્તિયો સેવવી નહિ.

સ્વગચ્છ સાધુઓમાં અને સાધ્વીઓમાં ધાર્મિક જ્ઞાનની પ્રગતિ થવી જોઇએ. ધાર્મિક કેળવણીની પ્રગતિ વિના કદી ધાર્મિક સમાજની સુધારણા થઈ નથી અને કદાપિ ભવિષ્યમાં થશે નહિ. ઈંગ્લાંડ, જર્મની વગેરે દેશના લોકો કેળવણીથી વ્યાવહારિકોન્નતિમાં કેટલા બધા આગળ વધ્યા છે તે ખાસ વિચારવાની જરૂર છે. વર્તમાન જમાનામાં ધાર્મિક કેળવણીની પ્રગતિ વિના સાધુઓની અને સાધ્વીઓની કદાપિ અસ્તિત્વ

સંરક્ષકત્વ પ્રગતિ થવાની નથી. જ્ઞાન વિના મનુષ્ય અંધ શ્રદ્ધાળુ રહે છે, જ્ઞાન વિના કદાપિ દ્રવ્ય-ક્ષેત્ર, કાલ અને ભાવનું સ્વરૂપ અવબોધાતું નથી. જ્ઞાન વિના સાધ્ય અને સાધકભાવનું ભાન રહેતું નથી. જ્ઞાન વિના સ્વાતંત્ર્ય અને પારતંત્ર્ય એ બે માર્ગનું અનુકરણ થતું નથી. જ્ઞાન વિના સ્વપરનું કલ્યાણ કરી શકાતું નથી, જ્ઞાન વિના સ્વસ્વરૂપ અને પર-સ્વરૂપનું ભાન થતું નથી. જ્ઞાન વિના ધાર્મિક કૃત્યો કેવી રીતે કરવાં અને ક્ષેત્રકાળાનુસારે કેવી રીતે વર્ત્તવું તે ખાસ વિચારવા જેવું છે. જ્ઞાન વિના કર્ત્તવ્ય અને અકર્ત્તવ્યનું સ્વરૂપ અવબોધાતુ નથી. જ્ઞાન વિના ગચ્છ સંઘાદિ સંરક્ષણાદિ કર્મયોગમાં આત્માની શુદ્ધિ રહેતી નથી. જ્ઞાન વિના રાગ દ્વેષની પરિણતિનો નાશ થતો નથી. જ્ઞાન વિના કર્મયોગમાં સ્વફરજની નિષ્કામભાવના રહેતી નથી. જ્ઞાનની કેળવણી વિના દેશ, સમાજ, સંઘ અને વ્યક્તિની પ્રગતિ થવાની નથી. ગમે તેવા ઉપાયો વડે જ્ઞાનની

કેળવણીની પ્રગતિ કર્યા વિના વિશ્વમાં-ધર્મમાં આગળ વધી શકાતું નથી. જ્ઞાનયોગ, કર્મયોગ, ભક્તિયોગ અને રાજયોગાદિ અનેક યોગોવડે આત્માની મુક્તિ થાય છે, પરંતુ જ્ઞાન વિના કદાપિ મુક્તિ થવાની નથી, માટે જૈનાચાર્યોએ, ઉપાધ્યાયોએ, સાધુઓએ અને સાધ્વીઓએ જ્ઞાનની કેળવણી વધારવા સર્વ કરતાં પ્રથમ તેવું લક્ષ્ય દેઈ અનેક શક્તિયોનું સ્વાર્પણ કરવું જોઇએ. જ્યારે ત્યારે કોઇની પણ જ્ઞાનથી ઉન્નતિ થઇ છે, થાય છે અને થશે. ભૂતકાળમાં સાધુઓની અને સાધ્વીઓની પ્રગતિ ખરેખર જ્ઞાનથી થઇ હતી. વર્ત્તમાનમાં થાય છે અને ભવિષ્યમાં થશે એમ નિશ્ચયતઃ અવબોધવું. જૈનાચાર્યોએ, ઉપાધ્યાયોએ અને સાધુઓએ સર્વસ્વાર્પણ કરીને ધાર્મિક કેળવણીની પ્રગતિ કરવી જોઇએ. એમાં હજારો વિઘ્નો પડે તો પણ તેને જીતવાં જોઇએ. જ્ઞાન,દર્શન, ચારિત્ર, વીર્ય અને તપની કેળવણી સાથે શારિરીક શક્તિને પણ ખીલવવાની જરૂર છે. शरीरमाद्यं खलु धर्म साधनम्

પ્રવૃત્તિ થવાની જરૂર છે. જેના શરીરનો બાંધો વીર્યાદિ સંરક્ષાવડે મજબૂત નથી, તે ધાર્મિક કાર્યો કરવાને અશક્ત બને છે અને કદાપિ પ્રારંભે છે તો પણ વચમાંથી પડતા મૂકે છે. પ્રોફેસર રામમૂર્તિ સેન્ડો વગેરેની પેઠે જો શારીરિક બળ ખીલેલું હોય છે, તો અભ્યાસ, ઉપદેશ, ચીંતવન વગેરે કાર્યો સારી રીતે કરી શકાય છે. જેના શરીરનું વીર્ય કદાપિ સ્ખલિત થતું નથી, તેનું મનોબળ ખીલેલું છે. અને તે જ્ઞાનાભ્યાસ વગેરેમાં શક્તિમાન્ થઇ શકે છે. આર્તધ્યાનાદિથી વિમુક્ત એવી મનોદશા થતાં ચિંતા, શોક વગેરેના આઘાતથી શારીરિક બળ ક્ષીણ થતું નથી અને આયુષ્ય વગેરે પ્રાણોની પણ સ્થિરતા રહે છે. આચાર્યોએ સાધુઓએ અને સાધ્વીઓએ શારીરિક બળ ખીલવવાના જૈનાગમોથી અનુકૂળ એવા ઉપાયો આદરવા જોઇએ. જે મનુષ્યના શરીરમાં અનારોગ્ય પ્રવર્તે છે તેના માનસિક વિચારો સ્થિર રહેતા નથી. શ્રીહરિભદ્રસૂરિ ભદ્રબાહુ સ્વામી, શ્રીહેમચંદ્ર, શ્રીઉમાસ્વાતિવા-

ચક, શ્રીવજ્રસ્વામી વગેરે મહામુનિવરોનુ શારીરિક બળ અદ્ભુત હતુ. તેથી તેઓ વિશ્વપટ્ટ પર અનેક ગ્રંથો રચીને આદર્શ પુરૂષ બની અમર બન્યા છે. જ્ઞાનાભ્યાસમાં ખાસ શારીરિક બળની આવશ્યકતા સિદ્ધ ઠરે છે. શારીરિક બળ ખીલવીને જે પચાચાર અને પચ મહાવ્રત પાળે છે, તે મુક્તિપદ પ્રાપ્ત કરી શકે છે. વિષય વાસનાઓ દ્વારા થતી સુખવૃત્તિનો સર્વથા નાશ કર્યા વિના અને વિષયાતીત આત્મસ્વરૂપમા સત્ય સુખ છે એવો દૃઢ નિશ્ચય થયા વિના શારીરિક વીર્ય અને આત્મિક વીર્યની સરક્ષા વૃદ્ધિ પ્રગતિ થઇ શકતી નથી, એ ખાસ અનુભવીને સાધુઓએ અને સાધ્વીઓએ ઉપરની વાત ધ્યાનમાં લઇ આચારમા મુકવી. શ્રાવક સઘ અને શ્રાવિકા સઘ વગેરેને પણ શારીરિક વીર્યની સરક્ષાર્થે ઉપરોક્ત બાબતને સ્વાધિકાર પ્રમાણે આચારમાં મુકવી જોઇએ. જ્યાંસુધી સ્વાધિકાર કર્ત્તવ્યકર્મનુ સમ્યક્ ભાન થતુ નથી, ત્યાંસુધી

સ્વાધિકાર કર્તવ્ય કર્મથી પ્રત્યેક જીવની મહત્તા અવબોધાતી નથી. સ્વકર્તવ્યકર્મનું ભાન થયા વિના સ્વાધિકાર ફરજને અદા કરી શકાતી નથી. સ્વકર્તવ્ય કર્મને કરવાં એમાં કોઇ જીવ સ્વફર્જથી વિશેષ કાંઇ કરી શકતો નથી તેથી કોઇપણ સ્વકર્તવ્યકર્મ પ્રવૃત્તિમા માન, પૂજા, સત્કાર, ચમત્કાર અને પરાભિપ્રાયની યત્ કિંચિત્ આવશ્યકતા નથી એમ અવબોધીને મહા સંઘના પ્રત્યેક અંગે વીર્યરક્ષાદિ સ્વકર્તવ્ય કર્મમાં સદા તત્પર રહેવું એજ સ્વધર્મ છે. અને તેથી અધિકાર ભિન્ન કર્તવ્ય તે પરધર્મ છે. સ્વકર્તવ્ય સ્વધર્મમાં મરણ થાય તે શ્રેય છે, પરંતુ સ્વાધિકાર કર્તવ્ય કર્મધર્મથી ભિન્ન ધર્મમાં જીવવું તે પણ ભયાવહ છે. એમ કર્તવ્યધર્મ દૃષ્ટિની અપેક્ષાએ અવબોધવું. વિશ્વવર્તી મહાસંઘના પ્રત્યેક અંગે સ્વકર્તવ્ય ફરજોને અદા કરવા યોગ[illegible]નું અવલંબન [illegible] જોઇએ. યોગમાર્ગના [illegible] સ્વયોગ્યના [illegible] થતી નથી અને તે[illegible] હતું [illegible] નથી.

યોગના અષ્ટાંગોનું આરાધન કર્યાથી આત્માની માન-
સિક, વાચિક અને કાયિક યોગશક્તિઓ ખીલે છે અને
તેથી મહા પ્રાણાયામ સાધક શ્રીભદ્રબાહુની પેઠે
આત્મોન્નતિ કરી શકાય છે અને અન્ય જીવોની ઉન્ન-
તિમાં ઉપગ્રહ દાન કરી શકાય છે. યૌગિક શક્તિયો
ખીલવીને શ્રીમહાસંઘની પ્રગતિમાં ભાગ લેવાથી
જગતનું કલ્યાણ કરી શકાય છે. બંધુઓ ! જાગૃત થાઓ.
સ્વાધિકાર ફરજને અદા કરો, સર્વ પ્રકારની સર્વ
બાબતમા સાપેક્ષતા અવબોધીને સાપેક્ષ માર્ગ ગ્રહણ
કરો. રાગ દ્વેષને નિર્મૂળ કરી મુક્ત થવુ એ સાધ્ય-
બિંદુ કલ્પીને તેના સાધક યોગોમાં પ્રવૃત્ત થાઓ.
મ્હોટા વિચારો કર્યા વિના મ્હોટા થવાશે નહિ. ઉદાર
ભાવનાથી ઉદારસિદ્ધિ થાય છે. રૂઢ સંકુચિત વિચાર
અને રૂઢ સંકુચિત આચાર માત્રથી ઉદાર અને વિ-
વેકવિશિષ્ટ સત્કર્મ કર્તવ્યને આદરી શકાતું નથી.
ज्ञानक्रियाभ्यां मोक्षः એ સૂત્રનું ઉદારયોગિક સ્વરૂપ
અવબોધીને જ્ઞાનક્રિયાએ બે માર્ગની આરાધના કરી

સ્વપરનુ કલ્યાણુ કરો. સ્વયોગ્યતાની પરીક્ષા કરી સ્વકર્તવ્ય કાર્યમાં પ્રવૃત્ત થાઓ. પરમાત્મપદની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરો. સમાજ, સઘ, દેશ, ધર્મ, સ્વ અને પરવ્યક્તિના કલ્યાણાર્થે વ્યવહાર અને નિશ્ચયથી ઉધુક્ત રહો. મહાસઘ પ્રગતિ, મંત્ર, તત્ર, યંત્ર પ્રવૃત્તિમાં સદા પ્રવૃત્ત રહો અને નૈશ્ચયિક દૃષ્ટિએ અંતરથી નિર્વૃત્તિમાર્ગમાં ઉપયોગી રહો. इत्येवम्.

ॐ शांतिः शांतिः शांतिः

श्रीश्रमणसंघस्य शांतिर्भवतु ॥

श्रीचतुर्विधमहासंघस्य शांतिर्भवतु ॥

**જૈન સાધુઓની અવનતિનાં કારણોઃ—**

૧ પરસ્પરનિંદા, ઇર્ષ્યા અને પરસ્પરની અશુભ કરવાની ભાવના.

૨ કુસંપ, વૈર અને અશુભ કરવાની પ્રવૃત્તિ.

૩ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવે જે જે પ્રમાણે વર્તવાનું હોય તેનું અજ્ઞાન અને બેદરકારી.

૪ ગચ્છનાં બંધારણો અને ભિન્ન ભિન્ન ગચ્છિય ક્ષેત્રોમાં પરસ્પર મેળ અને સુવ્યવસ્થા પૂર્વક વિચરવાના પ્રબંધો.

૫ ગૃહસ્થોની ત્યાગીઓ પ્રત્યે જે જે કારણો-વડે થતી અરૂચિ અને તે તરફ બેદરકારી.

૬ અન્ય સાધુઓના રાગી શ્રાવકોને શ્રાવિકાઓને તેના રાગી સાધુગુરૂના દોષો દેખાડીને ગમે તે રીતે તેના તરફથી અરૂચિ બતાવીને પોતાનાપર કરાવવાની પરસ્પર સાધુઓની પ્રવૃત્તિ તથા તેથી પરસ્પરમાં કલેશ. વૈરનિંદાની વૃદ્ધિ અને તેને પરિણામે શ્રાવકોને બહુલતાએ પ્રાયઃ સાધુ વર્ગ પ્રત્યે અરૂચિ.

૭ સાધુઓમાં જ્ઞાન, દર્શન અને ચારિત્રબળની ખામી અને તેમાં સુધારો કરવાની બેદરકારી.

૮ ગચ્છનાં બંધારણો અને તે પ્રમાણે સાત્વિક ભાવનાથી પ્રવૃત્તિની ખામી તથા પરસ્પર ભિન્ન ભિન્ન ગચ્છ સંઘાડાની નકામી ચર્ચાની ઉદીરણ કલેશ પ્રવૃત્તિ.

૯ વર્તમાનકાળમાં સ્વભક્તોને તેની સ્થિતિના

અનુસારે ઉપદેશ આપવાની ખામી તથા શ્રાવકોને સાધુઓ પ્રત્યે આકાંક્ષા રહે એવા તત્ત્વોની બેદરકારી.

૧૦ પરસ્પર સાધુઓમાં ભેદ ભાવની વૃદ્ધિ, સંકુચિત દૃષ્ટિ એકબીજા પર પ્રેમ, મૈત્રીભાવના અને ગુણાનુરાગનો અભાવ.

૧૧ માનપૂજાની લાલસા, આધ્યાત્મિક જ્ઞાનનો અભાવ, શુષ્કજ્ઞાન અને શુષ્કક્રિયાની પરંપરા પ્રવર્તી ઉત્કૃષ્ટરીત્યા સાધુમાર્ગની દેશના દેઈને વર્ત્તમાન સાધુ પ્રત્યેથી શ્રદ્ધા ઉઠાવવાની પ્રવૃત્તિ.

૧૨ ઉત્સર્ગ અને અપવાદ ચારિત્રના માર્ગોનું અજ્ઞાન, પરસ્પર એકબીજાનુ માન ન જાળવવું અને સ્વચ્છંદ પ્રવૃત્તિથી ગુરૂ વિનય ભકિતની મંદતા.

૧૩ પોતાના ભકતોનો ઉદ્ધાર કરવાની કર્તવ્ય પ્રવૃત્તિની મંદતા અને તેઓને સ્વધર્મમાં સ્થિર કરવાની કર્ત્તવ્યપ્રવૃત્તિ.તરફ બેદરકારી.

૧૪ રજોગુણ અને તમોગુણના આચારવિચારની પ્રવૃત્તિ.

૧૫ સુવ્યવસ્થાનો અભાવ અને ધર્મપ્રવૃત્તિમાં અવ્યવસ્થાનો પ્રાદુર્ભાવ.

૧૬ પરસ્પર સંઘાડા ગચ્છના આગેવાન આચાર્યો વગેરેનું પરસ્પર સુલેહસંપના કાયદાની વ્યવસ્થાનો અભાવ.

૧૭ પરસ્પર સાધુઓને ધર્મ સ્થિરિકરણ શક્તિ સહાયનો અભાવ.

૧૮ સર્વત્ર જૈનધર્મની વ્યાપક પ્રવૃત્તિનો અભાવ.

૧૯ સામાન્ય સંઘાડા ગચ્છના ભિન્ન ભિન્ન મતભેદે ક્લેશકારક ઉદીરણાનો ઉપદેશમાં તથા જાહેર છાપાઓમાં થતી પ્રવૃત્તિ.

૨૦ ગીતાર્થ સાધુઓના વિહારની મંદ પ્રવૃત્તિ અને અગીતાર્થ એકલા સાધુના વિહારની પ્રવૃત્તિ.

૨૧ પ્રમાદોના વશવર્તી થઇને કષાયોની પ્રવૃત્તિમાં મસ્ત રહેવું.

૨૨ પરસ્પર એકબીજાને મળતાં આદરસત્કારનો

અભાવ અને એકબીજાપર આરોપ મૂકવાની અશુભ પ્રવૃત્તિ.

૨૩ વાર્ષિક, દ્વિવાર્ષિક શ્રમણસંઘ સંમેલનની પ્રવૃત્તિનો અભાવ.

૨૪ પરસ્પર સંપ રહ્યા કરે એવા સુવ્યવસ્થિત કાયદાઓ કરવાનું અને તે પ્રમાણે વર્તવાનો અભાવ.

૨૫ સંઘાડા, ગચ્છના ઉપરી આચાર્યાદિકની આજ્ઞા પ્રમાણે સાધુઓ અને સાધ્વીઓને પ્રવર્તવાની મંદતા.

૨૬ જમાનાને અનુસરી સર્વત્ર જૈનોનાં ધર્મનો પ્રચાર થાય એવી વ્યવસ્થાપૂર્વક યોજનાઓ ઘડવાનો અભાવ અને ઘડેલી હોય તો તે પ્રમાણે ચાલવાનો અભાવ.

૨૭ પરસ્પર ગચ્છનાયકોમાં પ્રીતિમેળનો અભાવ અને પરસ્પરમાં પડેલા વાંધાઓનું કોઇ પણ રીતે સમાધાન કરવાનો અભાવ.

૨૮ સાધુઓ અને સાધ્વીઓમાં શુદ્ધજ્ઞાનના પ્રચારની પ્રવૃત્તિમાં પ્રમાદ.

૨૯ શ્રાવકો અને શ્રાવિકાઓને ધર્મમાર્ગમાં અને સાધુવર્ગપર શ્રદ્ધા કરાવાની શક્તિયોનો અભાવ અને તેથી શક્તિયોને પ્રગટાવવાની અરૂચિ.

૩૦ શ્રાવક અને શ્રાવિકાવર્ગપર પોતાની સત્તા રહે એવા કાયદાઓની શિથિલતા કરવી.

૩૧ શ્રાવકો અને શ્રાવિકાઓના ઘણા પરિચયમાં આવવું અને તેમને પોતાના સાધુધર્મની સત્તા સંબંધી કાર્યોમાં માથું મારવા દેવુ.

૩૨ કોઈ પણ ગચ્છ વા સંઘાડાની સત્તાનો નાશ કરવાનો પ્રયત્ન કરવો અને સત્તાના કાયદાઓની શિથિલતા થવા દેવી નહીં.

૩૩ કોઇ પણ ગૃહસ્થોના હાથે સાધુ સાધ્વીઓનું અપમાન કરાવવું અને કરતા હોય તો દેખ્યા કરવું અને તેની અનુમોદના કરવી.

૩૪ ગચ્છાધિપતિની આજ્ઞામાં નહિ રહેનાર સાધુ અને સાધ્વીને માન આપવું તથા હદ બહારની સ્વતંત્રતા માટે સ્વચ્છંદ વર્તન ધારણ કરવું.

૩૫ જે ક્ષેત્રમા જે ગચ્છના સાધુઓનો રાગ. હોય તેનો નાશ કરી પોતાનો રાગ સ્થાપવા અનેક પ્રપચો કરવા, સાધુઓ અને સાધ્વીઓ કરતા શ્રાવકો અને શ્રાવિકાઓને ખુશ કરવાને પ્રયત્ન કરવો અને સ્વમહત્તા થઇ એટલે સામાન્ય સાધુવર્ગનુ માન રહો વા ન રહો તેની દરકાર ન કરવી અને તેમની સ્થિતિ સુધારવા કોઈ પણ પ્રયત્ન ન કરવો એજ સાધુઓની પડતીનુ કારણ છે.

૩૬ જે ગામમા જે સઘાડા વા ગચ્છની સત્તા શ્રાવકોપર પ્રવર્તતી હોય તે તોડીને તેને ઠેકાણે શ્રાવ કોને રાગી કરી પોતાની સત્તા બેસાડવાને પ્રયત્ન કરી ફાટફુટ કરાવી સઘમા વિગ્રહ ઘાલવો અને તુચ્છ તાથી અન્ય સાધુઓની હેલના થાય એવા વિચારો અને આચારોમાં પ્રવૃત્ત થવુ, એ સાધુઓની પડતીનુ કારણ છે.

૩૭ અન્ય ગચ્છિય વા અન્ય સઘાડાના ક્ષે ત્રોમાં તે તે ગચ્છના ઉપરી આચાર્ય વગેરેની અનુ

મતિ વિના ચોમાસું કરવું અને તે તે ગચ્છના શ્રાવકો તે તે ગચ્છના આચાર્યો વગેરેથી વિમુખ થાય એવી ખાનગીમાં ખટપટ કરવી તેથી પરસ્પર સાધુઓમાં વૈમનસ્ય ( વિરોધ ) ઉત્પન્ન થઇ શકે અને તેથી તેઓમા સંપ ન રહે અને તેથી શ્રાવકોની અરૂચિ વધે તેથી પડતી થાય

૩૮ એક બીજાના ગચ્છ સંઘાડાની સાધ્વીઓને અને સાધુઓને પરસ્પરની આજ્ઞા વિના પોતાના ગચ્છ સંઘાડામાં રાખવાને તે તેઓના મુખથી જે ગચ્છ માંથી આવ્યો હોય તેના વિરૂદ્ધ બોલવાથી સાધુવર્ગની પડતી થાય છે

સેવા કરનારા સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો, શ્રાવિકાઓએ જૈન મહાસંઘની પ્રગતિની અનેકધા પ્રવૃત્તિ કરવામાં ગંભીરતા ગુણને ધારણ કરવો જોઇએ. ગંભીરતા સિવાય સેવા પ્રવૃત્તિમાં એક ક્ષણમાત્ર પણ ચાલે તેમ નથી. ગંભીરતા ગુણ વિના જૈનધર્મ અને જૈન મહાસંઘની ઉન્નતિમાં પ્રવૃત્તિ કરતાં એકશ્વાસોચ્છ્વાસ

પણ લઈ શકાય તેમ નથી એ ગુણવિના તુચ્છ મનનો મનુષ્ય મહાસંઘરૂપ સમષ્ટિમાં કોઇ વખત મહોત્પાત પ્રકટાવે છે. ગંભીરતા એ મનુષ્યનો ઉચ્ચ ગુણ છે. એ ગુણમાં જેમ વિશેષ સ્થિરતા થાય તેમ સ્વપરો ન્નતિ કરવામાં મનુષ્ય વિશેષતઃ શક્તિમાન્ થાય છે ગંભીર મનુષ્ય સાગરની ઉપમાને ધારણ કરવા શક્તિમાન્ થાય છે. મહાસંઘની પ્રત્યેક વ્યક્તિમાં ગંભીરતા આવે છે ત્યારે તે પ્રગતિમાં ભાગ લેવા સમર્થ બને છે અને તેવી વ્યક્તિ સર્વ મહાસંઘની સાથે હળીમળી રહેવા સમર્થ બને છે. ગંભીર મનુષ્ય પોતાના ઉચ્ચ ચારિત્ર્યની પ્રસિદ્ધિ કરે છે અને તે અનેક મનુષ્યોનો વિશ્વાસપાત્ર થાય છે. જૈન મહાસંઘના અંગભૂત સાધુવર્ગ, સાધ્વીવર્ગ, શ્રાવકવર્ગ અને શ્રાવિકા વર્ગમાં ગંભીરતા ગુણ ખીલી નીકળે તો તેથી પરસ્પર એકબીજાના દોષોને કથી શકતા નથી, એટલુંજ નહિ પરંતુ તે દોષોને આચ્છાદીને પ્રત્યેક અંગની સેવામાં ગંભીરતાથી પ્રવૃત્તિ કરે છે. નિંદા,

દોષદૃષ્ટિ, પરના અવર્ણવાદ વગેરે દોષો ખરેખર ગંભીરતા વિના ઉદ્ભવે છે. અતએવ વ્યક્તિ વ્યષ્ટિના ગુણો ખીલવવા અને મહાસંઘની સેવા કરવા ગંભીરતા ગુણને નિષ્કામવૃત્તિથી અનેક વિપત્તિઓમાં ધારણ કરવો એજ ખરેખરૂ મહાસંઘ સેવાનુ પ્રથમ પગથીયું છે. ગંભીરતા ગુણ વિના ઉચ્ચ સત્તાની પદ્વીઓ પર ચઢેલા ભયંકર રાક્ષસ જેવા પાપો કરવા શક્તિમાન્ થાય છે ગંભીરતા ગુણ વિના વિદ્યા, લક્ષ્મી, સત્તા, બળ તે જેમ જેમ વિશેષ પ્રમાણમાં વધે છે, તેમ તેમ સ્વની અને વિશ્વની વિશેષતઃ હાનિ કરવા સમર્થ બને છે. આચાર્યોએ, ઉપાધ્યાયોએ, પ્રવર્તકોએ, પંન્યાસોએ, સાધુઓએ, સાધ્વીઓએ, શ્રાવકોએ અને શ્રાવિકાઓએ ગંભીરતા ગુણ ખીલવવા માટે ખાસ કાળજી રાખી સતત યત્ન ખંતપૂર્વક કરવો જોઇએ. સાધુ, સાધ્વી સંબંધી જેમ જાહેર પત્રોમાં ગંભીરતા વિના જૈનશાસનની હેલના નિંદા થાય તેવા લખાણો પ્રકટ થાય છે; તેમજ પરસ્પર એકબીજા સાધુઓની,

સાધ્વીઓની, શ્રાવકોની શ્રાવિકાઓની નિંદા, હેલના થાય છે અને તેથી જૈનશાસનનો અધ:પાત થાય છે. અતએવ ગંભીરતા ગુણને મન, વાણી, કાયાથી ખીલવવા પ્રત્યેક સંઘવ્યક્તિએ લક્ષ્ય દેવું જોઇએ. ગંભીરતા સાથે અભેદભાવ ગુણ ખીલવવા પ્રત્યેક મહાસંઘ વ્યક્તિએ લક્ષ્ય દેવું જોઇએ. સર્વ મહાસંઘ સાથે પોતાનો અભેદ અવબોધી તેને આચારમાં મૂકી જે સેવકો દેશ, કોમ, ધર્મની સેવા કરે છે, તેઓ આત્મસમર્પણ કરવાને અથવા સર્વ વસ્તુઓનો ત્યાગ કરી સેવા કરવાને શકિતમાન્ થાય છે. વિશ્વવર્તિ સર્વ જનસમાજની સાથે વા સર્વ પ્રકારના વિશ્વવર્તિ જીવોની સાથે પોતાના આત્માનો અભેદભાવ ધાર્યા વિના વિશુદ્ધ પ્રેમ, સ્વાર્થત્યાગ અને ઉદારભાવ પ્રકટી શકતો નથી. આત્મદષ્ટિનું વર્તુલ જેમ જેમ અનંતતામાં સમાવા પ્રગતિ કરે છે, તેમ તેમ સંકુચિત વર્તુલોમાં વહેંચાયલો પ્રેમ-ઉપકાર ઉદારભાવ-ત્યાગ અને સેવા એ મહાવર્તુલનું રૂપ ધારણ કરી છેવટે

અનંત વર્તુળની અભેદ ભાવનાને ધારણ કરી શકે છે. અભેદ ભાવનાનું દૃષ્ટિ વર્તુળ જેમ જેમ વધતું જાય છે, તેમ સ્વાર્થબુદ્ધિનો તે તે અંશે નાશ થાય છે, અને તે તે અંશે પરમાર્થ બુદ્ધિની અભેદ ભાવનામાં પણ વૃદ્ધિ થાય છે. અભેદ ભાવમાં અને ઉદાર ભાવમાં અમુક દૃષ્ટિએ અમુકાર્થે સમાનત્વ અને અમુક દૃષ્ટિએ અને અમુકાર્યની અપેક્ષાએ અસમાનત્વ પણ છે. અભેદ ભાવથી ઔદાર્ય ભાવ ખીલવાની સાથે સેવાનું મર્યાદિત્વ વિલય પામતું જાય છે, અને સેવાનું અમર્યાદિત્વ ખરેખર અનંતતા સમ્મુખ પ્રવર્ત્તતું જાય છે. अयंनिजः परोवेति, गणना लघुचेतसां उदारचरितानांतु वसुधैव कुटुम्बकम् એ શ્લોકમાં પ્રકથિત ભાવાર્થવત્ આચરણ કરવાને અભેદ ભાવનાવાળો સમર્થ થાય છે. પ્રત્યેક જૈને ચતુર્વિધ સંઘની સાથે મ્હારો અભેદ છે, ચતુર્વિધ સંઘ તેજ હું છું. તેના જે શુભ વિચારો તે મ્હારાજ વિચારો છે; તેની ઉન્નતિ તે મ્હારીજ ઉન્નતિ છે, તેની સેવા તે મ્હારી

પોતાનીજ સેવા છે, તેનો જે આત્મા તે મ્હારોજ આત્મા છે, તેની શોભા તે મ્હારી શોભા, તેની હાનિ તે મ્હારીજ હાનિ, તેની જાહોજહાલી તે મ્હારીજ જાહોજલાલી, તેનું જે શુભ તે મ્હારૂંજ શુભ, અને ચતુર્વિધ મહા સંઘમાં મ્હારો પ્રાણ—આત્મા, મન, વાણી અને કાયાનો અભેદ છે એમ અભેદ ભાવ દૃષ્ટિને ક્ષણે ક્ષણે હૃદયમાં ધારણ કરીને તે પ્રમાણે આચારમાં મૂકી પ્રવર્ત્તવું જોઇએ. શ્રી ચતુર્વિધ મહાસંઘમાં ભૂતમાં જે ઉન્નતિ હતી તેજ મ્હારી ઉન્નતિ હતી, વર્ત્તમાનમાં જે ઉન્નતિ થાય છે તે મ્હારી ઉન્નતિ થાય છે, અને તેની ભાવિ ઉન્નતિ તે પણ મ્હારી ભાવિ ઉન્નતિ છે. ચતુર્વિધસંઘના દરેક શુભ મંગળની સાથે મ્હારા આત્માનું મંગળ છે. હું તેજ'ચતુર્વિધ મહાસંઘ છું. મ્હારી સર્વ શકિતઓ શ્રી ચતુર્વિધસંઘની સેવા અર્થેજ છે, એમ અભેદ ભાવના ધારણ કરીને અને આવી અભેદ દૃષ્ટિએ દેશસેવા, વિશ્વસેવા, વિશ્વવર્તિ સર્વ જીવ સેવા, ગુરૂ દેવ સેવા, ધર્મ સેવા રાજ્ય

સેવા, અને ચતુર્વિધસંઘની સેવામાં સર્વ સ્વાર્પણ કરીને પ્રવૃત્ત થવું જોઇએ. આત્મજ્ઞાન પ્રાપ્ત થયા વિના આવી અભેદ ભાવનાનો અંકુર પ્રગટી શકે નહિ. માટે સર્વે મનુષ્યોએ સર્વ પ્રકારની સેવા નિમિત્તે અધ્યાત્મજ્ઞાન મેળવવું જોઇએ. સદ્ગુરૂ સેવા પૂર્વક સદ્ગુરૂગમથી જે પુરૂષો અધ્યાત્મજ્ઞાનને પ્રાપ્ત કરે છે, તેઓ અભેદ ભાવને અમુક દૃષ્ટિએ અમુકાંશે ધારણ કરીને દેશસેવા, સર્વ જનપદ સેવા, સમસ્ત બ્રહ્માંડવર્તિ જનસેવા, અને ચતુર્વિધસંઘની સેવા કરી શકે છે. સંકુચિત અને ભેદભાવના દૃષ્ટિવાળા જીવોના સદ્વિચારો અને ધર્માચારોપણ મર્યાદિત હોય છે અને તેથી તેઓ સામાન્ય લઘુવર્તુળમાં પડ્યા રહે છે. સંકુચિત અને ભેદભાવનાનો નાશ કર્યા વિના અને અભેદ ભાવના પૂર્વક ઉદારભાવ, હૃદયમાં ધારણ કર્યા વિના મહાસંઘની ઉન્નતિના ઉદાર ઉપયોગમાં ભાગ લેઇ શકાતો નથી, અને તેથી આત્માનું મહત્વ વિકસી શકતું નથી. માટે પ્રત્યેક જૈને અભેદ ભાવનાને

ખીલવવા પૂર્વક ચતુર્વિધ મહાસંઘની સેવામાં સર્વ સ્વાર્પણ કરવા તૈયાર થવું જોઇએ.

શ્રી ચતુર્વિધ સંઘની મહાસેવામાં તત્પર થએલ દરેક જૈને મનમાં એમ અનુભવ કરવો. શ્રી ચતુર્વિધ-સંઘ પૈકી કોઇની નિંદા કરવી વા બુરૂં ઇચ્છવું એ મ્હારીજ નિન્દા અને મ્હારૂંજ બૂરૂં ઇચ્છવા બરોબર છે. એમ જ્યારે સર્વ મહાસંઘની સાથે સ્વકીય અભેદ ભાવે વર્ત્તવામાં આવશે, ત્યારે સંઘોન્નતિ અવગન થયા વિના નહિ રહે. શ્રી ચતુર્વિધ મહાસંઘની સાથે વા સર્વ વિશ્વવર્તિ પ્રાણીગણની સાથે અભેદ ભાવનાથી અભેદ ભાવે સબંધ થતાં કોઇની નિંદા વા બૂરૂં ઇચ્છવું એ આત્મઘાત સમાન અનુભવાય છે. વિશ્વવર્તિ સર્વ જીવોના શ્રી ચતુર્વિધ મહાસંઘ પૈકી પ્રત્યેક જીવને અભેદરૂપે સત્તાનયની અપેક્ષાએ વા સંઘ દષ્ટિએ હું સ્વયં છું, એવો અનુભવ કરીને તેને આચારમાં મૂકવાને માનવ પ્રયત્નશીલ થાય છે તે મહાસંઘનો સેવક ખરેખરો બની શકે છે, અને તેજ શ્રીચતુર્વિધ મહાસંઘની ખરી

સેવા કરવા સર્વ સ્વાર્પણ કરીને પરમાત્મપદ પ્રાપ્ત કરી શકે છે, શરીરનું પ્રત્યેક અ ગ વા ઉપાંગો જેમ પોતાનાં ગણાય છે તેમ સમસ્ત વિશ્વવર્તિ સર્વ જીવો-મહા સ ઘ તે સર્વથા મ્હારૂ આત્માગ છે એવો ભાવ આવે છે ત્યારે રાજા, આચાર્ય, શહેનશાહ, સાધુ બાદશાહ અને વિશ્વસેવક વગેરે સેવકોનુ સેવકત્વ પરમાત્મપદ પ્રદ થઇ શકે છે. જેમ જેમ સર્વ જીવોની સાથે વા સર્વ ચતુર્વિધ મહાસ ઘની સાથે અ ભેદભાવના વધતી જાય છે તેમ તેમ કોઇ પણ જીવ-નિંદા અને અશુભ ચિ તવન તથા તેવી કરણી, મન વચન અને કાયાથી થતી નથી. સ્વાર્થ, ભોગ આદિ વિષયોથી નિર્લેપ શુદ્ધ પ્રેમના અધિકારી જેઓ બને છે તે ખરેખરા મહામ ઘના સેવક બનીને દેશોન્નતિ, વિશ્વોન્નતિ અને સ ઘોન્નતિમા આત્મભોગ સમર્પવા શક્તિમાન્ થાય છે. મહાસ ઘના વા સમસ્ત વિશ્વનો પ્રત્યેક મનુષ્ય એમ અવબોધે કે હુ મહા સ ઘનુ કે વિશ્વનુ એક અ ગ છુ. વિશ્વને ઉપગ્રહ સમર્પવાની

સાથે અને મહા સંઘની સેવાની સાથે એકાંગભૂત તમારી પણ રક્ષા ઉન્નતિ કરવી જોઇએ. આ પ્રમાણે જ્ઞાતા-મનુષ્ય આત્મજ્ઞાન વડે સ્વપરને માટે વ્યાવહારિક તથા ધાર્મિક પ્રવૃત્તિ કરતો નિર્લેપ દશાએ કર્મયોગિત્વની સ્વસેવા-ફરજને અદા કરતો છતો પરમાત્મ પદની પ્રાપ્તિ યોગ્ય સર્વ સદ્ગુણોને પ્રાપ્ત કરી શકે છે. શ્રીચતુર્વિધ સંઘોન્નતિ કરનારાએ ભિન્ન ભિન્ન ધર્મવર્તિ દેશ માનવોની અને વિશ્વવર્તિ સર્વ જીવોની યથાયોગ્ય સેવા કરીને ( તેઓથી ગ્રહાતા ઉપગ્રહનો પ્રતિબદલો આપવો એ આવશ્યક કર્મ ગણીને ) આત્મોન્નતિની સાથે વિશ્વ દેશ સંઘ નાત વગેરેની વ્યાવહારિક ઉન્નતિ કરવી જોઇએ. ઉપર્યુક્ત અભેદ ભાવનાનું મન વચન અને કાયામાં પરિપૂર્ણ બળ પ્રગટાવવાથી ચતુર્વિધિ મહાસંઘની સેવા થઇ શકે છે એમ ખાસ વઅબોધવું. અભેદ ભાવનાને પ્રત્યેક મનુષ્યે ખીલવવી જોઇએ. વિશ્વ સમષ્ટિ, દેશજન સમષ્ટિ મહાસંઘ સમષ્ટિમાં પોતાની વ્યક્તિરૂપ વ્યષ્ટિને અ-

ભેદરૂપે કરવામાં નિર્વિષય શુદ્ધ પ્રેમને ખીલવવો જોઈએ. મહા સંઘરૂપ સમષ્ટિમાં સ્વવ્યક્તિ વ્યષ્ટિનુ શુદ્ધ પ્રેમમયી લયલીનત્વ કરવું એજ પરમાત્માની સાથે સ્વાત્માનું લયલીનત્વ—અવબોધવું. વિશ્વવર્તિ સમસ્ત જીવરૂપ મહા સમષ્ટિ વા શ્રી ચતુર્વિધ સંઘરૂપ સમષ્ટિની સાથે સ્વવ્યક્તિ વ્યષ્ટિત્વને લયલીન કરવાનો જેણે અનુભવ પ્રાપ્ત કર્યો છે, તેણે શ્રી પરમાત્માની સાથે સ્વાત્માનું લયલીનત્વ કર્યું એમ અવશ્ય અવબોધવું. નિર્લેપ શુદ્ધ પ્રેમથી શ્રીચતુર્વિધ મહાસંઘની સાથે અભેદતા અનુભવીને તેમાં જેણે સર્વ સ્વાર્પણ કર્યું છે તે પરમાત્મ પદની પ્રાપ્તિમાં વિદ્યુત્ વેગથી પ્રગતિ કરે છે એમ પરિપૂર્ણ અવબોધવું. સમસ્ત વિશ્વ—વા દેશ—વા રાજ્ય વા—સંઘ વા આચાર્ય સદગુરૂના સેવક બનવું તે અભેદ અને શુદ્ધ પ્રેમવિના કદિ બની શકે નહિ. માટે વિશ્વસેવકે, દેશસેવકે, રાજ્યસેવકે અને શ્રી ચતુર્વિધ સંઘ સેવકે વા કોઈ પણ વ્યાવહારિક ધાર્મિક કાર્ય કરનાર સેવકે અભેદ ભા-

વના અને શુદ્ધ પ્રેમમય સ્વાત્માને કરી પ્રવૃત્તિ કરવી.

શ્રી ચતુર્વિધ મહા સંઘની રક્ષા શાંતિતુષ્ટિ પુષ્ટિ વૃદ્ધિ વા પ્રગતિ ઇચ્છનાર સેવકે સેવાના પ્રત્યેક માર્ગથી વાકેફ થવું જોઇએ. જે મનુષ્ય સેવાધર્મની મહત્તા અવબોધી શકતો નથી તે મનુષ્ય સેવક પણ બની શકતો નથી અને સેવક પશ્ચાત્ પ્રાપ્ત થનાર સ્વામીપદને પ્રાપ્ત કરી શકતો નથી. શ્રી મહાસંઘનો સેવક બનીને જે મહાસંઘની સ્વશકત્યાનુસાર સેવા કરે છે તે તીર્થંકરની સેવા કરવાનો અધિકારી બની શકે છે. જે શ્રી મહાસંઘની સ્વશકત્યાનુસાર સેવા કરી શકતો નથી, સંઘની પ્રગતિમાં આત્મભોગપૂર્વક સેવાધર્મ વડે પ્રવૃત્ત થતો નથી તે શ્રીતીર્થંકર પરમાત્માનો સેવક બની શકતો નથી. શ્રી ભદ્રબાહુસ્વામીએ શ્રીસંઘની આજ્ઞા માન્ય રાખીને નેપાલમાં સ્થૂલભદ્ર વગેરે સાધુઓને વાચના આપી હતી. શ્રીમહાસંઘ એ પચ્ચીશમો તીર્થંકર છે. તેના ઉપર જેનો પ્રેમ નથી, તેનો તીર્થંકર ઉપર પણ પ્રેમ નથી. શ્રીચતુર્વિધ સંઘના સ્તંભભૂત શાસક આચાર્યોની

જે નિંદા કરે છે, તે શ્રીતીર્થંકરની આશાતના કરે છે. શ્રીચતુર્વિધ મહાસંઘની જે નિંદા કરે છે તે જ્ઞાનાવર્ણીયાદિ કર્મોને બાધે છે. જેટલા તીર્થંકરાદિ પંચપરમેષ્ઠિઓ થયા, થાય છે અને થશે તેની ખાણભૂત શ્રી ચતુર્વિધ મહાસંઘ છે માટે શ્રીચતુર્વિધ મહાસંઘની સેવા કરવી એજ આત્મોન્નતિનું પ્રથમ પગથીઉં છે. શ્રીચતુર્વિધ મહાસંઘની પ્રત્યેક વ્યક્તિને શ્રીમહાસંઘની સેવા કરવાની આવશ્યકતા હૃદયમા પ્રકટવી જોઇએ. વિશ્વવર્તિલોકવ્યવહારનાં જે જે આવશ્યક કર્મો છે, તેના કરતાં લોકોત્તર મહાસંઘની સેવા કરવી એ ખાસ ધાર્મિક આવશ્યક મોક્ષપ્રદ કર્મ અવબોધવું. જૈન ધર્મના શાસક પ્રવર્તક જૈનાચાર્યો સંપ્રતિ જૈન ધર્મ અને મહાસંઘની પ્રગતિ માટે જે જે આજ્ઞાઓ ફરમાવે તે તીર્થંકરની આજ્ઞાઓ સમાન માની તેને બહુમાન પ્રેમપૂર્વક સ્વીકારી સર્વ સ્વાર્પણ કરીને તે આજ્ઞાઓને પૂર્ણ કરવા પ્રયત્ન કરવો જોઇએ. શ્રી મહાવીર પ્રભુની પટ્ટપરંપરાએ આવેલ આચાર્યોએ;

સાધુઓએ અને સાધ્વીઓએ આત્મસમર્પણ કરીને જૈનોનું અસ્તિત્વ સરક્ષ્યું છે તેમની પરંપરાએ આવનાર આચાર્યો, ઉપાધ્યાયો, પ્રવર્ત્તકો, પંન્યાસો, સાધુઓ અને સાધ્વીઓની અસ્તિતાથી જૈન શાસનનું અસ્તિત્વ સંરક્ષી શકાશે એમ વસ્તુતઃ અવબોધીને કૃતઘ્ન ન થતાં કૃતજ્ઞ થઇને દેશકાળાનુસારે વિદ્યમાન અને ચારિત્રપાલક આચાર્યો વગેરેની બહુ ભક્તિ, માન અને તેઓની પ્રગતિમાં ભાગ લેવાથી શ્રીચતુર્વિધ-સંઘનું અસ્તિત્વ અને તેની પ્રગતિમાં આગળ વધી શકાશે. શ્રાવકો અને શ્રાવિકાઓ કરતાં સાધુઓનું અને સાધ્વીઓનું ધાર્મિક પ્રગતિ દૃષ્ટિએ અને સંરક્ષક દૃષ્ટિએ વિશેષતઃ સંરક્ષણ કરવું જોઇએ અને તેઓના માટે વિશેષતઃ આત્મભોગ આપીને સેવા કરવી જોઇએ. સાધુઓ અને સાધ્વીઓ કરતાં પ્રવર્ત્તક, પન્યાસ વગેરે અને તેઓના કરતાં ઉપાધ્યાયો અને તેઓના કરતાં જૈનાચાર્યોનું વિશેષ મહત્વ અવબોધવું જોઇએ અને તેઓની સેવા, ભક્તિ તથા તેઓની આજ્ઞામાં અત્યંત

તેમનાપરની ભક્તિ દિનપ્રતિદિન ન્યૂન થઇ જશે અને અંતે પોતાના વર્ગની અસ્તિતા અને તેની પ્રગતિના સ્વયં નાશક બની શકશે. ગામોગામ અને શહેરે શહેરના શ્રાવકો અને શ્રાવિકાઓની મૂખ્ય ફરજ એ છે જે તેમણે સ્વકીય ગચ્છ સંઘાડાના ઉપરી આચાર્યની આજ્ઞા વિના સ્વગચ્છીય વા પરગચ્છીય જે કોઇ સાધુ વા સાધ્વી વિહાર કરતાં હોય તેને વારવાં અને પોતાના ગચ્છ સંઘાડાના ઉપરિ આચાર્યાદિની આજ્ઞામાં પ્રવર્તે એવો બંદોબસ્ત કરવો. ગચ્છ સંઘાડાના ઉપરી આચાર્યાદિકની આજ્ઞા વિના કોઇપણ સાધુ કોઇપણ ગામમાં વા શહેરમા ચોમાસુ કરે તો તેને વારવો અને આચાર્યાદિકની આજ્ઞા પ્રમાણે ચોમાસુ કરે ઇત્યાદિ બંદોબસ્ત કરીને ગચ્છ સંઘાડાની વ્યવસ્થાનાં બંધારણોને દૃઢ કરવાં. પોતાના ગચ્છસંઘાડાના ઉપરી આચાર્યાદિકની આજ્ઞા પ્રમાણે વર્ત્તનારા સાધુઓ અને સાધ્વીઓજ ખાસ સ્વાત્મોન્નતિ કરી શકશે. ગમે તેવો પણ ગચ્છસંઘાડાનો ઉપરીનાયક

આચાર્ય સ્થાપ્યા વિના સાધુસાધ્વીની શોભામાં વૃદ્ધિ થઇ શકતી નથી. જૈનશાસ્ત્રોમાં આચાર્ય ઉપાધ્યાય વિગેરેનો કોઇપણ કાળમાં વિચ્છેદ કર્યો નથી. આચાર્યાદિ વિના ક્ષણ માત્ર પણ રહી શકાય નહિ. એક રાજાના મૃત્યુબાદ જેમ બીજો રાજા તરત સ્થાપવો પડે છે તથા પ્રકારે એક આચાર્યના દેહોત્સર્ગ પશ્ચાત્ અન્ય આચાર્યને તુર્ત સ્થાપન કરવો જોઇએ. સાધુઓએ અને સાધ્વીઓએ ગચ્છસ ઘાડાના એક ઉપરીના અભાવે તુર્ત એક યોગ્યને સ્વકીય ઉપરી મુખ્ય તરીકે સ્થાપી તેની આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્તવુ જોઇએ. સાધુઓ અને સાધ્વીઓ ઉપર આજ્ઞા કરનાર હોવો જોઇએ. શ્રાવકોએ અને શ્રાવિકાઓએ જે સાધુઓ અને સાધ્વીઓ પોતાના ઉપરી આચાર્યાદિકની આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્તતાં હોય તેઓની સેવા ભક્તિ સારી રીતે કરવી જોઇએ. સ્વગચ્છના ઉપરી આચાર્યની આજ્ઞા પ્રમાણે સ્વગચ્છ સંઘાડાના શ્રાવકો અને શ્રાવિકાઓ પ્રવર્તિને સ્વગચ્છોન્નતિમાં પ્રવૃત્તિ કરે છે તો તે

સ્વગચ્છના આચાર્યાદિકનુ અસ્તિત્વ અને પ્રગતિમાં ભાગ લેનાર બની શકે છે, અને તેથી ગૃહસ્થ જૈનવર્ગની ધાર્મિક તથા વ્યાવહારિકોન્નતિમાં પણ તે આગળ વધી શકે છે. **વ્યવસ્થા પૂર્વક અને ક્રમ પૂર્વક કાર્ય પ્રવૃત્તિમાં ગોઠવાયલું સંઘબળ ખરેખર જૈનોન્નતિમાં વિદ્યુત્ વેગે અસર કરનારૂં થાય છે.** અવ્યવસ્થિતપણે અને પરસ્પરની અપેક્ષાવિના પ્રવર્તનાર સૈન્ય ખરેખર ગમે તેવું બળવાન્ હોય તો પણ વ્યવસ્થિતપણે વર્તનાર અને પરસ્પર સાપેક્ષ ક્રમથી ગોઠવાયેલ અને કેળવાયેલા એવા અલ્પસૈન્યથી મ્હાત થાય છે. તદ્વત્ અત્રપણ અવબોધવું કે અવ્યવસ્થિતપણે પ્રવર્ત્તનાર કોઇ પણ સંઘાડાના સાધુઓ અને સાધ્વીઓ ક્રમ પૂર્વક વ્યવસ્થાના અભાવે વર્તમાનિક ધાર્મિક પ્રગતિકર કેળવણીના અભાવે કોઇપણ કેળવાયેલ ગચ્છના ન્યૂન સાધુઓ અને સાધ્વીઓ કે જે વ્યવસ્થિત કર્મ મર્યાદાથી ગોઠવાઇને ધર્મપ્રગતિ પ્રવૃત્તિ કરે છે, તેઓનાથી તેઓ પશ્ચાત્ રહે છે. ધાર્મિક પ્રગતિમાં અમુ-

કાપેક્ષાએ સ્વાતંત્ર્ય અને અમુકાપેક્ષાએ પરતંત્ર એ બેની આવશ્યક્તા સ્વીકારવી પડે છે. જૈન સંઘ ગચ્છ, સંઘાટક અને કાર્યવ્યવસ્થા બળની સિદ્ધિ ખરેખર સુવ્યવસ્થા કરવા યોગ્ય છે. ક્ષેત્રકાલાનુસારે પ્રત્યેકમાં સુ-વ્યસ્થાની આવશ્યક્તા સ્વીકારીને સુવ્યવસ્થા કરવી પડે છે. સ્વકીય સંઘ ગચ્છ સંઘાટકાદિની સુવ્યવસ્થાના નિયમો યોજનાઓની સંરક્ષા કરીને તે પ્રમાણે આ-ચાર્યાદિકની આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્તવું એ સ્વકીય આવશ્યક ફરજ અવબોધીને સદા સર્વ પ્રકારની પ્રગ-તિમાં અગ્રિમપદે વધવું જોઇએ. સુવ્યવસ્થિત સંઘ ગચ્છ બળની પ્રગતિની મર્યાદાની વૃદ્ધિ અર્થે સ્વાધિ-કાર કર્ત્તવ્યપરાયણ રહેવાને સ્વાચાર્યાદિકનું પારતંત્ર્ય, સ્વફરજનું પારતંત્ર્ય અને સ્વફરજ પ્રવૃત્તિરૂપ સ્વા-તંત્ર્ય અવધારીને તે પોતાના આચારમાં પ્રગટાવવું જોઇએ. સ્વાતંત્ર્યના સાથેનું અવ્યવસ્થિત સ્વાચ્છંદ પ્રવર્તન જ્યારે સત્તા બળના સાથે પ્રવર્તે છે, ત્યારે જૈન સંઘ અને જૈન ધર્મની પ્રગતિના બદલે અધો-

ગતિનું અવનતિ ચક્ર પ્રવર્તે છે. જ્યારે જૈન સંઘ અને જૈન ધર્મની પ્રગતિના બદલે અધોગતિનુ અવનતિ ચક્ર પ્રવર્તે છે, ત્યારે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકાનુ વ્યવસ્થિત સમુદાયિક બળ ખરેખર નષ્ટ થઈ જાય છે. અલ્પ અલ્પ બળનો સમૂહ ખરેખર વ્યવસ્થિત મર્યાદાએ પ્રગતિમાં અધિક બળ સમર્પે છે. સાધુઓએ, સાધ્વીઓએ, શ્રાવકોએ અને શ્રાવિકાઓએ ક્રમવ્યવસ્થા વ્યવસ્થિત સ્વાચાર્યસત્તા સ્વીકારી તે પ્રમાણે પોતાની ફરજ વર્ત્તનદ્વારા પ્રગતિમાર્ગમાં પ્રત્યેકે આગળ વધવું જોઇએ.

આજ્ઞાબળ, સત્તાબળ, વ્યવસ્થાબળ, યોજનાબળ, સ્વાસ્તિત્વ સંરક્ષાબળ, આચાર્યબળ, સંઘબળ, નિયમબળ અને વ્યવસ્થિત પ્રગતિબળની વૃદ્ધિ માટે જૈનના પ્રત્યેક અંગે પરસ્પર સહાયકતા અવલંબીને મુખ્ય ઉદ્દેશ સાધ્યાશયને લક્ષ્યમાં રાખી પ્રવર્ત્તવું જોઇએ. ઉપરયુક્ત સર્વ પ્રકાર બળપ્રગતિ કારક જે જે વિદ્યમાન સાહિત્યો હોય તેની સંરક્ષા કરવી

જોઇએ અને તેવા સાહિત્ય પોષકોનું તરતમયોગે ભક્તિદ્વારા સંરક્ષણ કરવું જોઇએ. આચાર્યો વગેરેની સંઘમાં સુવ્યવસ્થા હોય તોજ ઉપરોક્ત બળની વૃદ્ધિ પ્રગતિ થયા કરે છે. સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ એ ધર્મનાં જીવતાં પોષક અંગો છે અને તેઓની ધાર્મિકોન્નતિપર ધર્મની પ્રગતિનો આધાર રહેલો છે. આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ એ ત્રણ પરમેષ્ટિનું સંપ્રતિ અસ્તિત્વ છે, એ ત્રણ પરમેષ્ટિવર્ગની પ્રગતિથી અન્ય સર્વ પ્રકારની ઉન્નતિ થઇ શકે છે. આચાર્યાદિ ત્રણ પરમેષ્ટિવર્ગની સુવ્યવસ્થા અને તેઓની જ્ઞાનાદિકદ્વારા સદ્ઉન્નતિ વર્તે છે તોજ સંઘબળ પ્રગતિ વૃદ્ધિનો સાક્ષાત્ભાવ અવલોકી શકાય છે. શ્રીતીર્થંકરના પટ્ટપર બેસીને તેઓના ધાર્મિક ફરમાનને આચાર્યવર્ગ જગત્માં ફેલાવી શકે છે પરંતુ તેઓની પ્રગતિમાં ચતુર્વિધ સંઘદ્વારા ભક્તિ સેવા જો ન થઇ શકે તો આચાર્યાદિ ત્રણ પરમેષ્ટિ-વર્ગની અવનતિ થતાં અન્ય શ્રાવકાદિવર્ગ પણ સ્વ-

યમેવ અવનતિમાર્ગ પ્રતિ ગમન કરશે. આચાર્યાદિ ત્રણ પરમેષ્ઠવર્ગના મુખ્ય ધાર્મિકોદ્દેશોને અનુકુળ થઇને જો શ્રાવકવર્ગ પ્રવર્ત્તે છે, તો આચાર્યાદિવર્ગથી જૈનસંઘની સુવ્યવસ્થાદ્વારા સર્વ પ્રકારની પ્રગતિ થઇ શકે છે. આચાર્યાદિની સત્તા નીચે રહી તેઓની આજ્ઞારૂપ સત્તામાં ધર્મ છે એવું પરિપૂર્ણ અવબોધીને તે પ્રમાણે વર્ત્તવાથી જૈનસંઘની ઉન્નતિ થઇ શકે છે અને તેમાં સ્વસ્વવ્યકિતની પ્રગતિનો તો અંતરૂભાવ થાય છે એમ અવબોધવું. જૈનસંઘરક્ષાદિ અનેક ધાર્મિક સેવાઓને અંગીકાર કરવામાં આચાર્યાદિધર્મરાજ્ય પ્રવર્તકોને સ્વજીવનનું સ્વાર્પણ કર્યા વિના ત્રણ કાળમાં સેવાધર્મમાં નિષ્કામ પ્રગતિ કરી શકાતી નથી. ધર્મસામ્રાજ્યપ્રવર્ત્તક ધર્મરાજ શ્રીઆચાર્યનું હૃદય એટલું બધું ધર્મભાવના પ્રવૃદ્ધિમાં ઉદાર હોય છે કે જે હૃદય પોતાનામાં ઉતર્યા વિના આચાર્યના ધાર્મિક સેવાના આશયો કદાપિ અવબોધી શકાય નહિં માટે શ્રાવકવર્ગે વા સાધુવર્ગે તો આચા-

ર્યની આજ્ઞામાં ધર્મનો નિશ્ચયભાવ અવધારીને ઉપ-
ર્યુક્ત ધાર્મિક સર્વ અંગોના પોષણ માટે સ્વસ્વ શ-
ક્તિનું આજ્ઞાદ્વારા સેવામાં સ્વાર્પણ થવું જોઇએ.
જૈન શાસન-જૈન સંઘનું ગાંભીર્ય ખરેખર જૈનાચા-
ર્યની આજ્ઞા પ્રમાણે પ્રવર્તીને સ્વફરજો અદા કરવાથી
અવબોધી શકાય છે. સંઘબળાદિની વૃદ્ધિમાં સુવ્યવ-
સ્થા-યોજના કાયદાનું પારતંત્ર્ય સ્વીકારીને આચા-
ર્યાદિના અનુક્રમ પ્રમાણે સુવ્યવસ્થા ક્રમમાં ગોઠવા-
ઇને પ્રત્યેક જૈને સ્વધર્મની ફરજો યથાશક્તિ અદા ક-
રવા તત્પર થવું જોઇએ. પરંતુ " सर्वेऽपि यत्र ने-
तारः, सर्वे पण्डितमानिनः। सर्वे महत्त्वमिच्छन्ति, तद्
वृन्दमवसीदति " એ શ્લોકમાં કથ્યા પ્રમાણે મૂર્ણતા-
યુક્ત અહંવૃત્તિથી સ્વાચ્છંદાચરણ ન થવું જોઇએ.
સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, વર્ગમાન્ય કરીને તે
પ્રમાણે વર્તે તો અમુક ગચ્છ વા સંઘની ઉન્નતિ થાય
જ એ નિઃસંદેહ છે. વિશ્વમાં વિદ્યમાન સર્વ ધર્મના
નેતાઓ સુવ્યવસ્થિત થઇને સ્વસ્વ ધર્મની પ્રગતિ

કરવા તનતોડ મેહેનત કરી રહ્યા છે તેવા પ્રવૃત્તિ જમાનામાં જૈનો દરકાર વિનાના સ્વાછંદથી નિરકુશ બની પ્રમાદ કરશે તો વિશ્વમાં તેઓ નામાવશેષ થઇ જશે એવો ભય રહે છે. સત્યધર્મનું અભિમાન વહનારા જૈનોએ એક નવા જૈનને પ્રગટાવવો એ તીર્થ તુલ્ય અવબોધીને જૈન પ્રજાનુ અસ્તિત્વ અને તેની વૃદ્ધિમાં સાધર્મ્યવાત્સલ્ય ગુણનો ખરેખરો ઉપયોગ કરવો જોઇએ. સાધર્મ્યવાત્સલ્યને જમાનાનુસાર શ્રી આચાર્યની આજ્ઞાનુસાર સેવી જૈનોની પ્રગતિ કરવી જોઇએ. શ્રી મહાવીર વેદે કેવળજ્ઞાની થયા બાદ સમવસરણમાં બેસી સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, એ ચતુર્વિધ સંઘનીજ પ્રથમ સ્થાપના કરી એમાં તેમણે ઘણા હેતુઓ (પ્રગતિના જીવન્ત હેતુઓ) દેખ્યા એમ તેમના પ્રથમ કૃત્યથી આપણને અવગત થાય છે. શ્રી મહાવીર પ્રભુની સર્વજ્ઞ દૃષ્ટિના અનુસારે સદા સુવ્યવસ્થા અને મુખ્ય ઉદ્દેશોની યોજનાઓ અને પ્રવર્ત્તકોની સુવ્યવસ્થા સદા અવિચ્છિન્નપણે ચાલી હોત તો

જૈનધર્મ અને જૈન કોમનો વિશ્વમાં સર્વત્ર સર્વથા અસ્તિત્વ વ્યક્તિભાવે દેખાત. પરંતુ તેમના ધર્મ તેમના ધર્મપ્રવર્ત્તકો, ગૃહસ્થજૈનો વગેરેમાં કુસંપ અજ્ઞાન, મતભેદ, કલેશ, અવ્યવસ્થા સંઘમળનું છિન્નભિન્નત્વ વગેરે દોષોના ભાવે હાલ તેનુ પરિણામ ણ હુજ સંકુચિત ક્ષેત્રરૂપે જૈનોના અસ્તિત્વરૂપ અવલોકાય છે. જાપાન, અમેરિકા અને જર્મન ઇંગ્લાંડ વગેરે દેશોનાં રાજ્યો પ્રથમ પોતાની પ્રગતિના હેતુઓ અને સમાજબળની ઐક્યતાપૂર્વક તેની વૃદ્ધિના પોષક તત્ત્વોપર સદા લક્ષ્ય આપી તેની સુવ્યવસ્થાને કરી કાયદાપૂર્વક પ્રવૃત્તિ કરે છે અને તેથી જ તે બાહ્ય રાજકીય સ્વોન્નતિ વગેરે વ્યક્તરૂપને અવલોકવા સમર્થ થયા છે. જૈનસમાજે ઉદાર દૃષ્ટિના અભાવે કેટલીક બાબતોમાં બાહ્ય સત્તાના સંરક્ષક પોષક તત્ત્વોને પરિહરીને ઘણુ ગુમાવ્યું છે કે જે પાછું કેટલાક શતકો પર્યંત સુવ્યવસ્થિત યોજનાઓ પૂર્વક સંઘબળની ઐક્યતાએ ઉદારભાવના પૂર્વક

પ્રવૃત્તિ કર્યાવિના પાછું મળી શકાય તેમ નથી. ગૃહસ્થ જૈનો પૈકી કેટલાક ક્ષત્રી રાજાઓ હતા અને તેના ક્ષત્રીય સંતાનો પશ્ચાત્ વ્યાપાર પ્રવૃત્તિથી બાહ્ય રાજ સત્તાથી ભ્રષ્ટ થયા તે હવે તે સ્થિતિમાં પુનઃ આવવા હાલ તો દુઃશકય અવબોધાય છે. જૈનાચાર્યની ઉદ્ધાર ભાવના, દીર્ઘદૃષ્ટિ અને બાહ્ય સત્તાપોષક તત્ત્વો કે જે ધર્મસત્તામાં આવશ્યક હેતુભૂત છે તેની આવશ્યક્તા બોધક મતિનો, આવી બાબતોમાં સાધ્ય સંલક્ષ્યીને ઉપયોગ થયો હોત તો અદ્યાપિ પર્યંત જૈનકોમનું ઉદ્ધાર સ્વરૂપ સર્વ વર્ણોમાં જૈનોની અસ્તિત્વતા અવલોકી શકાય. પરંતુ **अवश्यं भाविभावानां प्रतिकारो नैव विद्यते** એ વાકયનું સ્મરણ કરી હવે **गतं न शोचे** એ શિક્ષાસૂત્ર ધ્યાનમાં રાખી પુનઃ જૈન કોમનો ઉદ્ધાર થાય તેવી બીજભૂત વિદ્યમાન યોજનાઓને સુવ્યવસ્થા પૂર્વક આચારમાં મૂકીને આચાર્યાદિ પરમેષ્ઠિ વર્ગની ઉન્નતિકારક પ્રવૃત્તિ હેતુઓને અવલંબી આત્મભોગ આપવા પ્રત્યેક જૈને સદા તત્પર થવું જોઇએ.

નિર્નાયક સ્વાચ્છંદ અને સંઘબળ પૃથ્થક્કરણ, વિભેદક સંકુચિત દૃષ્ટિ પ્રવૃત્તિનું બળ જ્યારે સમાજમાં વૃદ્ધિ પામે છે, ત્યારે સમાજબળ પ્રગતિકારક સુવ્યવસ્થાઓનુ પ્રત્યેક અંગ પરસ્પર એકબીજાથી અસુહીભૂત ન રહેતાં ભિન્ન ભિન્ન અને છિન્ન બળવાળું અવ્યવસ્થિત અધોદશાની સ્થિતિને પ્રાપ્ત કરે છે. જૈન ચાતુર્વિધ મહાસંઘાન્તર્ગત લઘુલઘુ ભિન્નભિન્ન મંડળો જ્યારે એક બીજાની સાથે બળવર્ધક પ્રગતિ મંત્ર ત ત્ર ય ત્રે યોજાઇને પરસ્પર એક બીજાને સહાય્યી-ભૂત થવામાં સુવ્યવસ્થિત યોજના–કાયદાઓને અવલ બે છે ત્યારે જૈન મહાસંઘની સમષ્ટિ તરીકે વિશેષતઃ પ્રગતિ થાય છે. જૈન ચાતુવિ ધ મહાસ ઘાન્તર્ગત ભિન્ન ભિન્ન ગચ્છાદિ લઘુમ ડળો રૂપ વર્તુલો જ્યારે એક બીજા બળની ક્ષતિ થાય એવી ભેદકર દુવ્યવસ્થાના આચારો અને વિચારોથી પ્રવૃત્તિ કરે છે ત્યારે જૈન મહાસંઘરૂપ સમષ્ટિની મહત્તામાં હાનિ આવે છે અને પરસ્પર એકબીજાના બળના નાશ પૂર્વક તેઓ

ક્ષતિમાં વિરામ પામે છે. પ્રગતિ અને અવનતિના ઉપર્યુક્ત બે લક્ષણોમાંથી વર્ત્તમાનમાં કોની પ્રવૃત્તિ છે? તે સ્વબુદ્ધ્યા નિર્ધારીને જેમ બને તેમ પ્રગતિમાર્ગમાં પ્રવૃત્તિ થાય એવા ઉપાયોનું અવલંબન કરવા આચાર્યાદિની સુવ્યવસ્થાથી પ્રવૃત્ત થએલી આજ્ઞાને આધીન થવું એજ પ્રત્યેક જૈનને સ્વફરજ તરીકે ઉપયોગી શિક્ષા અવબોધવી. મહાસંઘની અવનતિ વા પ્રગતિ થાય છે? તે વર્ત્તમાનમાં મહાસંઘના સુક્ષ્મ ભાગમાં ઊંડા ઉતર્યા વિના અવબોધવું તે દુષ્કર કાર્ય છે. મહાગિતાર્થ મુનિઓ ખરેખર મહાસંઘની પ્રગતિના સત્ય ઉપાયોને જાણી શકે છે અને તેથી તેઓ વર્ત્તમાનકાળમાં આચાર્યની પ્રગતિકારક આજ્ઞાના અધીન થઇને મહાસંઘની ઉન્નતિમાં સ્વજીંદગીનો ભોગ આપી મહાસંઘ સેવારૂપ સ્વફરજને અદા કરે છે. ઉપર્યુક્ત પ્રવૃત્તિ મંત્રને અવબોધીને આચીનકાલીક સાધુઓ અને સાધ્વીઓ હૃદયમાં શ્રીઆચાર્ય પ્રભુનું બહુમાન ધારણ કરીને તેઓની આજ્ઞા પ્રમાણે

ચારિત્ર પાળતા હતા અને દેશોદેશ ફરી સૂરિ નિર્દિષ્ટ સુવ્યવસ્થિત કાયદાઓ. પૂર્વક એકસરખી સુયોજનાથી ઉપદેશ-પ્રવૃત્તિ સેવી ગચ્છ મહા સંઘની પ્રોન્નતિ કરી શકતા હતા. વર્તમાનકાળમાં તેવી સાધુઓની-સાધ્વીઓની સુવ્યવસ્થિતદશા વિશેષ પ્રકારે દેશકાળાનુસાર થાય તો જૈન મહાસંઘ મહાતીર્થની સેવાને સમ્યક્ સાધવા તેઓ આત્મભોગી બની શકે. આચાર્યાદિવર્ગ સ્વગચ્છોન્નતિ અર્થે સાધુઓની સુવ્યવસ્થા સંરક્ષવાને જે કાયદાઓ ઘડે તેને અમલમાં મૂકવા માટે શહેરોશહેર દેશોદેશ અને ગામોગામના ગૃહસ્થ જૈનોએ ખાસ લક્ષ્માં લેવું જોઇએ. સાધુઓ અને સાધ્વીઓ જો આચાર્યાદિની આજ્ઞામાં ન રહેશે તો પરિણામ અંતે એ આવશે કે સ્વેચ્છાચાર-અનાચારનું પ્રબળ વૃદ્ધિ પામશે અને જૈનકોમમાં સાધુઓના અને સાધ્વીઓના પદનું જે મહત્વ પૂર્વે હતું, સંપ્રતિ વિદ્યમાન છે તે ભવિષ્યમાં રહેશે કે નહિ તેવી સ્થિતિ જણાશે અને પોતાના શિષ્ય સંતાનોની ગોરજીઓના

કરતાં બૂરી હાલત થશે અને પેશ્વાઇ રાજ્યની પડતીની પેઠે સ્વકીય શિષ્ય સતાનોની અધોદશા થશે. એક ગામમાં એક સાધુ ગયો અને તે ગચ્છાધિપતિની આજ્ઞામાં ન હોય, ગામના શ્રાવકો, ગચ્છાધિપતિની આજ્ઞાવિના તેને રાખે તે એકલા સાધુમાં કાંઇ દોષ આવ્યો તો તેને શિક્ષા આપનાર કોણ ? પશ્ચાત્ તે ગામનો શ્રાવકસમૂહ યદિ સાધુવર્ગપર અવિશ્વાસની દૃષ્ટિથી દેખે તો તેમાં કોનો સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકતાં અપરાધ છે ? તે વાંચકે વિચારવું. એક સાધુ તે તેના ઉપરની આજ્ઞાવિના કોઇ ગામના શ્રાવકો રાખે તો અન્યસાધુઓને તેવી અરૂચિ ઉદ્ભવે અને અતે ધર્મરાજ્ય શાસનમાં અરાજકર્તાનું સ્વાચ્છંદ પ્રવર્ત્તવાથી સંઘનો મુખ્ય વર્ગ, અવ્યવસ્થિત સ્થિતિમાં આવે. એક ગામમાં વા નગરમાં એક સાધુ ગયો તેમાંના શ્રાવકોને ભિન્ન અયોગ્ય ઉપદેશ આપી સુધારણા કરવા મથે, અન્ય સાધુઓ પુનઃ તે ગામમાં ઉપદેશ દઇ ત્યાંના શ્રાવકોને પૂર્વના સાધુઓએ આપેલા ઉપદેશથી શાસ્ત્રોનુ શરણ ગૃહી

ભિન્ન ઉપદેશ આપે. ત્રીજો સાધુ ત્યાં આવી ઉપર કથ્યા પ્રમાણે બે સાધુઓના ઉપદેશથી ભિન્ન પ્રકારનો ઉપદેશ આપે અને સ્વસ્વમતની સિદ્ધિ તથા તેનો પ્રચાર કરવા શ્રાવકોને દૃષ્ટિરાગમાં આકર્ષે, તેનુ પરિણામ એ આવે કે ગામના શ્રાવકો ભિન્ન ભિન્ન મતમાં વહેંચાઈ જાય. શ્રાવક સંઘમાં ધર્મનુ એક કાર્ય કરવામાં મતભેદ કુસપ થાય. સાધુઓ પણ તેવા ઉપદેશથી કાંઈ કાર્ય કરી શકે નહિ અને કયા સાધુનુ કથન સત્ય છે? તે પરિપૂર્ણ ન સમજવાથી તેઓ ઇદં તૃતીયમ્ મત બાંધે, તે ગામના શ્રાવકો ફક્ત સાધુઓનો તમાસો દેખે અને અંતરૂની ગુરૂબુદ્ધિની પૂર્ણ શ્રદ્ધા વિનાના થઇ ગુરૂની આજ્ઞા વિનાના બને અને તેથી જૈન સંઘનું બાળ વધી શકે નહિ, અને આચાર્યની આજ્ઞા માન્યા વિના મહા કાર્ય કરી શકે નહિ. જે જે સાધુઓ વિદ્યમાન હોય તેઓની સત્તાથી નિરંકુશ બનેલા ગૃહસ્થ જૈનોની મરજી રાગપર તે સાધુઓનું અસ્તિત્વ જીવન ઉભું રહે. ભિન્ન ભિન્ન મત વિચારવાળા સાધુઓના ઉપદેશોથી

ગામોગામ અને દેશોદેશના ગૃહસ્થ જૈનો કયુ ખરૂ ? તેના શુ ચવાડામા પડી જાય અને સાધુવર્ગની આજ્ઞામા શિથિલતા આવી જાય તેથી સાધુઓ અને આચાર્યોની પડતીના બીજ રોપાય અને પુન તેવી દશાના સ્થાને ઇદમ્ તૃતીયમ્ ઉભુ થાય તેથી ધર્મની પ્રગતિનો નાશ થાય, માટે પરસ્પરમા સુવ્યવસ્થા રાખવા માટે આચાર્ય આજ્ઞા સત્તાને શિરોવદ્ય માની તે પ્રમાણે પ્રવૃત્તિ એક સરખી અનેકનયસાપેક્ષદૃષ્ટિમાન્યપ્રગતિ શૈલીએ આચાર્યની આજ્ઞા મુજબ ઉપદેશક સાધુઓએ ઉપદેશકત્વવ્યવસ્થાથી ઉપદેશ દેવો જોઇએ જૈન કોમે પૂર્વ કરતા અધુના શુ મેળવ્યુ ? વા ખોયુ ? તેનો વ્યાવહારિક વા ધાર્મિક ઇતિહાસજ્ઞાનવડે વિચાર કરવો જોઇએ જૈનોની પૂર્વ ચાલીસ કરોડ લગભગ વસતી હતી અનેક રાજાઓ અને અનેક દેશના રાજ્યો જૈનોના તાબામા હતા કરોડાધિપતિ અનેક જૈનો હતા અનેક જૈન વિદ્વાનો જૈન કોમમા હતા બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એ ચાર વર્ણ જૈનધર્મ પા

ળનારી હતી. જૈનોમાં સર્વ પ્રકારનું વ્યાવહારિક તથા ધાર્મિક સાહિત્ય વિદ્યમાન હતુ. જૈનો સર્વ પ્રકારે સ્વકીય પ્રગતિ કરવાને શક્તિમાન હતા. જૈનો વ્યાપારમાં પશ્ચાત્ હઠ્યા. જૈનો જ્ઞાનમાં પશ્ચાત્ રહ્યા. શારીરિક, માનસિક અને વાચિક એ ત્રણ પ્રકારની કેળવણીથી જૈનો પશ્ચાત્ પડ્યા છે. જૈન સાધુઓ પણ જ્ઞાન બળ આદિ બળોથી પશ્ચાત્ હઠવા લાગ્યા છે. પૂર્વની દૃષ્ટિએ દેખતાં જૈનોની જાહોજલાલીનું ઘણું નષ્ટ થયુ છે. હાલ જે કાંઇ છે તે ભવિષ્યમા રહી શકશે નહિ તેનો વિચાર કરતાં દરેક જૈન મુંઝાઇને સંશયયુક્ત કંઇક વદે છે. જૈન સાધુઓ અને સાધ્વીઓ કદી સ્વચ્છ દતાથી–કુસંપનાથી અને નિર્નાયકતાથી વર્તીને જૈન કોમની પ્રગતિ કરવાને અનેક જાતના અવ્યવસ્થિત ઉપાયો યોજશે તો તેથી તેઓ નિષ્ફળતા પ્રાપ્ત કરી શકશે. સાધુઓ અને સાધ્વીઓ સ્વસ્વગચ્છ સંઘાડાના મુખ્ય પ્રવર્ત્તકોની આજ્ઞા સ્વીકારીને અને પરસ્પર ગચ્છોની તકરારોમાં બળ વ્યય થાય છે તેનો

પરિહાર કરીને સર્વ ગચ્છોના આચાર્યોની સાથે અમુક અમુક બાબતોની સુલેહની સરતો કરી તે પ્રમાણે વર્તીને ઉન્નતિ કરી શકે છે. સર્વ વ્યવસ્થાક્રમનો નાશ કરી, સ્વચ્છંદાચરણ આચરવાથી ચાતુર્વિધ સંઘ બળની અવ્યવસ્થા થાય છે અને તેથી તેનો નાશ થતાં સંઘઘાતક પાપને જૈનો સ્વશીર્ષે હોરી લેઇ દુર્ગતિમાં પ્રવેશ કરે છે માટે કદાપિ સ્વચ્છંદ વૃત્તિથી અવ્યવસ્થા, સંઘ બળ નાશ, આચાર્યાદિપરમેષ્ઠિ હાનિ અને સર્વ પ્રકારની ઉન્નતિકારક સુવ્યવસ્થાનો કદાપિ કાળે નાશ કરવામાં પ્રવૃત્ત થવુ ન જોઇએ, એજ પ્રત્યેક જૈનની મુખ્ય સંઘસેવાની આવશ્યક ફરજ અને મહાવીરની મુખ્ય આજ્ઞા પણ છે એવું અવબોધી સમ્યક્રીતિએ પ્રવર્ત્તવું જોઇએ. શાસ્ત્રોમા જે ક્રિયાયોગ કથવામાં આવે છે તે ક્રિયાયોગનો સમ્યક્ ભાવાર્થ ખરેખર ઉપર્યુક્ત પ્રવૃત્તિને અંગીકાર કરવાથી સિદ્ધ થાય છે. ઉપર્યુક્ત વિચારોની અને આચારોની ભાવ જીવનમય જીવતી મૂર્તિરૂપ જૈન સંઘની પ્રત્યેક વ્યક્તિ થાય એવો

ઉપદેશમંત્ર વિશ્વમાં પ્રસરાવવો જોઇએ. આચાર્યાદિ ત્રણ પરમેષ્ઠિઓ કે જે વર્ત્તમાનકાળે જીવતા છે અને જેઓને શાસનનું હિત સદા હૃદયમાં તાજુ છે, તેઓની આચારવિચારાદિવડે સુવ્યવસ્થાપૂર્વક પ્રવૃત્તિ જે જે અંશે થાય છે, તે તે અંશે જૈન કોમની ધાર્મિક પ્રગતિ થાય છે એમાં કોઈ જાતની શંકા નથી. જૈનોના ધાર્મિક વિષયની પ્રગતિકારક આચાર્યાદિ ત્રણ્યની જે જે અંશે પ્રગતિ થાય છે તે તે અંશે જૈનોના ધાર્મિકાચારોની અને વિચારોની સુવ્યવસ્થાપૂર્વક પ્રગતિ અવબોધવી. શ્રીમદ્યશોવિજયજી ઉપાધ્યાયે, શ્રીઆચાર્યની આજ્ઞા સ્વીકારીને જૈન શાસનની પ્રગતિમાં આવશ્યક સ્વસેવા ફર્જોને અદા કરવામાં કાંઈ બાકી રાખ્યુ નથી. આચાર્યાદિ વર્ગની સુવ્યવસ્થાપૂર્વક મુખ્ય યોજનાઓને લક્ષ્યમા રાખીને પ્રવૃત્તિ કરવામાં આવે તો તેના ગર્ભમાં સદા પ્રગતિ તો વહ્યા કરે છે એમ સમ્યક્ અવબોધવુ જોઇએ. જૈન ધર્મ સાહિત્યના પ્રત્યેક અંગને ખીલવનાર આચાર્યાદિ ત્રણ પરમેષ્ઠિ

વર્ગની સખ્યામાં ગુણોમા ને તેની સુવ્યવસ્થામા વૃદ્ધિ પ્રગતિ થાય એવી જે જે આજ્ઞાઓને આચાર્ય ફરમાવે તે તે પ્રમાણે નિર્દોષ ફરજો બજાવવાને જૈનોએ સદા તત્પર રહેવુ જોઇએ. બબે શતકના અંતરે પ્રાય: ક્રિયોદ્ધાર કેટલાક શતકમાં થયેલ છે અને તેનો મુખ્ય ઉદ્દેશ આચાર્યાદિ વર્ગની સુવ્યવસ્થા પૂર્વક ચારિત્રાદિ માર્ગ દ્વારા જૈન શાસનની પ્રગતિ કરવી તેજ છે અને તે પ્રગતિરૂપ સાધ્યને લક્ષ્યમાં લઇ જૈન વર્ગે સદા પ્રત્યેક અંગમાં સુધારા વધારા કરવા જોઇએ. જે આચાર્ય જે જે સુધારા વધારાની યોજનાને જૈનકોમ ધર્મની પ્રગતિ અર્થે જણાવે છે તેને જો જૈનસઘ વધાવી લેઇ તે પ્રમાણે આજ્ઞાને પ્રભુરૂપ માની વર્તે તો જૈન શાસનની અનેકમાર્ગે ઉન્નતિ કરી શકાય છે. નેપોલીયનબોનાપાર્ટે યુરોપ પેર વિજય મેળવ્યો હતો તે પોતાની આજ્ઞાને પ્રભુરૂપ માની તે પ્રમાણે પ્રવર્ત્તવામાં આત્મભોગ આપનાર સ્વસૈન્યયોગે અવબોધવુ. શિવાજીએ હિંદુઓનુ

અસ્તિત્વ સંરક્ષ્યું તેનું કારણ પણ એ છે કે તેની સેના-તેની આજ્ઞાને પ્રભુરૂપ માની તે આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્તવામાં સ્વજીંદગીનો હોમ આપતી હતી. તેમ સ્વકીય આચાર્યની આજ્ઞાના ઝુંડાને વળગી રહી જૈનો સ્વકીય ફર્જો અદા કરે તો સ્વલ્પ કાળમાં જાપાનની પેઠે સ્વકોમની વ્યાવહારિક તથા ધાર્મિક પ્રવૃત્તિમાં આગળ વધી શકે. એક સરખી રીતે અમુક ગચ્છમાં વાં સંઘમાં અમુક આચાર્યની આજ્ઞા પ્રમાણે સુધારા વધારા થતા હોય અને તેને ગચ્છાચાર્યની આજ્ઞા પ્રમાણે પ્રવર્ત્તવાનુ પારતંત્ર્ય અંગીકાર કરી સનાથકતા, સુસપતા, સુવ્યવસ્થાના બંધારણોવડે પ્રવર્તી અને શ્રાવકો તથા શ્રાવિકાઓ તેમના અધિકાર પ્રમાણે ધર્મમાં પ્રવર્ત્તતાવવાની પ્રગતિ શૈલીના ઉપદેશને ગ્રહણ કરશે તો સ્વ જૈનસંઘની ઉન્નતિમાં આત્મ-ફરજરૂપ સ્વંજીવન ભોગ સમર્પવા સૂરિયો શક્તિમાન થશે. સંકુચિત વિચારો અને જમાનાને અનુસરી જૈનકોમના ઉપર

કોઈ મહા આચાર્યની રાજવત્ આજ્ઞા ન પ્રવર્ત્તવાથી, અને તેવા બંધારણોની યોજનાઓ વિદ્યમાનમાં ન પ્રવર્ત્તવાથી જૈન મહાસંઘ અને જૈન ધર્મની પ્રગતિના સ્થાને અવનતિ અવલોકાય છે. અતએવ જૈન કોમે જાગ્રત્ થઇને જૈન કોમની પ્રગતિ થાય એવા બંધારણોની યોજનાપૂર્વક આચાર્યાદિસંઘની સુવ્યવસ્થા કરવા એક ક્ષણ માત્ર પણ વિલંબ ન કરવો જોઇએ. આચાર્યાદિની સુવ્યવસ્થાપૂર્વક પ્રવર્તી પ્રવૃત્તિ કરવાથી મહાસંઘની વિદ્યુતવેગે પ્રગતિ થાય છે. અતએવ મહાસંઘની સુવ્યવસ્થાના બંધારણોની યોજનાઓ નિશ્ચય કરવા મહાસંઘના પ્રત્યેક અંગે અહંમમત્વાદિનો ત્યાગ પૂર્વક સર્વાઙ્ગોની સાથે દેશકાળાનુસારે સંબંધ યોજી પ્રવર્ત્તવું જોઈએ. જૈનમહાસંઘમાં રહેલાં ભિન્ન ભિન્ન ગચ્છ, મંડળ, વર્તુળો, પરસ્પર વિરૂદ્ધ બળઘાતક બળ પ્રવૃત્તિનો સ્વીકાર કરીને સ્વગચ્છની ઉન્નતિની સાથે પરગચ્છના ખંડનમાં સ્વબળનો વ્યય કરવામાં પ્રવૃત્ત થશે તો સ્વગચ્છ મંડળ વર્તુળની ઉ-

ન્નતિ પણ નહિ કરી શકે અને અન્ય ગચ્છાદિકની ઉ-ન્નતિનો નાશ કરતાં મહાસંઘનો નાશ કરવામાં પોતાના આત્માને રાક્ષસાવતારનું રૂપ આપી શકશે એમ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરતાં પ્રત્યેક સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચાર વર્ગને અવબોધાશેજ. અને જો ઉપર્યુક્ત સત્ય છે એમ અવબોધાય તો પશ્ચાત્ સાધુઓ અને સાધ્વીઓ સ્વકીય ગચ્છાધિપતિની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરે એમ સ્વસ્વ ગચ્છીય શ્રાવકોએ અને શ્રાવિકાઓએ પ્રવૃત્તિ કરવી જોઇએ અને મહાસંઘના અંગભૂત સર્વગચ્છો પરસ્પર એક બીજાની સાથે સલાહ સંપથી પ્રવર્તી શૃંખલાના અંકોડાની પેઠે મહાસંઘ અને જૈન ધર્મની પ્રગતિ કરવા પ્રયત્ન કરે એવી સુવ્યવસ્થામાં ભાગ લેવો જોઇએ. ભિન્ન ભિન્ન વિચાર મતભેદથી સ્વગચ્છ તથા અન્ય ગચ્છાદિ પ્રાબલ્યના ક્ષયની સાથે મહાસંઘની પ્રગતિમાં અનેક વિઘ્નો ઉભાં થાય એવી મહામોહનીય પાપપ્રવૃત્તિનો કદાપિ પ્રાણાંતે કોઇ પણ જૈને સ્વી-

કાર ન કરવો જોઇએ. કોઈ પણ આચાર્ય, કોઈ પણ ઉપાધ્યાય, કોઈ પણ પ્રવર્ત્તક, પન્યાસ, સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા ઉપર્યુક્ત મહામોહનીય પાપપ્રવૃત્તિથી મહાસઘ વિભેદકના નાશક ગચ્છ કલેશાદિ ચર્ચામા ભાગ લે છે તે જૈન શાસનનો નાશ કરવા માટે પોતાના હાથે જૈન શાસનપર કુહાડો મારે છે એમ અવબોધવુ જોઇએ. મહાસઘરૂપ જૈન ધર્મ સામ્રાજ્યનો કોઈ પણ પ્રવૃત્તિએ કઇ પણ વિઘાત થાય એવી પ્રવૃત્તિ વા એવા વિચારને સ્વપ્નમા પણ આવવા ન દેવો જોઇએ મહાસઘના સુવ્યવસ્થિત બધારણોને આચારમાં મૂકવા પ્રત્યેક જૈને સ્વ ફરજને અપ્રમત્તપણે અનુસરવી જોઇએ, એજ તેનો જૈન મહાસઘની પ્રગતિ પ્રતિ આવશ્યક ધર્મ છે. અને એ આવશ્યક ધર્મને બજાવવાથી તીર્થંકર નામકર્મ બાંધી શકાય છે, એમ પ્રત્યેક જૈને અવબોધવુ જોઇએ. હાલના રાજ્યસત્તાક અને પ્રજા સત્તાક રાજ્યો પ્રત્યેક મનુષ્ય વ્યક્તિ સ્વસમાનોન્નતિ અર્થે

કેવી રીતે આત્મભોગ આપીને પ્રગતિ કરે છે તે મહા સંઘના પ્રત્યેક અંગે સૂક્ષ્મ દૃષ્ટિથી અવબોધવું જોઇએ મહાસંઘના પ્રત્યેક અંગની અને પ્રત્યેક સાહિત્યની પ્રગતિ અર્થે સર્વ સ્વાર્પણ કરવું એ સ્વોન્નતિ છે. એ પ્રત્યેક જૈને અવબોધીને અને તેનો નિશ્ચય કરીને સ્વફરજને આત્મોપયોગી થઇને અદા કરવી જોઇએ, અને એવી પ્રવૃત્તિ કરીને સ્વ ફરજ અદા કરવામાં દેવ-ગુરૂ સંઘની ભક્તિ કરી એમ અવબોધવું જોઇએ વર્તમાન દેશ, જમાનાને અનુસરી જૈન મહાસંઘ અને જૈન ધર્મની પ્રગતિકારક દરેક પ્રકારના સાહિત્યની સંરક્ષા અને તેની સુવ્યવસ્થા કરવામાં જે કોઈ વિઘાતક બળ વાપરે છે તે સ્વોન્નતિ અને મહાસંઘોન્નતિનો ઉચ્છેદક બને છે. જૈનો !!! જૈન શાસનની પ્રગતિ માટે સર્વ પ્રકારના કદાગ્રહ પક્ષપાતનો ત્યાગ કરી મધ્યસ્થતાથી વિચાર કરો અને જૈન શાસનની દાઝ મનમાં ધારણ કરીને ઉદાર મન રાખી મહાસંઘની સુવ્યવસ્થાના ઉપાયોમાં ભાગ લો.

